# પ્રસ્તાવના

સને ૧૯૧૭ના નવેંબરમાં મહાદેવભાઈ બાપુ સાથે જોડાયા ત્યારથી જ તેમણે ડાયરી રાખવાનો વિચાર રાખેલો જણાય છે. શરૂ શરૂમાં બાપુએ લખેલા મહત્ત્વના કાગળોની નકલો પોતાની ડાયરીમાં કરી લેતા. પછી બાપુના ઉદ્‌ગારોની, તેમની સાથે પ્રસંગોપાત્ત થયેલી વાતચીતોની તથા મહત્ત્વના પ્રસંગોની નોંધો તેમણે ડાયરીમાં લખવા માંડી. આ ડાયરી તા. ૧૩–૧૧–૧૯૧૭થી ૧૭–૧–૧૯૧૯ના ગાળાની છે. તેમાં ઘણા દિવસો એવા જાય છે, જે દિવસની ડાયરી લખાયેલી નથી. યરવડા જેલની ડાયરીનાં જે ત્રણ પુસ્તકો બહાર પડી ચૂક્યાં છે, તેના જેટલી વિસ્તારપૂર્વક લખાયેલી સ્વાભાવિક રીતે જ આ નથી. વળી મહાદેવભાઈના પ્રયત્નનો આ આરંભ છે એ પણ ધ્યાનમાં રાખવાનું છે. છતાં આ ડાયરીમાં જે સંખ્યાબંધ કાગળો આપણને મળે છે તેમાંથી, દેશમાં આવીને પ્રવૃત્તિનો આરંભ કરતી વખતે ગાંધીજીની સામે કેવા કેવા પ્રશ્નો આવ્યા, પોતે ઘડી રાખેલી જીવનની ફિલસૂફીની દૃષ્ટિએ એ પ્રશ્નોને તેમણે કેવી રીતે નિહાળ્યા તથા કેવી રીતે તે ઉકેલવાનો પ્રયત્ન કર્યો તેનું બહુ ચોખ્ખું દર્શન આપણને થાય છે. એ રીતે અભ્યાસીને બહુ રસિક અને કીમતી સામગ્રી આમાંથી મળે છે અને સામાન્ય વાચકને પણ બહુ જાણવાનું અને વિચારવાનું મળે છે.

ચંપારણની લડત અને તપાસનું કામ પૂરું થઈ ગયું હતું, કમિટીની ભલામણો પ્રમાણે ઘડાયેલા કાયદાને છેવટનું રૂપ આપવાનું જ બાકી હતું અને ત્યાંના ખેડૂતોમાં આવેલી જાગૃતિને ટકાવી રાખવા તથા ખેડૂતોની તાગત વધે એવા પ્રયત્નો કરવા બાપુજીએ ત્યાં રચનાત્મક કામનો આરંભ કર્યો હતો તે કાળથી ડાયરીની શરૂઆત થાય છે. ડાયરીમાં ચંપારણના કામનો ખ્યાલ આપે એવા થોડાક કાગળો છે. અભ્યાસીએ એની વિગતવાર માહિતી માટે શ્રી રાજેન્દ્રબાબુનું 'ચંપારણનો સત્યાગ્રહ' (Satyagraha in Champaran) એ પુસ્તક વાંચવું જોઈએ.

ચંપારણનું કામ પૂરું થયું પણ નહોતું, ગાંધીજીની હાજરીની ત્યાં જરૂર તો હતી જ, જોકે વચમાં વચમાં બહાર જઈ આવે તો ત્યાંના કાર્યકર્તાઓ નભાવી લઈ શકે એવી સ્થિતિ આવી હતી, એટલામાં ગુજરાતમાં બે મોટાં કામ

ગાંધીજી પાસે આવી પહોંચ્યા પાછળની નિષ્ફળતાને લીધે એક જિલ્લાનું જમીન મહેસૂલ મુલતવી રખાવવાની લડત અને અમદાવાદમા મોઘવારીને કારણે મિલ મજૂરોની પોતાના રોજના દર વધારવાની લડત આ બન્ને લડતોના પ્રમાણભૂત ઇતિહાસના પુસ્તકો શ્રી શંકરલાલ પરીખ કૃત 'ખેડાની લડત' અને મહાદેવભાઈ કૃત 'એક ધર્મયુદ્ધ' આપણી પાસે છે આ ડાયરીમાં એને લગતા બાપુના કેટલાક પત્રો છે તે તેની ઉપર નવો પ્રકાશ પાડે છે અને બાપુજીનું અંતર કેવી રીતે કામ કરી રહ્યુ હતું તે બતાવે છે

મિલમજૂરોની લડત વિશે અમદાવાદના કલેક્ટરે બાપુ આગળ પોતાના દિલના ઉદ્‌ગાર કાઢેલા કે 'મિલમાલિકો અને મજૂરો વચ્ચે આટલા સ્નેહભાવથી ચાલેલી લડત હું મારી જિંદગીમા આ જ પ્રથમ જોઉં છુ ' બાપુ કહે છે: 'મને પણ એમ લાગે છે કે મે પણ બન્ને પક્ષો વચ્ચે આવો સારો સબંધ કદી જોયો નથી' (પા ૪૫) આ વસ્તુ બાપુના મિલમાલિકો ઉપરના, ખાસ કરીને શ્રી અંબાલાલભાઈ ઉપરના પત્રો ઉપરથી બહુ સ્પષ્ટ જોઈ શકાય છે (જુઓ પાન ૮ તથા ૪૮) આ લડતને અંગે બાપુએ કરેલા ઉપવાસનું રહસ્ય પણ આ ડાયરીમાંથી વધારે સમજાય છે એક પત્રમા લખે છે 'આ નાની લડતમા જીવનના કીમતીમા કીમતી પાઠ મને મળ્યા લડત દરમ્યાન પ્રેમની શક્તિનું જે ચમત્કારી પ્રદર્શન થયુ એવુ પહેલા કદી નહોતુ થયુ × × × એ ચાર દિવસો મારે માટે શાંતિના ધ્યાનના અને આધ્યાત્મિક ઉન્નતિના હતા એ દિવસો દરમ્યાન ખાવાની મને રજ પણ ઇચ્છા થઈ નથી' (પા ૧૭) બીજા એક પત્રમા લખે છે 'મારો એ ઉપવાસ એ મારું હજુ સુધીમા મોટામા મોટુ કાર્ય હુ ગણુ છુ એ ઉપવાસ વેળાએ મે જે શાન્તિ ભોગવી તે અલૌકિક હતી' (પા ૭૦) આ ઉપવાસની આવશ્યકતા અને બીજી તરફથી તેમા રહેલો દોષ એ આશ્રમમા સવારની પ્રાર્થનામા તેમણે સુંદર રીતે સમજાવ્યા છે એ માટે તો ડાયરીના પા ૫૫થી ૫૯ વાચવા જોઈએ શ્રી દેવદાસભાઈને એક કાગળમા લખે છે 'મે પાત્રીસ ટકા એક દિવસથી વધારેને સારુ ન લીધા તેનુ રહસ્ય સમજવુ તો સહેલું છે મારાથી વધારે તણાય જ નહી માલિકોએ મજૂરોના મહત્ત્વગુણને લીધે નથી આપ્યા, પણ મારા ઉપવાસને લીધે આપ્યા છે એમ તેઓ હજી માને છે જો હુ વધારે માગત તો તો મે અત્યાચાર કર્યો ગણાત હુ વધારે માગી શકવાની સ્થિતિમા હતો ત્યારે મે ઓછામા ઓછુ લીધુ એ મારી સજ્જનતા મારી નમ્રતા અને મારી વિવેકબુદ્ધિ સૂચવે છે ઉપવાસ ન કર્યો હોત તો મજૂરો ૫ ટકાના જ હતા ઉપવાસથી જ ટક્યા આવી ટેકને સારુ ઓછામા ઓછી માગણી જ યોગ્ય ગણાય. આવી ટેકનો અક્ષરાર્થ પળાય. તે પળાયો અને મારા ઉપવાસમા જે દોષો

હતા તે દોષો મારી ઓઝામાં ઓછી માગણીથી હળવા થયા — ઘણા હળવા થયા. × × ×'

ખેડા જિલ્લા સત્યાગ્રહની બાબતમાં સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટીના સભ્યો શ્રી દેવધર (પા. ૪૩) તથા શ્રી જોશી (પા. ૬૯) ઉપરના તેમ જ 'લિબરલ' વિનીત વિચારના શ્રી નટરાજન (પા. ૬૪,૭૧-૨) તથા શ્રી અ. ક. ઠાકોર (પા. ૭૭-૮) ઉપરના પત્રો ખાસ વાંચવા જેવા છે. શ્રી દેવધરને કહે છે: 'એમ શા માટે ધારી લો છો કે અમલદારો આપે એટલું જ આપણે મેળવી શકીએ? શા માટે એમ માનતા નથી કે જેટલું મેળવવાને આપણે યોગ્ય છીએ તેટલું આપણને મળવું જ જોઈએ?' શ્રી નટરાજન અને શ્રી બ. ક. ઠાકોર બન્નેને ખેડૂતોને મહેસૂલ નહીં ભરવાની સલાહ આપવાનું ડહાપણભરેલું લાગતું ન હતું. સ્થાનિક સરકાર ન માને તો વાઈસરૉય પાસે જાઓ, પાર્લમેન્ટ પાસે જાઓ, આખા હિંદુસ્તાનનો લોકમત જાગ્રત કરો, બ્રિટિશ પ્રજામતને અપીલ કરો, દરમ્યાન ગરીબ ખેડૂતોને રાહત આપવા માટે અને તેઓ ભૂખે ન મરે તે માટે આપણે ફંડ ઊભું કરીએ, પણ આવો જલદ ઉપાય ન લેવો જોઈએ એમ શ્રી નટરાજન કહેતા હતા. તેમને સત્યાગ્રહ શબ્દથી ભડકી ન જતાં જાતે ખેડા જિલ્લામાં આવી તપાસ કરવા અને ખેડૂતો કેવો ખુશમિજાજ રાખીને લડત લડી રહ્યા છે તે નજરે નિહાળવા આમંત્રણ આપ્યું અને શ્રી ઠાકોરને સત્યાગ્રહના અર્થ અને આવશ્યકતાનું પ્રતિપાદન કરનારો કાગળ લખ્યો. આ લડત ચાલતી હતી તે દરમ્યાન કમિશનર મિ. પ્રૅટને ઘણા કાગળો લખવા પડ્યા હતા, પણ ખેડાના પ્રશ્નને બાજુએ રાખીને સરકારી અમલદારોની ભૂલભરેલી કાર્યપદ્ધતિ સુધારવાનો અને પ્રજાને પણ અવળે રસ્તે જતી રોકવાનો ઉપાય સત્યાગ્રહ જ છે એ દર્શાવતો એક સુંદર કાગળ લખ્યો છે (પા. ૪૬-૭) એ ખાસ વાંચવા જેવો છે. સત્યાગ્રહનો પોતાનો પ્રયોગ નવો હોઈ પ્રજાને, લોકનેતાઓને તથા સરકારી અમલદારોને એ સમજાવવાની એક પણ તક બાપુજી ચૂકતા નહીં એ આ ડાયરીમાં આપણને જોવા મળે છે.

આ કાળ પહેલા મહાયુદ્ધ (૧૯૧૪-૧૮)નો હતો. ખેડાની લડત ચાલતી હતી તે વખતે જ વાઈસરૉયે યુદ્ધપરિષદ બોલાવી અને તેમાં બાપુને આમંત્રણ આપ્યું. બાપુજી દિલ્હી તો ગયા પણ તિલક મહારાજને તથા મિસિસ બેસન્ટને એમાં આમંત્રણો નહોતાં. વળી અલીભાઈઓને સરકારે નજરકેદમાં રાખેલા હતા. પ્રજાના સૌથી વધારે વિશ્વસ્ત અને મહાસમર્થ નેતાઓ સિવાય યુદ્ધપરિષદનો હેતુ સફળ ન થઈ શકે એ કારણસર તથા બ્રિટિશ સરકારે તુર્કીને આપેલાં જાહેર વચનોનો ભંગ કરી કેટલાક દેશો સાથે તેણે છૂપા કોલકરારો

કર્યાં હતા તે નૈતિક કારણસર પણ બાપુજી પરિષદમાં ભાગ લેવા ઇચ્છતા નહોતા. એ બાબતનો કાગળ ચીફ સેક્રેટરી સર ક્લોડ હિલ મારફત વાઇસરૉયને તેમણે લખ્યો (જુઓ પા. ૮૭–૮). પછી વાઇસરૉય સાથે તેમની મુલાકાત થઈ. એ મુલાકાતને પરિણામે બાપુજીના શબ્દોમાં 'એમની ન્યાયવૃત્તિ ઉપર ક્ષાત્રવૃત્તિએ વિજય મેળવ્યો' અને તેમણે યુદ્ધપરિષદમાં ભાગ લીધો એટલું જ નહીં પણ લશ્કરભરતીમાં પૂરેપૂરી મદદ આપવાનું સ્વીકાર્યું. લશ્કરભરતીમાં તો પોતે બિનશરતે મદદ આપશે, પણ હિંદુસ્તાનની પરિસ્થિતિ કેવી છે અને હિંદુસ્તાનની આકાંક્ષાઓ શી છે તેનું વિવરણ કરતો એક કાગળ પરિષદને અંતે વાઇસરૉયને બાપુજીએ લખ્યો (જુઓ પા. ૯૫–૮). એ કાગળમાં બાપુના શબ્દોમાં 'ધર્મ, સત્યાગ્રહનું રહસ્ય અને બધા આદર્શો આપી દેવામાં છે.' વાઇસરૉય ઉપરનો એ કાગળ અને લશ્કરભરતીને અંગે થયેલી ચર્ચા એ આ ડાયરીનો સૌથી મહત્ત્વનો ભાગ ગણાય. અહિંસાધર્મી થઈને લશ્કરભરતીનું કામ તમે કેમ કરી શકો? એ પ્રશ્ન તે વખતે જ નહીં પણ ત્યાર પછી પણ ચર્ચાતો રહ્યો છે. બાપુના વિચારો સાગમાં સારી રીતે શબ્દબદ્ધ મિ. એન્ડ્રૂઝ ઉપરના એક કાગળમાં થયા છે (જુઓ પા. ૧૪૭–૭). તેમાંથી અને તેમના બીજા કાગળોમાંથી લશ્કરભરતીમાં ભાગ લેવાનાં કારણો દર્શાવનારા થોડા ઉતારા નીચે આપ્યા છે:

"જે પ્રજા લડવાને માટે નાલાયક છે તે ન લડવામાં રહેલા ગુણો વિષે પોતાના અનુભવોની સાબિતી આપી શકે નહીં. આ ઉપરથી હું એવું અનુમાન કાઢવા માગતો નથી કે હિંદુસ્તાને લડવું જ જોઈએ. પણ હું એટલું જરૂર કહેવા ઇચ્છું છું કે હિંદુસ્તાનને લડવાની કળા આવડતી હોવી જોઈએ."

"અહિંસાધર્મને પાળનારો મારા જેવો હિંદુસ્તાનમાં મેં કોઈ ભાળ્યો જ નથી. હું તો પ્રેમથી ભરેલો છું. અંગ્રેજોનાં પાપ મારા જેટલાં કોઈએ નથી જાણ્યાં, તેમ તેનાં પુણ્યો પણ મારા જેટલાં કોઈએ નથી જાણ્યાં."

"જેને શસ્ત્રકળા શીખવી છે, જેને મારી જાણવું છે તેને હું હિંસા કરતાં પણ શીખવું. આ વખતે હું કાંઈ ન કરી શકું તો તમારે એમ સમજવું કે મારી તપશ્ચર્યા ઓછી છે. માર્યા વિના જેને મરતાં ન આવડે તેણે મારીને મરતાં શીખવું."

"મારું નામ મેં લશ્કરભરતીમાં આપ્યું તે જ વખતે મેં જણાવ્યું હતું કે હું દુશ્મનને કે મિત્રને કોઈને મારવાનો નથી. પણ જે લોકોને લડવાનો બાધ નથી, પણ કાં તો કાયરપણાને લીધે, કાં તો અંગ્રેજો પ્રત્યેના દ્વેષને લીધે લડવા તૈયાર થતા નથી, તેમના પ્રત્યે મારી શી ફરજ છે? તેમને મારે શું એમ ન કહેવું જોઈએ કે મારો માર્ગ ન સ્વીકારતા હો તો તમારે તમારું કાયરપણું અથવા દ્વેષ જે હોય તે છોડી દેવાં જોઈએ અને અને લડવું

જોઈએ? જે માણસ મારવાની શક્તિ ધરાવતો નથી તેને તમે અહિંસા શીખવી શકો નહી ”

“હિંસક માણસોને તેમની હિંસા ઓછામા ઓછી નુકસાનકારક રીતે કરવાનુ શીખવીને, તે શીખવવાની ક્રિયામા જ અહિંસાના સદ્ગુણ સમજાવવામા કદાચ હું સફળ થાઉ આ રીતે જ અહિંસા અથવા સત્યાગ્રહના સિદ્ધાતનો હું કદાચ વધારે સારી રીતે પ્રચાર કરી શકુ ”

“અહિંસા એટલે મારવાની અથવા તો ઈજા પહોચાડવાની ઇચ્છાને નાબૂદ કરી નાખવી અહિંસા એના જ માણસો પ્રત્યે આચરી શકાય જેઓ આપણા કરતા બધી રીતે ઉતરતા હોય એનો અર્થ એ થયો કે પૂર્ણ અહિંસાધર્મીએ છેવટની પૂર્ણતા પ્રાપ્ત કરેલી હોવી જોઈએ ત્યારે આનો અર્થ શું એવો થયો કે આપણે બધા પૂરા પ્રમધર્મી બનીએ તે પહેલા આપણે સૈન્ડો થવાનો પ્રયત્ન કરવો જોઈએ? ના એ અનાવશ્યક છે આપણે દુનિયા સામે અડગ ઊભા રહી શકીએ એટલુ બસ છે એ જાતની હિંમત આપણામા હોય એ તદ્દન જરૂરી છે કેટલાકમા આવી હિંમત તેઓ લડવાની તાલીમ મેળવે ત્યાર પછી જ આવી શકે ”

‘પ્રજાનુ ફરજિયાત નિઃશસ્ત્રીકરણ થયુ છે પણ દિલમાથી મારવાની ઇચ્છા જરાય ગઈ નથી ××× હિંદુસ્તાનને માટે વધારેમા વધારે કહી શકાય તો તે એટલુ જ, કે અહી કેટલીક વ્યક્તિઓએ બીજા દેશો કરતા અહિંસાના સિદ્ધાતને લોકપ્રિય બનાવવા માટે વધારે ભારે પ્રયાસો વધુ સફળતા સાથે કર્યા છે પણ તે ઉપરથી એવો મત બાધવાને કારણ નથી કે લોકોમા અહિંસાના સિદ્ધાતે ઊડા મૂળ ઘાલ્યા છે ”

“અહિંસાનો પાઠ તો એ માણસને આપવાનો છે જેનું જીવન જુસ્સાથી તરવરતુ હોય અને જે પોતાના વિરોધીની સામે છાતી કાઢીને ટટાર ઊભો રહી શકે એમ હોય મને લાગે છે કે અહિંસા પૂરેપૂરી સમજવા માટે અને બરાબર પચાવવા માટે શારીરિક હિંમતનો પૂરો વિકાસ થયેલો હોવો એ અનિવાર્ય છે ”

“કોઈ પણ માણસના મનમા અહિંસા એટલે કે પૂર્ણ પ્રેમનો સિદ્ધાન્ત ઉતારવા માટે એનુ મન પ્રાણવાન શરીરની મારફત બરાબર ખીલીને પરિપક્વ થાય તેની મારે રાહ જોવી જોઈએ ”

આમના વિધાનો કર્યા પછી પોતાની આગળ ઊભી થતી મુશ્કેલીઓ તેઓ રજૂ કરે છે

“આ વિચારને વ્યવહારમા ઉતારવો શી રીતે? પ્રાણવાન શરીર હોવુ એનો શો અર્થ? હિંદીઓએ શસ્ત્ર ધારણ કરવાની તાલીમમા કેટલે સુધી જવુ પડશે? દરેકેદરેક વ્યક્તિએ એ તાલીમમાથી પસાર થવુ પડશે કે સ્વતત્રતાનુ વાતાવરણ ઉત્પન્ન થાય અને લોકોમા શસ્ત્ર ધારણ કર્યા વિના પણ પોતાની આસપાસના વાતાવરણમાથી જ આવશ્યક હિંમત આવી જાય એટલુ બસ છે? હું માનુ છું કે બીજો વિચાર ખરો છે”

પછી યુદ્ધનો પણ પોતાના સિદ્ધાન્તની પુષ્ટિ માટે કેવી રીતે ઉપયોગ કરી લેવા ધારતા હતા તે સમજાવે છે

"જ્યારે દરેક હિંદીને હું લશ્કરમા જોડાવાનું કહું છું ત્યારે સાથે સાથે સતત એને કહેતો રહું છું કે એ લશ્કરમા જોડાય છે તે લોહીની તરસ છિપાવવા માટે નહી પણ મરણનો ભય ન રાખવાનું શીખવા માટે છે ××× લશ્કરભરતીના મારા દરેક ભાષણમા સૈનિકની ફરજના આ ભાગ ઉપર મેં વધારેમા વધારે ભાર મૂક્યો છે એવું મારું એક પણ ભાષણ નથી થયું જેમા મેં કહ્યું હોય કે 'જર્મનોને મારવા માટે આપણે જઈએ' મારા સઘળા ભાષણોનો સૂર એ છે કે 'હિંદની અને સામ્રાજ્યની ખાતર આપણે લડાઈમા જઈએ અને મરીએ' મારી માગણીના જવાબમા ખૂબ મોટી ભરતી થશે અને અમે બધા ફ્રાન્સમા જઈને લડાઈનું પલ્લું જર્મનોની સામે ફેરવી શકીશું તો મને લાગે છે કે અમારી વાત સંભળાવવાનો હિંદને અધિકાર પ્રાપ્ત થશે અને હિંદ કાયમી સુલેહ કરાવી શકશે હવે આગળ કલ્પના કરો કે નિર્ભય માણસોનું લશ્કર ઊભું કરવામા હું સફળ થાઉં અને એ લોકો ખાઈઓમા પહોંચી જાય અને પ્રેમપૂર્ણ હૃદયે પોતાની બંદૂકો મૂકી દઈ જર્મનોને પડકાર આપે કે તમારા માનવબંધુ એવા અમારી ઉપર ગોળી ચલાવો, તો હું કહું છું કે જર્મન હૃદય પણ પીગળી જશે જર્મનો એવી રાક્ષસી વૃત્તિવાળા જ છે એવો આરોપ તેમના ઉપર મૂકવાનો હું ઇનકાર કરું છું"

"એટલે આ બધાનો અર્થ એ થયો કે અપવાદરૂપ સંજોગોમા એક આવશ્યક અનિષ્ટ તરીકે યુદ્ધનો આશ્રય લેવો પડે, જેમ આપણે આપણા શરીરનો લઈએ છીએ તેમ જો હેતુ શુદ્ધ હોય તો યુદ્ધને પણ માનવજાતના ભલામા ફેરવી શકાય પણ યુદ્ધ પ્રત્યે અહિંસાવાદી તટસ્થતાથી જોતો બાજુએ ઊભો રહી શકે નહી તેણે પોતાની પસંદગી કરી જ લેવી જોઈએ કાં તો યુદ્ધમા સક્રિય સહકાર આપે, કાં તો યુદ્ધનો સક્રિય વિરોધ કરે"

ઉપરના ઉતારા યુદ્ધ વિષે તથા લશ્કરભરતી વિષે આ ડાયરીમા દર્શાવેલા બાપુના વિચારોના અર્કરૂપ મને લાગે છે છતા તેમા અથવા ડાયરીમાના એ વિષેના બધા લખાણોમાં બાપુજી પોતાના મનોભાવો સંપૂર્ણ રીતે પ્રગટ કરી જ શક્યા છે એમ ન કહી શકાય ઉપરના વિચારોમા 'અપવાદરૂપ સંજોગોમા એક અનિવાર્ય અનિષ્ટ તરીકે યુદ્ધનો આશ્રય લેવો પડે' એટલું બાપુ કહે છે તેમના જ લખાણો માના શબ્દો લઈને યુદ્ધ અનિવાર્ય છે અને તેમાથી સમાજનું ભલું પણ થઈ શકે એમ કોઈ ઘટાવવાનો પ્રયત્ન કરે તો કદાચ ઘટાવી શકે પણ બાપુએ પોતે જ કહ્યું છે તે ધ્યાનમા રાખવાનું છે કે 'હું નવા અનુભવોમાથી પસાર થઈ રહ્યો છું મારા આંતરિક વિચારો વ્યક્ત કરવાને હું મથામણ કરી રહ્યો છું કેટલીક વસ્તુઓ હજી મને ચોખ્ખી દેખાતી નથી જે વસ્તુઓ મારા મનમા સાફ થઈ ગઈ છે તે બીજાઓને કહેવા માટે હું શબ્દો શોધી રહ્યો છું પ્રકાશ અને

માર્ગદર્શન માટે હુ પ્રાર્થના કરી રહ્યો છુ' એક બીજી વસ્તુ એ પણ ધ્યાનમા રાખવાની છે કે તે વખતે બાપુ સહકારી હતા બ્રિટિશ સામ્રાજ્ય ઉપર તેમને વિશ્વાસ હતો તેઓ પોતે જ કહે છે 'હુ ઇગ્લન્ડને વળગી રહ્યો છુ તેનુ કારણ એટલુ જ છે કે હુ માનુ છુ કે એ હાડે ખરાબ નથી વળી હુ એ પણ માનુ છુ કે હિંદુસ્તાન દુનિયાને પોતાનો સદેશો ઇગ્લન્ડ મારફત વધારે સારી રીતે આપી શકશે બીજી તરફથી હિંદુસ્તાનને નિ શસ્ત્ર કરવાનુ ઇગ્લન્ડનું કૃત્ય, તેમની ગુમાનભરી અને અમને ભાગ નહી લેવા દેનારી લશ્કરી નીતિ અને હિંદુસ્તાનના ધનનુ અને કળાનુ અગ્રેજોના વેપારી લોભની વેદી ઉપર અપાયેલુ બલિદાન, એ બધાને હુ એટલુ ધિક્કારુ છુ કે મારામા પેલી શ્રદ્ધા ન હોત તો હું ક્યારનોયે બળવાખોર બન્યો હોત' અને બળવાખોર બન્યા પછી પણ ઇગ્લન્ડ તરફનો એ સદ્ભાવ તો ચાલુ રહ્યો જ હતો, જેથી બીજુ વિશ્વયુદ્ધ ૧૯૩૯મા ફાટી નીકળ્યુ ત્યારે ઇગ્લન્ડને બધી નૈતિક મદદ આપવા તેઓ તૈયાર થયા હતા

બાળકોને અહિંસાનુ શિક્ષણ કેવી રીતે આપવુ એ પ્રશ્ન કિશોરલાલભાઈ ઉપરના કાગળમા ઉઠાવીને કહે છે 'અહિંસાના આ નવા દેખાતા સ્વરૂપથી હુ તો અનેક પ્રકારના પ્રશ્નોની જાળમા ફસાઈ ગયો છુ બધી જ ગૂચવણોની એક જ ગુરુકિલ્લી (માસ્ટર કી) નથી મળી તે મળવી જ જોઈએ'

સાધારણ માણસને માટે એમ કહી શકાય કે માણસ જાહેરમા કાઈ બોલીને કે લખીને પોતાના વિચારો દર્શાવે તેના કરતા વસ્તુત પોતે નાનો હોય છે કારણ તેણે કાળજીપૂર્વક પોતાનો સદર અથવા પોતાની સારી બાજુ રજૂ થાય એ રીતે એ વિચારો દર્શાવ્યા હોય છે પણ મહાનુભાવ એવી વિરલ વ્યક્તિઓ તો પોતે બોલે અથવા લખે એ કરતા ઘણી મોટી હોય છે એમના અતરના ઊડા ભાવો પ્રગટ કરવા ભાષા અસમર્થ નીવડે છે બાપુજીને વિષે એમ કહી શકાય કે તેમના ભાષણો અને લેખો આપણી પાસે છે તે કરતા તેઓ ઘણા મોટા હતા તેમના ભાષણો અને લેખોમાથી તેમના વ્યક્તિત્વનુ અને તેમના વિચારો તથા ભાવનાઓનુ પૂરુ દર્શન આપણને ન થઈ શકે હિંદુસ્તાનની પ્રજાને અહિંસાની શક્તિ સમજાવવા માટે, અહિંસાપરાયણ બનાવવા માટે જ તેમણે લશ્કરભરતીમા દાખલ થવાની સલાહ આપી છે તે માટેના પોતાના કારણો તેઓ બરાબર શબ્દબદ્ધ ન પણ કરી શકયા હોય પણ તેથી તેમની અહિંસાની ઉપાસનાને બાધ આવતો નથી તેમણે પોતાના જીવન દ્વારા નિર્ભયતા, પ્રેમ આત્મૌપમ્ય, ઈશ્વરશરણ વગેરે મહાન ગુણોના પાઠ જગતને આપ્યા છે તેમાથી તેમની અહિંસાનુ દર્શન આપણે કરવાનુ છે.

જે વખતે લશ્કરભરતીનુ કામ ચાલી રહ્યુ હતુ તે વખતે દેશ સમક્ષ રાજકીય સુધારાની મોન્ટફર્ડ યોજના આવી દેશના સઘળા રાજદ્વારી પક્ષોએ

બની શકે તો એક થઈને તે વિષે પોતાની માગણી રજૂ કરવી એવા પ્રયત્નો ચાલી રહ્યા હતા. તે માટે ઑગસ્ટમાં મુંબઈમાં કૉન્ગ્રેસનું ખાસ અધિવેશન થયું. તે પહેલાં બધા પક્ષોની એક કૉન્ફરન્સ થઈ એમાં ભાગ લેવા નરમ દળ તથા ગરમ દળ બન્ને તરફથી બાપુજીને બહુ આગ્રહ થયો. પણ બાપુ પોતાના વિચારો એકકે પક્ષ પાસે સ્વીકારાવી નહીં શકે એવી તેમને ખાતરી થઈ હતી એટલે લશ્કરભરતીનું કામ છોડી એટલા દિવસ ભાંગવાનું તેમને ઠીક ન લાગ્યું. નરમ દળના કે ગરમ દળના એકકે સમેલનમાં તેઓ ન ગયા તેમ કૉંગ્રેસના ખાસ અધિવેશનમાં પણ હાજરી ન આપી નરમ દળના નેતાઓ સુરેન્દ્રનાથ બેનરજીને (પા. ૧૮૦–૧), શ્રી સમર્થને (પા. ૧૯૧) તથા બી. ચક્રવર્તીને (પા. ૧૯૨) તેમ જ ગરમ દળના નેતા તિલક મહારાજને (પા. ૧૯૨-૩) લખેલા કાગળો વાચવા જેવા છે. બન્ને પક્ષ લશ્કરભરતીના કામમાં તથા મૉન્ટ-ફર્ડ યોજનામાં સુધારા કરાવવાની બાબતમાં બાપુજી જેટલે સુધી જવા ઇચ્છતા હતા તેટલે સુધી જવા તૈયાર નહોતા.

આ ઉપરાંત પોતાનાં કુટુંબીજનોને, પુત્રોને તથા આશ્રમવાસીઓને લખેલા કાગળો, વિનોબાનો કાગળ (પા ૨૧–૪), દૂધ નહીં લેવાના વ્રતને કારણે અતિશય તકલીફ વેઠતા હતા ત્યારે બકરીનું દૂધ લેવાની છૂટ વ્રતમાંથી નીકળી શકે એવા બાના સૂચનમાંથી બકરીનું દૂધ લેવા માંડ્યું તે વિષે મગનલાલભાઈને કાગળ (પા. ૨૧૮) એ બધા આ ડાયરીના બોધક અને રોચક ભાગો છે. અત્યાર સુધી બહાર ન આવેલી એવી ઘણી વાતોથી ડાયરી ભરેલી છે.

મહાદેવભાઈ બાપુજી સાથે જોડાયા ત્યાં સુધીનું તેમનું ચરિત્ર આ પુસ્તકના આરંભમાં મૂકવાના ઉદ્દેશથી મે લખેલું. પણ નવજીવન કાર્યાલયને તે અલગ પુસ્તક તરીકે છપાવવાનુ યોગ્ય લાગ્યું અને 'મહાદેવભાઈનું પૂર્વચરિત' એ નામે તેમણે બહાર પાડ્યું છે.

ખેડા જિલ્લાની લડતને અંગે બાપુજીએ બહાર પાડેલી પત્રિકાઓ તથા લશ્કરભરતી માટેની પત્રિકાઓ પરિશિષ્ટમાં આપી છે.

છાપતાં રહી ગયેલી એક ભૂલ તરફ વાચકોનું ધ્યાન ખેંચવાની રજા લઉં છું. પા. ૧૫૮મે તા. ૨૪–૭–'૧૮ આવે છે અને પછી તા. ૨૯–૭–'૧૮નું લખાણ આવે છે. પછી પાછું પા. ૧૬૩ ઉપર તા. ૨૪મીનું લખાણ આવે છે અને એની પછી તા. ૨૫મીનું તથા ફરી તા. ૨૯મીનું લખાણ આવે છે. વાચકને આટલી ભૂલ સુધારી લેવા વિનંતી છે.

૨૮–૭–'૫૦

નરહરિ પરીખ

# અનુક્રમણિકા

जळो ते जाणीव, जळो ते शहाणीव । राहो माझा भाव विठ्ठलपायीं ।
जळो ते आचार, जळो ते विचार । राहो मनस्थिर विठ्ठलपायीं ॥

—तुकाराम

પૂળો મુકાઓ તે જ્ઞાનમાં, પૂળો મુકાઓ તે ડહાપણમાં,
મારી ભક્તિ વિઠ્ઠલના ચરણમાં (દૃઢ) રહો.
પૂળો મુકાઓ તે આચારમાં, પૂળો મુકાઓ તે વિચારમાં,
મારું ચિત્ત વિઠ્ઠલના ચરણમાં સ્થિર રહો.

—તુકારામ

Like most human things, discipleship has its good and its evil, its strong and its poor and dangerous side; but it really has a good and strong side,—its manly and reasonable humility, the enthusiasm of having and recognizing a great master, and doing what he wanted done

—DEAN CHURCH

ઘણી માનવ વસ્તુઓની માફક, શિષ્યભાવની સારી તેમ જ નરસી બાજુ, મજબૂત તેમ જ નબળી અને ભયાનક બાજુ રહેલી છે, છતાં ખરેખર તેમાં સારું અને મજબૂત તત્ત્વ જ (વધારે) છે. તેની મર્દાનગીભરી અને વાજબી નમ્રતા, (પોતાને) એક મહાન ગુરુ હોવાનો અને તેને માનવાનો ઉત્સાહ તથા તે જે ઇચ્છે તે કરવાનો (આગ્રહ, એ તેની સારી બાજુ છે).

—ડીન ચર્ચ

મિસ એસ્થર ફેરિંગને * લખેલા કાગળમાંથી :

¶ "પ્રવાસમાં ભટકતો હોવાથી તમારા કાગળનો જવાબ હું આપી શક્યો નથી. . . . એમ કહેવું કે આ સંસારમાં પૂર્ણતા પ્રાપ્ત

૧૩–૧૧–'૧૭ કરવી શક્ય નથી એ ઈશ્વરનો ઇન્કાર કરવા બરાબર છે. આપણે માટે તદ્દન નિર્દોષ થવું શક્ય નથી, એ કથન જીવનની એક અવસ્થા પરત્વે જ છે, એ સ્પષ્ટ છે. પણ હું કહુ છું એના સમર્થનમાં આપણે શાસ્ત્રો શોધવા જવાની જરૂર નથી. પ્રયત્ન વડે અને યમનિયમના પાલનથી માણસોને આપણે હમેશાં ઊંચે ને ઊંચે ચડતાં જોઈએ છીએ. ચડવાની શક્તિની મર્યાદા બાંધવાની જરૂર નથી. મને તો જીવનમાં બિલકુલ રસ ન રહે, જો મને એમ લાગે કે આ સંસારમાં સંપૂર્ણ પ્રેમ હું પ્રાપ્ત કરી શકું નહીં. મુદ્દાની વાત એ છે કે પ્રેમની આપણી શક્તિ સતત વધતી રહે છે. એ ક્રિયા બહુ ધીમી છે ખરી. સારું કામ કરતાં પણ આપણને રોકે એવા માણસને આપણે શી રીતે ચાહી શકીએ? છતાં એવા પ્રસંગમાં જ આપણી ખરી કસોટી થાય છે. આશા રાખું છું કે તમારું ચિત્ત હવે વધુ શાન્ત થયું હશે.

"આશ્રમ માટેનો તમારો પ્રેમ તમારા કર્તવ્યપાલનના પ્રયત્નમાં તમને બળ આપો. આશ્રમનો ઉદ્દેશ આપણે ભાગે આવેલાં કામ ખૂબ ધ્યાન અને કાળજીપૂર્વક કરવાનું આપણને શીખવવાનો છે. આપણી ઇચ્છાઓ (ગમે તેવી શુદ્ધ હોવા છતાં) પાર ન પડે તેથી કાંઈ ગભરાવાનું નથી. આપણું ધાર્યું નહીં પણ તેનું જ ધાર્યું થાઓ.

બાપુ"

* આ બહેન ડેનમાર્કના છે. ત્યાંથી હિંદુસ્તાનની સેવા કરવા એક ડેનિશ મિશન સાથે અહીં આવ્યાં. બાપુના સંસર્ગમાં આવ્યા પછી મિશનમાં પુરાઈ રહેવું તેમને ગમ્યું નહીં અને ૧૯૧૯માં મિશનમાંથી છૂટા થયાં. થોડો વખત શાંતિનિકેતનમાં અને થોડો વખત આશ્રમમાં ગાળી તેઓ પાછાં સ્વદેશ ગયાં. તેઓ એક હિંદી ભાઈ ડૉ. મેનનને પરણ્યાં છે.

¶ જે મૂળ અંગ્રેજી લખાણનું ભાષાન્તર આપવામાં આવ્યું છે તે ભાષાન્તર છે એમ દર્શાવવા આ નિશાન આગળ પણ બધે મૂક્યું છે. આ પ્રથા આ પુસ્તકથી શરૂ કરી છે.

બેસતુ વર્ષ, ૧૯૭૪
મોતીહારી

આશ્રમમાં મગનલાલભાઈને લખતા:

"આજને માગળિક પ્રસગે તમને હુ શુ આપુ? જેની તમારામાં, મારામાં, ઘણામા, ખામી છે, તે આપવાનો પ્રયત્ન કરું છુ. તે મળ્યું તો બધુ મળ્યુ. જેનામાં હોય તે જ આપી શકે એ ન્યાયે તો હુ આપુ શુ? પણ આપણે સાથે માગીએ

૧૫-૧૧-'૧૭

"'જોકે હુ મનુષ્ય અને દેવની વાણીએ બોલુ, પણ મારામાં પ્રેમ ન હોય તો હુ ઢોલ કે ખાલી ઘડા સમાન છુ. જોકે હુ ભવિષ્ય ભાખી શકું, મને બધુ જ્ઞાન હોય, મારામા પર્વતો ખસેડી શકવાની શ્રદ્ધા હોય, પણ પ્રેમ ન હોય તો હુ તૃણવત્ છુ. જોકે હુ મારું બધુ ગરીબોને ખાવા સારુ આપી દઉં, મારું શરીર બાળી મૂકુ, પણ મારામા પ્રેમ ન હોય, તો મારા કાર્યમા કશો લાભ ન હોય

"પ્રેમ બધુ સહન કરે છે, જ્યા પ્રેમ છે ત્યા દયા છે પ્રેમમાં દ્વેષને અવકાશ જ નથી, પ્રેમમા અહંભાવ નથી, પ્રેમમા મદ નથી, પ્રેમમાં અયોગ્યતા નથી, પ્રેમ સ્વાર્થી નથી, પ્રેમ ઝટ ચિડાતો નથી, પ્રેમને દુષ્ટ વિચારો આવતા નથી, પ્રેમ અન્યાયથી રાચતો નથી પ્રેમ સત્યથી જ રાજી રહે છે, પ્રેમ બધુ સહન કરે છે, બધું માને છે. પ્રેમ આશામય છે, બધુ સાખી લે છે પ્રેમ કદી નિષ્ફળ થતો નથી પણ ભવિષ્યવાણી મિથ્યા થાય છે, વાચા બધ થાય છે, જ્ઞાનનો નાશ થાય છે.

'"જ્યારે હુ બાળક હતો ત્યારે બાળકની જેમ બોલતો. બાળકના જેટલી મારી સમજ હતી, અને બાળકની જેમ વિચારતો. જ્યારે હુ મોટો થયો ત્યારે મેં બાળપણુ છોડી દીધુ હાલ તો આપણને પરદાનુ આચ્છાદન હોવાથી ઝાંખું ભાળીએ છીએ, પછી તો આપણે સમક્ષ ઊભી જોઈ શકીશું હાલ તો મને થોડું જ્ઞાન છે. પછી જેમ હુ ઓળખાઉ તેમ ઓળખીશ. છેવટમાં, શ્રદ્ધા, આશા અને પ્રેમ આ ત્રણ વસ્તુઓ સ્થાયી છે. તેમાયે પ્રેમ શ્રેષ્ઠ છે'

"આ વાચજો, વિચારજો, ફરી વાચજો તેનુ અગ્રેજી વાચીને તેનું હિંદી કરજો. મરડી મચડી ઘડીભર તો પ્રેમની ઝાખી ખૂબ કરી લેજો મીરાંને પ્રેમની કટારી ખૂબ લાગી હતી તેવી કટારી આપણને પણ હાથ લાગે ને તે ભોકવાનું બળ આપણામા આવે તો આપણે દુનિયાને હલમલાવીએ પણ ક્ષણે ક્ષણે તે વસ્તુ મારામા છે છતાં તેની ખોટ તો અનુભવ્યા કરું છુ ઊણપ બહુ છે અધૂરા ઘડા જેવો કોઈ વેળા થઈ જાઉં છુ કાલે જ પ્રેમથી જેઓ મને રોકતા હતા તેઓને સારુ મને અવકાશ ન હતો. તેથી મનમા ને મનમા બળ્યા કરતો હતો આ કાંઈ પ્રેમની નિશાની નથી એ તો અધૂરો ઘડો ઘણો છલકાયો તમને

નવું વર્ષ ફળો. તમારી શારીરિક, માનસિક, આધ્યાત્મિક વિભૂતિઓ વધીને તે બધું તમે હિંદને ચરણે પ્રેમભાવે મૂકો, એ મારી ઇચ્છા, એ જ આશિષ.

બાપુના આશીર્વાદ"

"ચિ. હરિલાલ,

"આજે દિવાળી છે. નવું વર્ષ તમને ફળો, તમારી શુભેચ્છાઓ બર આવો, ને તમારા બધાના ચારિત્રની પૂંજીમાં વધારો થાઓ, એમ ઇચ્છું છું. એ ખરી લક્ષ્મી છે, તેનું પૂજન કરવામાં જ કલ્યાણ છે, એ સત્ય તમને વધારે ને વધારે સ્ફુરો એમ માગું છું.

બાપુના આશીર્વાદ"

મોતીહારી

હરમેન કાલનબાકને* પત્ર:

¶ "પ્રિય મિત્ર,

૨૧-૧૨-'૧૭ "હમણાં હમણાંનો હું બહુ અનિયમિત થઈ ગયો છું. હું એટલું રડખું છું કે પ્રેમપત્રો લખવાનો મને અવકાશ જ મળતો નથી, ખાસ કરીને જ્યારે એ પત્રો ગેરવલ્લે જાય છે. તમારા તરફથી છેલ્લા ત્રણ મહિનામાં માત્ર ત્રણ જ કાગળો મને મળ્યા છે. જોકે પોલાક અને મિસ વિન્ટરબૉટમ તમારે વિષે મને લખે છે ખરાં. તમને ભેટવાનું મને કેટલું બધું મન થાય છે! અહીં મને રોજ રોજ નવા નવા અનુભવો થતા જાય છે. એ બધામાં તમને ભાગીદાર બનાવવાની મને બહુ ઇચ્છા થાય છે. પણ આ રાક્ષસી યુદ્ધનો કાંઈ અંત જ દેખાતો નથી. સુલેહની બધી વાતોથી તો વેદનામાં વધારો જ થાય છે. છતાં બધી માનવપ્રવૃત્તિઓની માફક આનો પણ અંત આવશે જ. આપણી મિત્રતા તદ્દન નમાલી ગણાય, જો તે સ્થળ અને કાળનાં અંતર સહન કરી શકે નહીં. આ લાંબા કંટાળાભરેલા વિયોગથી તો તે વધુ દૃઢ અને વિશુદ્ધ થવી જોઈએ. આખરે તો આ ક્ષણભંગુર શરીર શું છે? ગઈ કાલે પવનની લહરીઓમાં સામેનાં વૃક્ષો જોતો હું બેઠો હતો. મેં જોયું કે નિત્ય પરિવર્તન પામતાં આ મહાન વૃક્ષોની અંદર એવું કંઈક છે જે ચિરકાળ ટકી રહે છે. દરેક પાંદડાનું પોતાનું અલગ જીવન હોય છે. એ ખરી પડે છે અને કરમાઈ જાય છે, પરંતુ ઝાડ જીવતું રહે છે. દરેક ઝાડ પણ કાળે કરીને અથવા તો ઘાતકી કુહાડીથી મરણને શરણ થાય છે; પરંતુ

* દક્ષિણ આફ્રિકાના બાપુના બહુ દિલોજાન દોસ્ત. બાપુની સાથે જ તેઓ પણ અહીં આવવાના હતા. પણ તેઓ જર્મન હતા અને મહાયુદ્ધને લીધે એમના ઉપર ખૂબ જાપ્તો હતો. એટલે આવી શક્યા નહીં. સને ૧૯૩૮માં થોડો વખત અહીં આવી ગયા હતા.

જંગલ, જેનો આ ઝાડ એક ભાગ છે તે જીવે છે. આપણે પણ માનવવૃક્ષનાં આવાં પાંદડાં જ છીએ. આપણે કરમાઈ જઈએ પણ આપણામાં જે સનાતન છે તે અનંતકાળ સુધી પરિવર્તન પામ્યા વિના ટકી રહે છે. કાલે સાંજે આવા વિચારો કરતાં મને ભારે આશ્વાસન મળ્યું. તમારું સ્મરણ મને થઈ આવ્યું અને મેં નિસાસો નાખ્યો. પણ મેં તરત જ મારી ઉપર કાબૂ મેળવી લીધો અને પોતાને કહ્યું: 'હું જાણું છું કે મારો મિત્ર એ એનું પેલું શરીર નથી પણ એની અંદર રહેલો આત્મા છે.'

પ્યાર,
તમારો પુરાણો મિત્ર"

ભાઈ જમનાદાસ ખુશાલચંદને :

"મારી પ્રવૃત્તિઓ વધતી જાય છે. મારો પારો ચડેલો છે તે દરમ્યાન મારા જે જે આદર્શો છે તેની ઓળખ દેશને આપી દેવામાં મને ખપાવી દઉં છું."

"સુજ્ઞ ભાઈ અંબાલાલજી,

"આપના વેપારી કાર્યમાં જરાયે વચમાં આવવાની ઇચ્છા થતી નથી. છતાં ભાઈ કૃષ્ણલાલનો કાગળ આજે મળ્યો છે, એ એવો છે કે મારાથી લખ્યા વિના રહેવાય એવું નથી. શ્રીમતી અનસૂયાબહેનને ખાતર પણ તાણાવાળાઓને સંતોષવા જોઈએ એમ મને લાગે છે. એકને સંતોષવાથી બીજા વળગશે એમ માનવાનું કારણ નથી. વળગે તોપણ તે સમયે યોગ્ય પગલું ભરી શકાય. માલિકો મજૂરોને બે પૈસા આપીને કેમ રાજી ન થાય? તેઓનો અસંતોષ દૂર કરવાનો રાજમાર્ગ એક જ છે: એમના જીવનમાં પ્રવેશ કરો અને પ્રેમરૂપી હીરની દોરીથી તેઓને બાંધો. હિંદુસ્તાનને સારુ આમાં જરાયે અતિશયતા નથી. પૈસાનો ઉપયોગ પણ છેવટે તો દેશને ખાતર જ છે. તેઓને ખાતર ખરચશો તો જરૂર ઊગી નીકળશે. બહેનની આંતરડીને ભાઈ કેમ દૂભવે? અને તે પણ અનસૂયાબહેન જેવી બહેનને? મને તો તેમનો આત્મા અતિ પવિત્ર જણાયો છે. તેમનું વચન તમને કાયદારૂપ હોય તોપણ વધારેપડતું નથી. આમ આપની ઉપર તો બેવડો બોજો છે. નોકરોને રીઝવવા અને બહેનનો આશીર્વાદ મેળવવો. મારી ધૃષ્ટતા પણ બેવડી છે. હું એક જ કાગળમાં વેપારમાં અને કૌટુમ્બિક વ્યવહારમાં વચ્ચે આવ્યો છું. મને ક્ષમા કરશો.

લિ. મોહનદાસ ગાંધીના
વંદેમાતરમ્"

મોતીહારી

"ભાઈશ્રી પ ચિમનલાલ (ચીનાઈવાળા),

"તમારો કાગળ મળ્યો છે મજૂર-વર્ગ-માત્રને મદદ કરવી એ આપણુ કર્ય છે એમા મને શક નથી ચાલુ સહકાર પ્રવૃત્તિમા

૧૩-૧-'૧૮ મારી શ્રદ્ધા ઓછી છે મને લાગે છે કે આપણુ પ્રથમ કાય મજૂર વર્ગની સ્થિતિનો બારીક અભ્યાસ કરવાનુ છે તેઓ શુ કમાય છે? ક્યા રહે છે? કેમ રહે છે? કેટલુ ખરચે છે? કેટલુ ખચાવે છે? કેટલુ કરજ કરે છે? કેટલા છોકરા છે? તેમને કેવી રીતે ઉછેરે છે? તેઓ અસલ શુ હતા? તેની સ્થિતિનુ કેમ પરિવર્તન થયુ? હવે તેઓની શી હાલત છે?— આ બધા સવાલોના ઉત્તર જાણ્યા વિના એકદમ સહકારી મડળી માડવી એ જરાયે યોગ્ય નથી લાગતુ આપણે એ વર્ગમા પ્રવેશ કરવાની જરૂર છે તેમ કરીએ તો ઘણી ગૂચવણો ઘણા થોડા સમયમા દૂર કરી શકાય હમણા તો તમને હુ તેઓમા હળવામળવાની અને તેઓની સ્થિતિ જાણવાની સલાહ આપુ છુ વિશેષ આપણે મળીએ ત્યારે વાતો કરશુ"

મોતીહારી

* "ભાઈશ્રી રુદ્ર,

"આ કાગળ હુ ભાઈ દેસાઈને લખાવુ છુ કારણ મારા ડાબા પડખામા ખૂબ દુખાવો થાય છે એટલે લખવાનુ બહુ મન થતુ નથી

૧૬-૧-'૧૮ તમારી પાસેથી મને મળી શકે તો આપણી પ્રાતિક ભાષાઓ વિષે ઉતાવળે લખેલો કાગળ નહી, પણ તેને માટે ઉત્સાહ યુક્ત અને સરસ સમર્થન મારે જોઈએ છે, જેનો હુ લોકોની કર્તવ્યબુદ્ધિ જાગ્રત કરવાને માટે ઉપયોગ કરી શકુ શીખવવાનું તમે દેશી ભાષાઓમા રાખો અને પરીક્ષામા જવાબ આપવાના અગ્રેજીમા રાખો એવુ શા માટે? દરેક વિદ્યાર્થીએ શા માટે અગ્રેજી શીખવુ જ જોઈએ? એટલુ પૂરતુ નથી કે દરેક પ્રાતમા કેટલાક માણસો અગ્રેજીની ખાસ તાલીમ મેળવે જેથી કરીને નવા વિચારો અને વૈજ્ઞાનિક સશોધનોનુ જ્ઞાન દેશી ભાષાઓ મારફત આમજનતામા તેઓ

* દિલ્હીમા કેમ્બ્રિજ મિશન તરફથી ચાલતી સેન્ટ સ્ટીવન્સ કોલેજના પ્રિન્સિપાલ એ કોલેજના તેઓ પહેલા જ હિંદી પ્રિન્સિપાલ થયેલા. મિ એન્ડ્રૂઝે પોતાની હિંદુસ્તાનની કારકિર્દી આ કોલેજમા પ્રોફેસર તરીકે શરૂ કરેલી મિશન કોલેજ હોવા છતા તેમા સર્વધર્મસમભાવનું વાતાવરણ હતુ અને રાષ્ટ્રીયતાને પણ ઉત્તેજન અપાતુ આચાર્ય સુશીલકુમાર રુદ્રનો પરિચય બાપુને એન્ડ્રૂઝ મારફત થયેલો. પહેલા દિલ્હીમા બાપુ એમને ત્યા જ ઊતરતા

ફેલાવી શકે? તો જ આપણાં છોકરા અને છોકરીઓને નવા જ્ઞાનથી તરબોળ કરી શકીશું અને જે નવજીવન આપણે છેલ્લાં સાઠ વર્ષમાં નથી જોયું તે અનુભવવા પામીશું. મારી વધારે ને વધારે પ્રતીતિ થતી જાય છે કે આપણાં બાળકો દેશી ભાષાઓમાં શિક્ષણ મેળવતાં થશે તો જ જુદા જુદા વિજ્ઞાનની વાતો તેઓ પચાવી શકશે. અત્યંત આવશ્યક એવા આ સુધારા માટે અધકચરાં પગલાં લીધે નહીં ચાલે. આ સ્થિતિ આપણે પ્રાપ્ત કરી નથી ત્યાં સુધી મને ભય છે કે આપણે માટે વિચાર કરવાનું કામ અંગ્રેજ લોકોને જ આપણે કરવા દેવું પડશે, અને આપણે માટે તો ગુલામોની માફક તેમનું અનુકરણ કરવાનું જ રહેશે. ખૂબ જ જરૂરી અને મહત્ત્વનો એવો આ ફેરફાર ન થાય ત્યાં સુધી સ્વરાજની કોઈ પણ યોજના આ આફત ટાળી શકવાની નથી. તમને પણ આ બાબતમાં મારા જેવું જ લાગતું હોય તો ઉપરના વિચારો તમારી પોતાની ભાષામાં દર્શાવતો કાગળ તમે મને લખી મોકલો.

"કલકત્તામાં મને બહુ મઝા પડી, પણ એ કોંગ્રેસના મંડપમાં નહીં. બધી જ મઝા મંડપની બહાર મળી. કવિ અને એમની મંડળીએ 'ડાકઘર' ભજવ્યું તે જોઈને હું મુગ્ધ થઈ ગયો. આ લખાવતી વખતે પણ કવિનો મનોહર મીઠો અવાજ મારા કાનમાં ગૂંજી રહ્યો છે. માંદા બાળકનો અભિનય પણ એટલો જ સુંદર હતો. બંગાળી સંગીતે મને મોહિની લગાડી. જોકે મને વધારે સાંભળવાનું ન મળ્યું પણ જેટલું સાંભળ્યું તેની, મારા જ્ઞાનતંતુઓ જે હમેશાં તંગ સ્થિતિમાં રહે છે તેના ઉપર બહુ આસાએશ આપનારી અસર થઈ.

"તમને જાણીને આનંદ થશે કે સોશિયલ સર્વિસ કોન્ફરન્સમાં પ્રમુખ તરીકેના મારા અધિકારનો મેં પૂરો ઉપયોગ કર્યો. બંગાળી જીવનમાં જે ઘણું બધું સારું છે તેનો લાભ લઈને બંગાળી પ્રાંતાભિમાન વિષે સખ્ત શબ્દોમાં બોલવાની છૂટ મેં લીધી. શ્રોતાઓમાંથી કોઈને તે ખરાબ ન લાગ્યું. મારી ટીકાઓની તેઓ કદર કરતા જણાયા. મારા ભાષણની નકલ તમને મોકલી આપું છું. અલબત્ત, મેં જે મોઢેથી અંગત અપીલ કરી તે તેમાં નથી.

"મારા અનુભવોનો દસમો ભાગ પણ મેં તમને આપ્યો નથી. પણ ભાઈ દેસાઈ મને યાદ દેવડાવે છે કે એક વધુ અનુભવ તો મારે તમને આપવો જ જોઈએ. ત્યાં માનવદયા સંઘ (હ્યુમેનિટેરિયન લીગ)ની મીટિંગમાં હું ગયો હતો. તેમાં પણ હું પ્રમુખ હતો. મને લાગ્યું કે કાલિઘાટ ઉપર ચાલતી આસુરી પૂજા વિષે જો હું ન બોલું તો મારી જાતને અને શ્રોતાઓને હું વફાદાર ન થાઉં. એટલે હું તો કશો ઢાંકપિછોડો કર્યા વિના સાફ સાફ બોલ્યો. હું બોલતો હતો ત્યારે શ્રોતાજનોને બરાબર નિહાળી રહ્યો હતો. મારા કહેવાની તેમના ઉપર છાપ પડી કે નહીં એ હું કહી શકતો નથી. પણ આ બાબતને ઠીક ઠીક જાણીને

મારા અંતરને મે હળવું કર્યું મારામા પૂરતી અગ્નિ હોય તો ઘાટ ઉપર જતી ગનીને નાકે હું તો ઊભો રહું અને દરેકદરેક સ્ત્રીપુરુષને ધર્મને નામે ઈશ્વરનો દ્રોહ કરતા રોકુ.

"દેશી ભાષાઓ ઉપરનો તમારો કાગળ તમારી સ્મરણશક્તિને તાજી કરવા તમને કામ આવે એ માટે પાછો મોકલુ છુ

તમારો
મો૦ ક૦ ગાંધી"

મોતીહારી

"ભાઈ કલ્યાણભાઈ,

"તમારો પત્ર મળ્યો રસ્તા બે જ જોઉં છુ એક ઉત્તમ રસ્તો છે, તે આ છે બાઈએ પોતાની વિદ્યાનો શુદ્ધ ઉપયોગ કરી

૧૮–૧–'૧૮ ભાગ્યયોગે મળેલ ધણીને સુધારવા પ્રયત્ન કરવો આવાં કામ પૂર્વે સ્ત્રીઓએ કર્યા છે, અને આજે આ બાઈ જો આટલું સાહસ કરે તો બધા જીવ તરત સુખી થાય એમ છે આ કાર્યને સારુ બાઈને આત્મિક જ્ઞાન હોવુ જોઈએ જો આટલી સંપત તેની પાસે ન હોય તો તેણે નીડર થઈ પોતાના ધણી પાસે જવાની ચોખ્ખી ના પાડવી જોઈએ જો પોતાના બાપને ત્યા બળાત્કાર થવાનો સંભવ હોય તો એ બાઈને ઘરત્યાગ કરવાનો અધિકાર છે, અને તેને કોઈ મિત્રે સંઘરવી જોઈએ જો ગામડાગામમા ન સંઘરી શકાય તો એ બાઈને બહાર લઈ જવી જોઈએ તમારી મિત્રતાનો ઉપયોગ બાઈના રક્ષણાર્થે કરો, એ ઇચ્છુ છુ ઉત્તમ રસ્તો પહેલો અજમાવજો"

એક કાગળમાથી :

"મારા ભાષણ તથા લખાણોના પુસ્તકને* સારુ પ્રસ્તાવના કોણ લખે? અથવા પ્રસ્તાવના જોઈએ કે નહીં? એ સવાલનો ફડચો

૨૧–૧–'૧૮ છપાવનારનું નામ અને હેતુ જાણ્યા પછી કરી શકાય જો પૈસાને ખાતર પુસ્તક વેચનારાઓની પેઢી છપાવે તો તેને સરોજિનીની પ્રસ્તાવનાની જરૂર પડે જો ભાવિક વૈષ્ણવ છપાવે તો જરૂર રણછોડભાઈ પાસે જાય મને નહીં ઓળખનાર પણ ત્રાહિત માણસના હાથમા મારાં લખાણો આવ્યા હોય અને તે કોઈક સુચરકો ઇચ્છે તો મંત્રને એટલે કે મહેનાને શોધે. જો તમે અથવા મથુરાદાસ ધણીપતુ કરો

* શ્રી મથુરાદાસ ત્રિકમદાસ સંપાદિત 'મહાત્મા ગાંધીજીની વિચારસૃષ્ટિ'

તો પ્રસ્તાવના હોય જ નહી હાલ તુરતમાં તો હું દલીલના સગડસના જાનવરની જેમ અકાયેલો છુ, એટલે માગે આક પગાવવાની જરૂર ઉપરનાં કારણો સિવાય નથી રહેતી જ્યા ભરતી ચાલી રહી છે ત્યા માન વિચારોના સમુદ્રમા જેટલા માણસો ડુબકી મારી શકે તેટલા ડુબાગોમેગ મારી લે તે જ હેતુ છાપવાનો યથાર્થ છે મને તો તે વિચારો ઉપર મોહ રહ્યો એટલે સાધારણ રીતે તેનો લાભ જેટના લે તેઓને આપવાની ઇચ્છા થાય એટલે એ છપાવવામા અત્યાર તો હું પણ પ્રેરક રહ્યો. ત્યા પ્રસ્તાવનાની જરૂર શી? મારું આચરણ એ જ શુદ્ધ પ્રસ્તાવના વાચી શકે તે વાચી જોશે"

મેસર્સ લિગિયર એન્ડ કપની, મદુરા, એમને લખેલો કાગળ.

૧"જે લોકોએ વણાટ છોડી દીધુ છે તેમનો ધધો સજીવન કરવા માટે મે એ પદ્ધતિ અખત્યાર કરી છે કે એ લોકોને સસ્તામા સસ્તા બજારભાવે સૂતર પૂરુ પાડવુ વણકરોને સગવડ આવે એવા હપ્તાથી તેઓ સૂતરના નાણા ભરપાઈ કરે એ નાણા ઉપર વ્યાજ લેવામા ન આવે આ પદ્ધતિએ મહિને સરેરાશ રૂપિયા સત્તર જેટલી કમાણી તેઓ કરી શકે છે. આ વણકરો પોતાનો બધો વખત વણાટમા આપતા નથી અને બહુ જાડું કપડું વણે છે એનાથી વધારે કમાવાની તેમની આકાક્ષા પણ નથી અને એટલામાથી તેમની જરૂરિયાતો પૂરી પડી રહે છે હું જાણુ છુ કે વણકર હોશિયાર હોય અને ઝીણું સૂતર વણે તથા થોડી નકરી પણ કરે તો મહિને પચીસ રૂપિયા કમાઈ શકે એકેએક વણકર જેને ધધો છોડી દેવો પડે છે એટલી મારા અભિપ્રાય પ્રમાણે રાષ્ટ્રને ખોટ જાય છે અને એકેએક વણકર જેને ફરી ધધે લગાડીએ એટલો રાષ્ટ્રને ફાયદો છે તમે કોઈ પણ યોજના હાથ ધરો, પણ હું ઇચ્છુ છુ કે વખતોવખત તમારી પ્રવૃત્તિથી મને માહિતગાર રાખશો

સેવક

મો૦ ક૦ ગાધી"

કામનો પત્ર પ્રોફેસર * જેલમા ગયા તેમા સત્યાગ્રહ શી રીતે? અપીલ કેમ ન કરી? ઘ૦

૨૪-૧-'૧૮ ઉત્તર.

"માણસ ઉપર જ્યારે આરોપ હોય છે ત્યારે કા તો તે ગુનેગાર હોય છે અથવા બિનગુનેગાર હોય છે જો ગુનેગાર હોય તો તે પ્રાયશ્ચિત્ત

* ચપારણના સત્યાગ્રહ વખતે એક વાર સરઘસ નીકળેલુ તેમા આચાર્ય કૃપાલાની ઘોડા ઉપર ચડેલા હતા તેમના ઉપર બેદરકારીથી હાકવાનો—mash

રૂપે જેલમા જાય બિનગુનેગાર હોય તો ન્યાયાધીશને શિક્ષા દેવા સારુ જેલમા જાય જો ઘણા નિર્દોષ માણસો પોતાની નિર્દોષતા જાણી જેલમા જવાનું પસંદ કરે તો છેવટે નિર્દોષને ભાગે જ જેલ મળે આનુ તો સામાન્ય દષ્ટિએ પ્રોફેસરના કેસમા ઘણુ વિશેષતાઓ રહી છે તેનો મામલો કોઈ ઘોડાને વેગથી હાકવાનો ન હતો એ તો ગહાનુ મળ્યુ કોઈ પણ પ્રકારે મને અને મારી મારફતે હિન્દુસ્તાનને અળખામણી કરવી એ હેતુ આ કેસનો હતો ભાગ ઉપર કઈ ન કરાય પણ મારાની ઉપર કરાય તોયે પ્રતિપક્ષીને આનંદ મળે એવી આમા માન્યતા રહેલી આવે સમયે પ્રોફેસરને જેલમા જઈ પોતાનુ સ્વરૂપ બતાવવુ આવશ્યક હતું વળી અહીની રૈયત જેલમા જતા બહુ ડરે છે તેઓને ભય રહિત કરવાનો આ સુંદર અવસર મળ્યો એ જતો ન કરાય પ્રોફેસરની જાતને સારુ પણ અનાયાસે પ્રાપ્ત થયેલો અનુભવ જવા દેવો એ લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મુખ સતાડવા જેવુ થાય પોતે દુ ખ ભોગવીને અન્યાયની સામે થવુ એ સત્યાગ્રહ ન્યાયાધીશનો ઠરાવ એ કેવળ અન્યાય હતો જેલમા જવા રૂપી દુ ખ વહોરી લઈ પ્રોફેસરે સત્યાગ્રહ કર્યો અપીલ કરવી એ સત્યાગ્રહનો વિષય જ નથી શુદ્ધ સત્યાગ્રહમા બચાવને અવકાશ નથી આપણે જે સત્યાગ્રહ જોઈએ છીએ એ શુદ્ધ નથી પણ મિશ્રિત છે મિશ્રતા એ આપણી નબળાઈનુ માપ છે, અને તેની નિશાની છે જ્યારે શુદ્ધ સત્યાગ્રહ પ્રવર્તશે ત્યારે અજાયબી-ભરેલા પ્રભાવ જગત જોશે એવો મારો દઢ વિશ્વાસ છે એટલે સત્યાગ્રહની રૂએ તો અપીલ કરવાની હતી જ નહી પણ અપીલ કરવાનુ મારી વાગવામા સત્યાગ્રહનુ શુદ્ધ પાલન એ ગૌણ હેતુ હતો મને લાગ્યુ કે કેસ એવો નબળો નજીવો હતો કે તેને આપણે અપીલ વગેરે કરી મોટુ સ્વરૂપ ન આપવાથી ન્યાયાધીશનો પક્ષપાત અથવા મૂર્ખતા સૌને સહેજે બતાવી શકયા છીએ વળી અપીલમા જીતશુ જ એવી હામ તો કોઈ વકીલ બીડી નથી શકયા અને વકીલોને મે સૂચવ્યુ કે અપીલ તમે તમારે જોખમે કરશો જો હારી આવશો તો જરૂર દોષ દઈશ આ કેસની અંદર અપીલ થાય તેમ ન હતું રિવિઝન (ફેરતપાસણી) જ થાય ફેરતપાસણીમા ઉપલી અદાલત પણ હકીકતમા ઊતરતી જ નથી માત્ર કાયદાની ભૂલ જ સુધારે છે આ કેસમા કાયદાની બારીને અવકાશ નથી તમે જોશો કે આમા સત્યાગ્રહ તેમ જ સમાર જેને વ્યવહાર કહે છે એ બન્ને [illegible] સચવાયા છે'

[illegible] આક્ષેપ મૂકી તેમને ત્રણ અઠવાડિયાની કેદની સજા કરવામા આવી હતી તે પ્રસંગને અનુલક્ષીને આ કાગળ ડૉ. આચાર્ય કૃપાલાનીને આશ્રમમા અને પ્રોફેસર કહેતા

"ચિ જમનાદાસ,

"તમે તમારુ કાર્ય છોડીને મારી પાસે રહી કશુ લેવાના નથી થોડા દિવસ પછી તમે જ કટાળશો ને છોડેની ફરજ યાદ કરશો

"એટલે તમારે ત્યા રહીને આનદ શોધવાનો છે અત્યારે મારી પાસે રહેવાની તમારી ઇચ્છા એક પ્રકારનો વિષય છે ને જેમ વિષય ભોગવ્યા પછી આપણુને થાક અને નિરાશા ઉત્પન્ન થાય છે તેમ હાલ તો મારી પાસે થોડો વખત રહી તમે નિરાશ થશો મારી પાસે કોઈ દિવસ આવવુ છે એ આદર્શ રાખો ને ત્યમા પ્રાપ્ત થયેના કાર્યો ઉઠાવી, આવવાને સારુ લાયક બનો"

૬ "ભાઈશ્રી કુનમણી,

"તમને મારો છેલ્લો કાગળ ટપાલમા નાખ્યો ત્યારે તમે મોકલેલુ સાહિત્ય હુ વાચી તો ગયો હતો, પણ મારા પ્રયોગોમાથી મને વિમુખ કરવા માટે એ પૂરતી ખાતરી કરાવનારુ નહોતુ તમે કહો છો તે સાચુ હોય અથવા ન પણ હોય મીઠુ બધા રોગનો ઉપાય હોય તો તેનો વાપર બમણો અથવા ચાર ગણો કરાવવાને મહેનત કરવામા કચાશ ન રાખવી જોઈએ મારે તો મરકી વગેરે રોગો મીઠાના પ્રયોગથી સફળ રીતે મટાડ્યાના આકડા જોઈએ વનસ્પતિ આહાર ઉપરની ચોપડીઓમા મીઠાના વાપરની વિરુદ્ધ ઠીક ઠીક વાચેલુ હોવાથી મારી જાત ઉપર જ મે પ્રયોગ કરવા માડ્યા લગભગ સાત વરસ ઉપર કસ્તૂરબાઈ સખત લોહીવા થી પીડાતી હતી કયુનિના કરિનાનના પ્રયોગોથી તથા ખોરાકના કડક પ્રયોગોથી હુ તેના ઉપચાર કરતો જ્યારે હું લગભગ નિરાશ થયો ત્યારે મને વિચાર આવ્યો કે ડો વૉલેસે મીઠાની વિરુદ્ધ અને ડો હેગે કઠોળની વિરુદ્ધ ખૂબ કહ્યુ છે એટલે તે છોડાવવાનો હુ પ્રયોગ કરુ ડૉ વૉલેસની દલીલ એ છે કે મીઠું ઉત્તેજક અને સુજન ઉત્પન્ન કરનારુ છે એ પ્રાણિજ નહીં હોવાથી પચ્યા વિના બહાર નીકળી જાય છે અને નીકળતી વખતે સારી પેઠે નુકસાન કરે છે. પાચનરસની ગ્રન્થિઓને તે વધારાપડતી ઉત્તેજિત કરે છે હોજરીમા સુજન લાવે છે અને માણસને જોઈએ તે કરતા વધારે ખવડાવી દે છે આમ (પાચનના) અવયવો ઉપર તે વધારાપડતો બોજો નાખે છે અને લોહીને નબળુ પાડે છે બીજા ઘણા લોકોની માફક કસ્તૂરબાઈ અને હું મીઠાને પસદ કરનારાં હતાં અને તે સારા પ્રમાણમા લેતા મારા મન સાથે મે દલીલ કરી કે શરીરને મીઠુ મળે છે તે જ કદાચ તેની માદગી લબાવવાને માટે જવાબદાર છે કઠોળની બાબતમા મે જે દલીલ કરી તેમા ઊતરવાની હુ જરૂર જોતો નથી તે વખતે હુ પોતે ઠીક ઠીક તદુરસ્ત હતો તબિયતને કારણે મારે કશો ફેરફાર કરવાની જરૂર નહોતી પણ મે જોયુ કે હુ પોતે મીઠુ અને કઠોળ ન છોડી

દઉં તો કસ્તૂરબાઈને તેમ કરવા સમજાવી શકું નહીં. એટલે એ બન્ને વસ્તુઓ મેં છોડી દીધી અને કસ્તૂરબાઈ પાસે પણ છોડાવી. તેના ઉપચારમાં બીજો કશો ફેરફાર મેં કર્યો નહોતો. એક અઠવાડિયામાં જ તેનું લોહી બંધ થઈ ગયું અને તેનું હાડપિંજર જેવું થઈ ગયેલું શરીર ભરાવા માંડયું. ત્યારથી હું હજી મીઠું ખાતો નથી. પણ કસ્તૂરબાઈને તો મીઠાની આદત એવી વળગેલી હતી કે એ છોડી દેવાની જરૂર ન રહેતાં જ તેની લાલચનો તે સામનો કરી શકી નહીં. એટલે પૂરેપૂરી સાજી થયા પછી એણે મીઠું લેવાનું શરૂ કર્યું. હજી પણ વખતોવખત તેને લોહીવા થઈ આવે છે ત્યારે મીઠું છોડી દેવાથી અને ઘર્ષણ-સ્નાન લેવાથી એ તદ્દન સાજી થઈ જાય છે. મારા પ્રયોગનાં આ સાત વર્ષ દરમિયાન મેં દમવાળા અને ફેફસાંના બીજા વ્યાધિવાળા દરદીઓના ઉપચાર મીઠા વિનાનો ખોરાક આપીને કરેલા છે અને હમેશાં તેનાં સારાં પરિણામ આવ્યાં છે. મારે વિષે હું કહી શકું કે હું જેમના જેમના સંબંધમાં આવ્યો છું તે બધા કરતાં મીઠું નહીં લેવાને કારણે મેં કશી વધારે માંદગી ભોગવી નથી. હું માનું છું કે મીઠા વિનાના ખોરાકથી મારા બ્રહ્મચર્યવ્રતના પાલનમાં મને ઠીક ઠીક મદદ મળી છે. આ બધા અનુભવો મારી સામે પડેલા હોવાથી મીઠાની તમારી આગ્રહી હિમાયતથી મને કંઈક આઘાત લાગે છે. મારા શરીરમાં એક મોટો ફેરફાર થયેલો હું જોઈ રહ્યો છું અને તે વિષે દાક્તરો સાથે મેં ચર્ચા પણ કરી છે. પણ તેઓ તેના ઉપર કશો પ્રકાશ પાડી શકયા નથી. મને કાંઈ વાગે છે તો પહેલાં કરતાં બહુ જલદી રુઝાઈ જાય છે. લાંબી મજલ પછી પણ વધારાપડતો થાક લાગ્યો હોય એવું મને લાગતું નથી. પણ હું 'ગ્રીનસ્ટિક' (Green stick) થઈ ગયો હોઉં એમ લાગે છે. મારી ચામડી ખૂબ નાજુક અને આળી થઈ ગઈ છે. છરી વડે બીજી કોઈ વસ્તુના કરતાં વધારે સહેલાઈથી એ કાપી શકાય! જોકે હું હમેશાં ઉઘાડે પગે ચાલું છું છતાં મારા પગનાં તળિયાં બીજાની માફક કઠણ અને જાડાં થઈ જતાં નથી. મારાં અવાળુ પોચાં થઈ ગયાં છે. અને મારા મોંમાં જે થોડા દાંત છે તે ઉપયોગના કરતાં શોભાના જ વધારે છે. એ શકય છે ખરું કે આ નાજુકાઈ મીઠા વિનાના ખોરાકનું પરિણામ હોય? અલબત્ત મારા જીવનમાં મેં બીજા ઘણા ફેરફાર કરેલા છે એટલે આને માટે એકલા મીઠાને જવાબદાર ગણવું એ મુશ્કેલ છે. મારા શરીરમાં આ ખરાબી પ્રત્યે — જો તે ખરાબી ગણી શકાય તો — મારું ધ્યાન ન ખેંચાયું હોત તો બીજા ઘણા લાભો જે મેં અનુભવ્યા છે તેને લીધે મીઠા વિનાના ખોરાકની બહુ જોરદાર હિમાયત હું કરતો હોત. તમારી પાસેથી મને કાંઈ પ્રકાશ પાડનારી મદદ મળે તો કાંઈ નહીં તો થોડા વખત માટે પણ હું મીઠું ખાવા માંડવાનું પસંદ કરું. અને મારા શરીર ઉપર તેનાં શાં પરિણામ

આવે છે તે જોઉં. મારો પ્રયોગ થોડા વખત માટે બંધ રાખવો એ સલાહભરેલું છે કે કેમ તેની ચર્ચા હું ડૉ. દેવ સાથે કરતો હતો એટલામાં તમારો કાગળ આવ્યો. તે ઉપરથી મારો છેલ્લો કાગળ મેં તમને લખેલો. આ બાબતમાં તમારી પાસે ચોક્કસ માહિતી હોય અને વૈજ્ઞાનિક દૃષ્ટિ રાખવાના તમે એટલા આગ્રહી હો કે ઉત્સાહના આવેગમાં પણ સત્યને માર્ગેથી રજ પણ વિચલિત થવાનો ઇન્કાર કરો, તો હું મરકીના સંશોધન માટે તથા માણસના ખોરાકમાં મીઠાનું સાચું મૂલ્ય કેટલું છે તેની શોધ કરવા માટે તમારી સેવાઓનો ઉપયોગ કરવાનું બહુ ઇચ્છું. તમે જણાવેલાં પુસ્તકો મેળવવાનો હું પ્રયત્ન કરીશ.

સેવક

મો૦ ક૦ ગાંધી"

"ભાઈશ્રી ૫ માવલંકર,

"ખેડા સંબંધી પ્રેસનોટના સભાએ ઘડેલા જવાબના ખરડા સંબંધે તમારો કાગળ મળ્યો. આપણા જવાબનો પહેલો ભાગ મને સારો

૨૭-૧-'૧૮ લાગ્યો છે. છેલ્લો ભાગ તેવો જ નબળો છે. એ સુધારવાની ભાંજગડમાં પડતો નથી. ખેડા જિલ્લાની બહારની સંસ્થા ખેડા જિલ્લા વિષે કંઈ ન કરી શકે એવી સરકારની માન્યતાનો વધારે વજનદાર જવાબ આપી શકાય. સભાના કોઈ પણ સભાસદ ખેડા જિલ્લામાંથી ન આવ્યા હોય તોપણ ગુજરાતના ગમે તે ભાગને સારુ સરકારને લખવાનો સભાને અધિકાર છે, એટલું જ નહીં પણ તેની ફરજ છે. તપાસ કરનારી કમિટીના મેમ્બરનાં નામ આપવાની જરૂર હતી. નવા (જ્યુનિયર) અને જૂના (સિનિયર) અમલદારો વચ્ચે જે ભેદ પાડી બતાવ્યો છે એ અયોગ્ય છે, અને આપણાથી અજાણ્યે કબૂલ થઈ ગયા જેવું જણાય છે કે જૂના અમલદાર હત તો તેઓ ઝીણી અને વાજબી તપાસ કરત. આપણો દાવો તો એ છે કે સરકારના અમલદારો પોતાના અમલને લીધે જ, અનુભવી અને પોતાની જવાબદારી સમજનારા પ્રજાજનને મુકાબલે ઓછા વિશ્વાસપાત્ર છે. કેમ કે (અમલદારોને) તેઓના સ્વાર્થ સારુ જ લેવામાં આવે છે, અને તેઓની આદત પ્રજાની વાતને તરછોડી કાઢવાની હોય છે. જ્યારે પ્રજાના આગેવાનને સ્વાર્થ હોતો નથી, તે તટસ્થ હોય છે, ને પોતાથી થયેલી ભૂલ દરગુજર નહીં થાય એવા ભાનને લીધે તેની તપાસ વધારે ચોક્કસ હોય છે. આ બધું આપણે સારી રીતે બતાવવા જેવું હતું. આ તકરારમાં આપણે (પ્રજાને) કેળવવા ઇચ્છીએ છીએ, અને સરકાર જેમ પોતાનો મોભો જાળવવા ઉત્સુક છે તેમ આપણે પણ આપણો મોભો જાળવવા ઉત્સુક છીએ, એ બતાવવા

ઇચ્છીએ છીએ. સરકાર પોતાની સત્તાને બળે પોતાનો મોભો ઘણી વેળા જાળવે છે. આપણે કેવળ આપણા ન્યાયી કાર્યથી જાળવીએ. આવો વિગતવાર અનુભવ અને આવું ચોક્કસ સૂચન પ્રજાને મળે તેમાં સ્વરાજની ભારે કેળવણી છે. તેથી આટલે દરજ્જે હું ટીકામાં ઊતર્યો છું.

"બીજું મને એ કહેવાનું સૂઝે છે કે આવે સમયે તુરત કરેલા કાર્યની કિંમત આંકી શકાય છે. બીજાં બધાં કામો છોડીને પણ કમિટીએ તાત્કાલિક હાજરી ભરવી જોઈએ. મતલબમાં કમિટી પોતાનું કામ મુલતવી રાખી શકતી જ નથી. કમિટીમાં એવા આહોશ અને જવાબદાર માણસો હોવા જોઈએ કે જે ધારે તે સમયે હાજર રહી શકે. જો આપણો કેસ ખરો હોય તો તેમાં હજારો ગરીબ માણસોનું રક્ષણ સમાયેલું છે જેમ આપણા અંગત સ્વાર્થને અર્થે આપણે બધું પડતું મેલવાનો ન્યાય સ્વીકારીએ છીએ, તેમ આ સાર્વજનિક સ્વાર્થને ખાતર આપણે કરવા બંધાયેલા છીએ, એ દરેક જાહેર કામ કરનારનું ગર્ભિત પણ હેતુ જોઈએ. મને લાગે છે કે આપણો જવાબ બહુ મોડો ગયો ગણાય. ઘણીયે વેળા સરકાર વધારે સાવધાન હોવાથી જ જાહેર હિલચાલને દબાવી શકે છે. સુતેલાને નહીં પણ જાગ્રતને જ ન્યાય મદદ કરે છે, એ અદાલતમાં ભરડવાનું વાક્ય નથી, પણ દરેક વ્યવહારમાં લાગુ પડે છે.

"તમેં બધા અતિ સુંદર કામ કરી રહ્યા છો, અડગ રહ્યા છો એથી જ ઉપલી ટીકા રૂપી માન મેં આપ્યું છે. જો તમે આળસુ છો એમ મારે કહેવું હોત તો તે મારી ચૂપકીથી જ જણાવી દેત: એ કહેવાને સારુ કાગક્ષેપ કરવાનો મારો રિવાજ જ નથી. તમારી સાવધાનીમાં વધારો થાય, ત્રીસ વરસની પીઢ સભાનું માન વધે એ ઉદ્દેશથી જ ઉપરની પ્રેમના ઉદ્‌ગારો કાઢ્યા છે, તેને ચાબખા રૂપે માનવાની ભૂલ ન કરશો અને ખિન્ન ન થશો.

મોહનદાસના વંદેમાતરમ્‌"

નાંડીપુરમાં માવલંકરનો પત્ર અમદાવાદથી. ખેડાના ખેડૂતોએ, પોતાની સ્થિતિ ખરેખર ખરાબ હોય તો તેઓએ કરજે કાઢી અથવા

૨૬-૧-'૧૮ તો ઢોરઢાંખર વેચી મહેસૂલ નહીં ભરતા, સરકારને જમીન વેચી નાખવા દેવી અને સરકાર સામે સત્યાગ્રહ કરવો, એ

સૂચના ભાઈ દેવધર અને ઠક્કરને પાયકાનાં છોકરાંને જાતે કરવા જેવી લાગી છે. તેમની સૂચના એવી છે કે લાખ રૂપિયા ભેગા કરીને ખેડૂતોને ધીરી તેમની પાસે વિરોધી અપાવવી ઉપર પ્રમાણે કર્યથી સરકારને લજ્જીશું એવી તેમની ધારણા છે માવળંકરનું વિમાસ્મણ. તેમનું લખવું એમ છે કે "આ માર્ગ આપની સૂચના વિરુદ્ધ છે, અને આપની સૂચના વિરુદ્ધ કાર્ય

કરવું તે કરતાં કાર્ય કર્યા વગર બેસી રહેવું તે સારું, એમ વિચારોનું યુદ્ધ થઈ રહ્યું છે. કિંકર્તવ્યમૂઢ થયો છું."

તેના ઉત્તરમાં :

"તમારા ધર્મસંકટનો મને આબેહૂબ ખ્યાલ આવી શકે છે. જ્યારે નળના જેવા જ બીજા માણસો દમયંતીની દૃષ્ટિએ પડ્યા ત્યારે જ એને ભારે સંકટ આવી પડ્યું. તેવે સમયે બતાવેલી દૃઢતા તે જ દૃઢતા ગણાય. પણ એ સહેલું નથી, એટલે એવે સમયે થયેલી ભૂલો ઘણી વેળા તો ક્ષંતવ્ય હોય છે. એક લાખ રૂપિયા ભેગા કરીને આપણે વિઘોટી ભરવામાં કંઈક રહસ્ય જોઈ શકું છું ખરો, પણ એવો અખતરો સરકારને સારુ કશા ઉપયોગનો નથી. ખેડૂતોની વતી આપણે કર ભરીએ તેમાં સરકારને કાંઈ દુઃખ લાગે એમ જોતો નથી. પણ ખેડૂતોનાં ઢોરને વેચવાં એ લોઢાના ચણા ચાવવા બરોબર છે. સત્યાગ્રહનો હેતુ લોકોને હિંમતવાન અને સ્વતંત્ર બનાવવાનો છે. આપણું નાક જાળવવાનો નથી. બીકના માર્યા કે આપણો અવિશ્વાસ કરી કાયર થઈ લોકો પૈસા ભરે તો તે ભરવાને લાયક ગણાય. અને આપણે વિશ્વાસપાત્ર બનવાને સારુ વધારે કરવું જોઈએ. આ સત્યાગ્રહનો ધોરી માર્ગ છે. મારી પાસે એક લાખ રૂપિયા હોય તો હું લોકોને ઘેર ઘેર જઈને કહું કે તમારાં ઢોર તમે વેચવા દેજો, પણ તમે ઉઝીના કાઢીને પૈસા ન આપશો. લિલામ થાય તે વખતે એક લાખ રૂપિયામાંથી લોકનાં ઢોર લઈ લઉં અને જે ખરે સમયે ઊભેલા હોય તેઓને સમય આવ્યે પાછાં સોંપું. લોકોને કહું નહીં કે તેમનાં ઢોરને હું બચાવી લેવાનો છું. આ એવો સમય છે કે જો કાર્ય સાંગોપાંગ ઊતરે તો સરકારને લગભગ માફી માગવી પડે.

"આ બધું મારું લખવું સમય વીત્યા પછીનું ડહાપણ ગણાય એટલે તેની કિંમત ઓછી છે. તમે સમય આવ્યે જે યોગ્ય લાગે તે જ કર્યાં કરજો. મને તમારું કાર્ય છેટેથી તપાસવાનો અલભ્ય લાભ મળે છે, અને તમને અનુભવ મળે છે કે આ જગતમાં બંને માણસો વિના ચલાવી શકાય એવું છે."

મિસ વેસ્ટ*નો કાગળ :

"મિ. ગોવિંદુ મને કહે છે કે મણિલાલની ઉંમર આટલી મોટી થયા છતાં હજી તે પરણ્યા નથી, તેથી તેઓ બહુ દુઃખી છે. તમે એમનું શું કરવાના છો ? એમણે શું કાયમ કુંવારા રહેવાનું છે ?"

---

* દક્ષિણ આફ્રિકાના સાથી અને 'ઇન્ડિયન ઓપીનિયન'ના છાપકામમાં મદદ કરનાર મિ. વેસ્ટનાં બહેન. તેમને ફિનિક્સમાં દેવીબહેન કહેતા.

તેના સંબંધમાં મણિલાલને આ પ્રમાણે લખ્યું :

"દેવીબહેન લખે છે કે તમે સામ * ની આગળ ન પરણવાથી અસંતોષ બતાવ્યો. તમારા વિચારો મારી પાસે મૂકવામાં કંઈ અડચણ ન સમજજો. તમે મારા કેદી નથી પણ મિત્ર છો. હું નેક સલાહ આપીશ તે વિચારી તમને સૂઝે તે રસ્તો લેજો. મારા ભયથી તમે કાંઈ પાપકર્મ ન કરો એ ઇચ્છું છું. મારો કે કોઈનો ભય તમને ન હો એ માગું છું.

"મારા વિચાર પ્રમાણે તો તમારાથી ન જ પરણાય. તેમાં તમારું શ્રેય છે. જો આ દશા અસહ્ય હોય તો તમે જ્યારે ત્યાંથી છૂટી શકો ત્યારે અહીં આવી વિચાર કરજો. ત્યાં તો કંઈ જ ન થાય એ દેખીતું છે. તમારે પરણવું જ હશે તો તમને કન્યા મળશે એમ માનું છું. × × × તમારું ત્યાંનું કાર્ય પરણવા ખાતર જ નહીં છોડો એ હું માની લઉં છું. 'ઇન્ડિયન ઓપીનિયન'ને ઠેકાણે મૂકીને જ તમારાથી પરણવાનો વિચાર થાય. તમારો આનંદ ન છોડજો. સ્વપ્નાવસ્થા ન ભોગવજો. આપણે હજારો વસ્તુઓ ઇચ્છીએ છીએ. બધી મેળવી નથી શકતા, એ જાણી પૂર્ણ શાંતિ ભોગવવી. જે કરવું છે તે શુદ્ધ ને ખુલ્લી રીતે કરવું છે એવો નિશ્ચય રાખજો. એટલે સર્વ કુશળ છે.

"મહમદઅલી આઝાદ મહા લડતમાં મારે કદાચ ઊતરવું પડે. કશો નિર્ણય નથી થયો.

બાપુના આશીર્વાદ"

એ જ સંબંધમાં મિસ વેસ્ટને લખ્યું :

"પ્રિય દેવી,

"મણિલાલનો કેસ દુઃખદાયક છે. મેં તેને આશ્વાસનનો કાગળ લખ્યો છે. . . . થોડાંક વધારે વર્ષ તે કુંવારું જીવન ગાળી શકે તો પછી ટેવાઈ જશે. મેં એને લખ્યું છે કે તે પોતાને તદ્દન સ્વતંત્ર માણસ માને અને મારી સલાહને એક મિત્રની જ સલાહ ગણે. અત્યારે તમારી બધાંની અગ્નિપરીક્ષા થઈ રહી છે. તમે બધાં આંચ લાગ્યા વિના એમાંથી બહાર આવો.

"અહીં મારી સામે સત્યાગ્રહની ત્રણ લડતો આવીને ઊભી છે. તેમાંથી છેવટે કઈ કઈ લડી લેવી પડશે તે કહેવું મુશ્કેલ છે. પણ અત્યારે તો મારો બધો વખત એમાં જાય છે અને મારે સતત આગગાડીમાં મુસાફરી કરવી પડે છે. આ મુસાફરી ભારે થકવનારી છે. પણ તે કર્યા વિના છૂટકો નથી.

પ્યાર,
તમારો ભાઈ"

* દક્ષિણ આફ્રિકાના એક સાથી.

પ્રભુદાસનો આશ્રમમાંથી પત્ર : "દેવદાસકાકા વિના આશ્રમમાં ગમતું નથી. બાપુ, તમે ન હો ત્યારે આશ્રમ સૂનકાર લાગે છે. આશ્રમમાં

૨-૨-'૧૮ કાંઈ જીવ લાગતો નથી"

તેના ઉત્તરમાં

"મારા વિના પણ આશ્રમમાં ઘણુંયે છે, એ તમે શોધી શકો એમ ઇચ્છું છું. મારું શરીર ત્યાં હોય તેથી જ જો આશ્રમમાં જીવન જોવામાં આવતું હોય તો તે કફોડી દશા છે. કેમ કે શરીર તો પડશે જ. જો આત્માની હાજરી ત્યાં જણાતી હોય તો એ સદા ત્યાં નિવાસ કરે છે. આપણે જેની ઉપર પ્રેમ રાખીએ છીએ, તેના શરીર ઉપરની આસક્તિ જેમ છોડીએ તેમ તેમ પ્રેમ વિશુદ્ધ અને વિસ્તીર્ણ થાય છે. આશ્રમમાં જે વાતાવરણ ઉત્પન્ન કરવાને સારુ આપણે બધા પ્રયત્નો કરીએ છીએ, તે વાતાવરણ આપણા પોતાને વિષે જો આપણે રચી શકીએ તો આશ્રમ સૂનકાર ન લાગે, એટલું જ નહીં પણ સામાજિક વાતાવરણ વધેલું આવે.

"આ કાગળ અનાયાસે તમારી બુદ્ધિની બહાર લખાઈ ગયો છે, ન સમજો તેટલું ચિ. છગનલાલને પૂછી સમજી લેજો, બીજાઓને પણ વંચાવજો, કેમ કે બધાનો ઉપકાર થાય તેવો આ કાગળ છે. તમે સંઘરી રાખજો અને ફરી ફરી વાંચીને એનો શબ્દેશબ્દ ખૂબ સમજી લેજો.

બાપુના આશીર્વાદ"

દેવદાસને એક પત્રમાં :

"દેવા, તું મારી ગાદી લેવાને તૈયાર થાય તે દિવસે તને રોકવાનો કોઈનો ભાર નથી. માત્ર તું ખૂબ મજબૂત બને એ જ ઇચ્છું છું. તારામાં લાયકાત નથી એમ ન માનજે. કામ જેમ આવતાં જાય તેમ ઉકેલ પડતી જાય"

એક ગંચીવાળા ગૃહસ્થને :

"આશ્રમમાં દાખલ થયા વિના પણ જે માણસ આશ્રમના નિયમોનું પાલન કરે તે આશ્રમવાસી છે. અને આશ્રમમાં રહેતો છતો જે તેનું જ્ઞાનપૂર્વક ઉલ્લંઘન કરે તે આશ્રમ બહારનો છે."

બાને મિસિસ જીનરાજદાસે ઑલ ઇન્ડિયા વિમેન્સ ઍસોસિયેશનના સભ્ય બનાવ્યા અને તેનું કાર્ડ મોકલ્યું. તેમને લખ્યું :

"કસ્તૂરબાઈ લગભગ નિરક્ષર છે. પોતાનું નામ પણ એ અંગ્રેજીમાં લખી શકતી નથી. તમારા પત્રકની શોભા માટે તમારે કેવળ નામો તો નથી જોઈતાં ને?"

ત્યાર પછી મિસિસ જીનરાજદાસનો બીજો ઠપકો આવ્યો તેના ઉત્તરમા લખ્યુ

૧ "કસ્તૂરબાઈની અગ્રેજીમા સહી કરવાની બિનઆવડત વિષેનુ વાક્ય ઠીક લખાયુ ન હતુ એમા પૂરો વિચાર આવી જતો નથી કસ્તૂરબાઈ શિક્ષિતના પ્રચલિત અર્થમા શિક્ષિત નથી ગુજરાતી પણ વાચતાલખતા તેને બહુ થોડ આવડે છે અગ્રેજીમા તે પોતાની સહી કરી શકતી નથી, એમ લખવાનો હેતુ જે અસોસિયેશનના બધા સભ્યો તેમની પોતાની ભાષામા અથવા અગ્રેજીમા પડિતો છે એવા એસોસિયેશનના સભ્ય થવાને કસ્તૂરબાઈ તદ્દન અયોગ્ય છે તે વસ્તુ, જેઓ અગ્રેજી શિક્ષણને મહત્ત્વ આપે છે તેમને દર્શાવવાનો હતો'

આશ્રમના એક અગાઉના વિદ્યાર્થી ભાઈ વિનાયક નરહર ભાવેનો પત્ર

'પરમ પૂજ્ય બાપુજી,

૧૦-૨-'૧૮ "એક વર્ષ પહેલા આશ્રમમાથી પ્રકૃતિને લીધે હુ બહાર ગયો બે ત્રણ મહિના વાર્ધામા રહીને આશ્રમમા આવવાનુ ઠર્યું હતુ પણ એક વર્ષ થઈ ગયુ તોપણ મારો કાઈ પત્તો જ નથી તેથી હુ આવવાનો છુ કે નહી, અથવા તો જીવત છુ કે નહી,' એવો પ્રશ્ન ઉપસ્થિત થયો હશે અર્થાત્ મારે કબૂલ કરવુ જોઈએ કે આ બાબતનો દોષ બધો મારો જ છે છતા પણ મે મામાને એક બે કાગળ લખ્યા હતા તેમા મે લખ્યુ હતુ કે 'સત્યાગ્રહ'નો પ્રશ્ન ઊઠતો હોય તો જરૂર મને લખજો હુ બધુ પડતુ મૂકીને તરત જ આવી પહોચીશ નહી તો જે લોભને લીધે હુ બહાર રહુ છુ તે લોભ પૂરો થયા પછી હુ આશ્રમમા દાખલ થઈશ હુ આશ્રમમાથી ચાલી ગયો એવો શક પણ કોઈને લાગ્યો હોય તો તે મારો જ દોષ છે કેમ કે કાગળો ન લખવાની મને આદત છે તોપણ હુ આટલુ તો લખી જાઉ કે આશ્રમે મારા હૃદયમા ખાસ સ્થાન લીધુ છે,' એટલુ જ નહી પણ મારો જન્મ જ આશ્રમને લીધે છે એવી મારી દૃઢ શ્રદ્ધા છે તો હુ એક વર્ષ બહાર રહ્યો શુ કામ?

"હુ જ્યારે ૧૦ વર્ષનો હતો ત્યારે જ મે શપથ લીધેલા કે મારે બ્રહ્મચર્ય વ્રત પાળીને દેશસેવા કરવી પછી હુ હાઈસ્કૂલમા દાખલ થયો તે વખતે મને ગીતાજીનો છદ લાગ્યો પણ મારા પિતાશ્રીએ મને બીજી ભાષા તરીકે ફ્રેંચ લેવાની આજ્ઞા કરી તોપણ ગીતા ઉપરનો મારો પ્રેમ ઓછો નહોતો થયો અને તે વખતથી જ મે ઘરે પોતાની મેળે જ સસ્કૃતનો અભ્યાસ શરૂ કર્યો હતો અને વેદાત અને તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરવાનો મારો નિશ્ચય

હતો. હું આપની રજા લઈને વાઈમાં દાખલ થયો, તે વખતે વેદાંતનો અભ્યાસ કરવાની એક ઉત્તમ તક મને મળી. નારાયણશાસ્ત્રી મરાઠે કરીને એક આજન્મ બ્રહ્મચારી વિદ્વાન વાઈમાં વિદ્યાર્થીઓને વેદાંત તથા બીજાં શાસ્ત્રો શીખવવાનું કામ કરે છે. તેમની પાસેથી ઉપનિષદો વગેરે શીખવાનો મને 'લોભ' થયો. એ લોભને લીધે હું વધારે વખત વાઈમાં રહ્યો. હવે આટલા વખતમાં મેં શું કર્યું તે કહું છું.

"જે લોભને સારુ હું અહાર રહ્યો તે વિષેનું મારું કામ નીચે પ્રમાણે :–

(૧) ઉપનિષદો (૨) ગીતા (૩) બ્રહ્મસૂત્ર અને શાંકરભાષ્ય (૪) મનુસ્મૃતિ (૫) પાતંજલ યોગદર્શન, આ ગ્રંથોનો મેં અભ્યાસ કર્યો. એ સિવાય (૧) ન્યાયસૂત્ર (૨) વૈશેષિક સૂત્ર (૩) યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ આ ગ્રંથો વાંચી ગયો. હવે મને વધારે શીખવાનો મોહ છે જ નહીં. હું પોતાની મેળે વધારે વાંચી શકીશ. બીજું કામ જે પ્રકૃતિને લીધે હું વઈ ગયો તે વિષે :

"પ્રકૃતિ સુધારવા માટે મેં પહેલાં ૧૦–૧૨ માઈલ ચાલવાનું રાખ્યું હતું. પછી ૬થી ૮ શેર દળવાનું શરૂ કર્યું. અને હાલ ૩૦૦ નમસ્કાર અને ફરવાનું એ મારી કસરત છે, તેથી મારી પ્રકૃતિ સારી થઈ છે.

"આહાર વિષે : પ્રથમ ૭ મહિના સુધી નમક ખાતો, પણ પછી તો તે છોડી દીધું. મસાલો વગેરે બિલકુલ ખાધું નથી. અને આજન્મ નમક અને મસાલો ન ખાવાનું વ્રત લીધું છે. દૂધ શરૂ કર્યું. દૂધ વિના બરાબર ચાલી નથી શકતું, એમ ઘણા અખતરા કર્યા પછી સિદ્ધ થયું. છતાં એ પણ છોડી શકાતું હોય તો મારી ઇચ્છા છે. એક મહિનો માત્ર કેળાં, લીંબુ અને દૂધ ઉપર કાઢ્યો. તાકાત કમતી થઈ. હાલ મારો ખોરાક નીચે પ્રમાણે છે: દૂધ ૧॥ શેર (૬૦ રૂ. ભાર), ભાખરી ૨ (૨૦ તોલા જ્વારની), કેળાં ૪–૫, લીંબુ ૧ (મળી શકે ત્યારે). હવે હું આશ્રમમાં આવીશ ત્યારે આપની સલાહ લઈને મારો આહાર નક્કી કરવાનો વિચાર છે. સ્વાદને લીધે બીજા કાંઈ પદાર્થ ખાવાની ઇચ્છા નથી થતી. તોપણ ઉપરનો આહાર જ બહુ શ્રીમંતી છે એમ લાગે છે. રોજનો ખર્ચ લગભગ નીચે પ્રમાણે : કેળાં અને લીંબુ ૪ પૈસા, જ્વારી બે પૈસા, દૂધ ૫ પૈસા, કુલ ૧૧ પૈસા. એમાં શું ફેરફાર કરવા જોઈએ તે આપની પાસેથી મારે જાણવું છે. તે આપ મને પત્ર દ્વારા લખશો.

"બીજાં કામો :

(૧) ગીતાજીનો વર્ગ ચલાવ્યો. એમાં ૭ વિદ્યાર્થીઓને સર્વગીતા સાર્થ શીખવાડી અર્થાત્ મફત.

(૨) જ્ઞાનેશ્વરી ૭ અધ્યાય. આ વર્ગમાં ચાર વિદ્યાર્થીઓ હતા.

(૩) ઉપનિષદો ન૧. આ વર્ગમાં બે વિદ્યાર્થી.

(૪) હિંદીનો પ્રચારઃ હું પોતે જ હિંદી ઠીક જાણતો નથી. તોપણ હિંદી વર્તમાનપત્રો વિદ્યાર્થીઓને સાથે લઈને વાંચવાનું રાખ્યું હતું.

(૫) બે વિદ્યાર્થીઓને અંગ્રેજી.

(૬) પ્રવાસઃ લગભગ ૪૦૦ માઈલ (પગે). રાજગઢ, સિંહગઢ, તોરણગઢ વગેરે ઇતિહાસપ્રસિદ્ધ ગઢો જોયા.

(૭) પ્રવાસ કરતી વખતે ગીતાજી ઉપર પ્રવચન કરવાનું રાખ્યું હતુ. આજ સુધી ૫૦ પ્રવચનો થયાં. હાલ પણ હું આશ્રમમાં આવતાં પહેલાં પ્રવાસ કરતો કરતો મુંબઈ પગે આવીશ અને ત્યાંથી રેલવેથી આશ્રમમાં દાખલ થઈશ. મારી સાથે એક ૨૬ વરસનો વિદ્યાર્થી ફરે છે. મારી પાસેથી જ ગીતા શીખવાનો એનો વિચાર છે. એ પણ હાલ પ્રવાસમાં જ ચાલે છે. મારી આશ્રમમાં દાખલ થવાની મુદત વધારેમાં વધારે ચૈત્ર સુદ ૧ સુધી.

(૮) વાઈમાં મેં એક વિદ્યાર્થી મંડળ નામની સંસ્થા સ્થાપન કરી. એમાં એક વાંચનાલય સ્થાપન કર્યું અને વાંચનાલયને મદદ તરીકે દળવાનો એક વર્ગ રાખ્યો હતો. એમાં ૧૫ વિદ્યાર્થી અને હું પોતે દળતા. જે લોક ગિરણીમાંથી દળી લાવે છે તેનું કામ (૨. શેરનો ૧ પૈસો લઈને) કરવાનું, અને પૈસા વાંચનાલયને આપવાના. મોટા સાવકારનાં પણ ખરચાં આ વર્ગમાં દાખલ થમાં હતાં. વાઈ જૂના વિચારનું સ્થાન હોવાથી અને આ વર્ગમાં બધા બ્રાહ્મણના હાઈસ્કૂલોમાં ભણનારા છોકરા હોવાથી બધાએ અમોને મૂરખમાં ગણી કાઢયા. છતાં આ વર્ગ બે મહિના ચાલ્યો. વાંચનાલયમાં ૪૦૦ પુસ્તકો જમા થયાં છે.

(૯) સત્યાગ્રહ આશ્રમનાં તત્ત્વોનો પ્રચાર કરવાનો મેં ઘણો પ્રયત્ન કરો.

(૧૦) વડોદરામાં ૧૦–૧૫ મિત્રો છે. એ બધાને લોકસેવા કરવાની ઇચ્છા છે. તેથી ત્યાં આવે ત્રણ વર્ષ પહેલાં એક માતૃભાષા પ્રસારને સારુ સંસ્થા સ્થાપન કરી. આ સંસ્થાનો વાર્ષિક ઉત્સવ થયો ત્યારે તે વખતે હું ત્યાં ગયો. (ઉત્સવ એટલે માત્ર સંસ્થાના સભાસદો મેળવીને શું કામ કર્યું અને શું કરવાનું છે તે વિષે ચર્ચા.) તે વખતે હિંદી ભાષાનો પ્રચાર કરવો જોઈએ એવો વિચાર મેં મૂકેલો. અને સંસ્થા એ કામ જરૂર કરશે એમ મારી શ્રદ્ધા છે. આપે હિંદી પ્રચારનો પ્રયત્ન શરૂ કર્યો છે તેમાં વડોદરાની એ સંસ્થા કામ કરવાને તૈયાર રહેશે.

"છેવટે મેં સત્યાગ્રહાશ્રમનિવાસી તરીકે શું વર્તન કર્યું એ કહેવું જરૂર છે.

"અસ્વાદ વ્રત :— એ વિષે આહાર બાબતમાં લખ્યું છે.

"અપરિગ્રહ.—લાકડાની થાળી, વાટકો, આશ્રમનો એક લોટો, ધોતી, ધોતળી અને પુસ્તકો એટલો પ્રપંચ રાખ્યો છે બૂટ, કોટ, ટોપી વગેરે ન વાપરવાનું વ્રત લીધું છે, તેથી શરીર ઉપર પણ ધોતી. આગ ઉપર વર્ણવેલાં જ કપડાં વાપરું છું.

"સ્વદેશી —પરદેશીનો સંબંધ મારી પાસે છે જ નહીં (આપણા મદ્રાસના વ્યાખ્યાન પ્રમાણે વ્યાપક અર્થ ન કર્યો હોય તો જ )

"સત્ય, અહિંસા, બ્રહ્મચર્ય — એ વ્રતનું પરિપાલન મારા જાણવા પ્રમાણે મેં બરાબર કર્યું છે એવી મારી ખાતરી છે

"વધારે શું કહું? જ્યારે સ્વપ્ના પડ્યા છે ત્યારે પણ એક જ વિચાર મનમાં આવે છે ઈશ્વર મારી પાસેથી સેવા કરી લેશે કે? હું પૂર્ણ શ્રદ્ધાથી આટલું કહી શકું છું આશ્રમના નિયમો પ્રમાણે (એક સિવાય) હું ચાલું છું એટલે હું આશ્રમમાં જ છું આશ્રમ એ જ મારું સાધ્ય છે જે એક બાબતનો ઉલ્લેખ ઉપર કર્યો છે તે પોતાની રસોઈ (એટલે ભાજી) પોતે કરવી એનો પણ મેં પ્રયત્ન કર્યો પણ પ્રવાસમાં ન સાધી શક્યું.

'સત્યાગ્રહનો અથવા બીજો (કોઈ રેલવે વિશે સત્યાગ્રહ ચલાવવો હોય) તોફાન ઊભું હોય તો હું તરત જ આવી પહોંચીશ નહીં તો મુદત ઉપર લખી છે

"હાલ આશ્રમમાં શા ફેરફારો થયાં છે તથા કેટલા વિદ્યાર્થીઓ છે? રાષ્ટ્રીય શિક્ષણની યોજના શું છે, અને મારા આહારમાં શો ફેર કરવો જોઈએ એ જાણવાની મારી પ્રબળ ઇચ્છા છે આપ પોતે મને કાગળ લખશો જોઈએ એમ 'વિનોબાનો'—આપને પિતૃતુલ્ય સમજનારા આપના પુત્રનો—અત્યાગ્રહ છે

"હું બેચાર દહાડામાં આ ગામ છોડીશ'*

આ પત્ર વાંચતા "ગોરખે મચ્છંદરને હરાવ્યો! ભીમ છે, ભીમ!" એવા ઉદ્ગારો બાપુજીના મુખમાંથી નીકળ્યા હતા સવારે તેમને આ પ્રમાણે ઉત્તર આપ્યો

"તમારે માટે કયું વિશેષણ વાપરવું એ મને ખબર નથી તમારો પ્રેમ અને તમારું ચારિત્ર મને મોહમાં ડુબાવી દે છે તમારી પરીક્ષા મને મોહમાં ડુબાવી દે છે તમારી પરીક્ષા કરવા હું અસમર્થ છું તમે કરેલી પરીક્ષાનો હું સ્વીકાર કરું છું અને તમારે વિશે પિતાનું પદ ગ્રહણ કરું છું મારો લોભ તમે લગભગ સંતોષ્યો જણાય છે મારી માન્યતા છે કે ખરો પિતા પોતાથી વિશેષ ચારિત્રવાન પુત્રને પેદા કરે છે ખરો પુત્ર એ કે જે પિતાએ કર્યું

* આ કાગળની ભાષા મૂળ પ્રમાણે રહેવા દીધી છે

હોય તેમાં ઉમેરો કરે. પિતા સત્યવાદી, દૃઢ, દયામય હોય તો પોતે તે ગુણો વિશેષે પોતાનામાં ધરાવે. આવું તમે કરેલું જોવામાં આવે છે. એ તમે મારા પ્રયત્નને કર્યું છે એમ તો મને જણાતુ નથી. એટલે તમે મને જે પદ આપો છો તે તમારા પ્રેમની ભેટ તરીકે સ્વીકારું છુ. તે પદને સારુ લાયક બનવા પ્રયત્ન કરીશ, અને જ્યારે હુ હિરણ્યકશ્યપ નીવડુ ત્યારે પ્રહ્લાદ ભક્તની જેમ મારો સાદર નિરાદર કરજો

"તમારી વાત ખરી છે કે તમે બહાર રહી આશ્રમના નિયમો બહુ સારી રીતે પાળ્યા છે. તમારા આવવા વિષે મેં શકા રાખી જ ન હતી. વળી તમારા લખેલા સ દેશા મને મામાએ વાચી સંભળાવ્યા હતા. તમને ઈશ્વર દીર્ઘાયુ બનાવો અને તમારો ઉપયોગ હિંદની ઉન્નતિને સારુ થાઓ એમ ઇચ્છુ છુ

"તમારા ખોરાકમાં ફેરફાર કરવા જેવું હાલ તો નથી જોતો દૂધનો ત્યાગ હોય તો ન કરવો. પણ જરૂર જણાય તો દૂધનું પ્રમાણ વધારવું

"રેલવે બાબત સત્યાગ્રહની જરૂર નથી. પણ તે વિષે જ્ઞાની પ્રચારકોની જરૂર છે. ખેડા જિલ્લા બાબત વખતે લડત કરવી પડે એવો સભવ છે. હુ તો હમણાં ભમતા રામ છુ બે એક દિવસમાં દિલ્હી જવાનુ થશે.

"વિશેષ તો આવશો ત્યારે. બહુ તમને મળવા ઉત્સુક છે.

બાપુના આશીર્વાદ"

પછી બાપુના ઉદ્ગારો :

"બહુ ભારે માણસ. મને લાગ્યા કીધુ છે કે મારે મહારાષ્ટ્રીઓ અને મદ્રાસીઓ સાથે ભારે લેણાદેણી છે. મદ્રાસીઓ તો હાલ રહ્યા નથી પણ મહારાષ્ટ્રીઓએ તો કોઈએ મને નિરાશ કીધો જ નથી. તેમાં વિનોબાએ તો હદ કરી."

પડિત હૃદયનાથ કુંઝરુને કુભ મેળા બાબત લખ્યું :

"હુ અત્યારે એક બહુ ભય કર પરિસ્થિતિ હાથ ધરી રહ્યો છુ અને એથીયે વધુ ભય કર પરિસ્થિતિમા ઊતરવાની તૈયારી કરી રહ્યો છુ. . . . એટલે હુ મેળામાં કેમ ન આવ્યો એ તમે સમજી શકશો. હિ દુ ધર્મ ને તેના આસુરી તેમ જ દિવ્ય બન્ને સ્વરૂપોમાં જોવાની ત્યાં તક મળે તેનો લાભ લેવા હુ બહુ ઇચ્છતો હતો હુ જાણુ છુ કે આસુરી સ્વરૂપની મારા ઉપર કશી અસર થઈ શકે એમ નથી. પણ તેના દિવ્ય સ્વરૂપની હરદ્વારમા મારા ઉપર જેવી અસર થઈ તે અસરનો લાભ લેવા મારી ઇચ્છા હતી વળી ત્યાં તમને મળવાનુ પણ થાત અને ભારત

સેવકે દરેક બીજે મહિને માદા પડવાની કુટેવ ન પાડવી જોઈએ એ વિશે તમને થોડો ઉપદેશ આપવાની તક મળત પણ તેમ થવાનું નિર્માયું નહી હોય

સેવક
મો૦ ક૦ ગાંધી"

પોતાના બહેનનો પત્ર—મોંઘવારી બાબત અને રહેવાની મુશ્કેલીઓ બાબત તથા માઈ વધારે પૈસા મોકલવાની વ્યવસ્થા થાય તો સારું

૧૧-૨-'૧૮ એ મતલબનો એનો ઉત્તર

"પૂજ્ય બહેન,

'તમને કાગળ તો નથી લખતો પણ તમારી મૂર્તિ મારી પાસેથી એક ઘડીભર દૂર રહી નથી તમે મારી પાસે નથી એથી જે ઘા મને વાગેલો છે તે ઘા કદી રુઝાઈ જ ન શકે એવો છે એ તમે જ રૂઝવી શકો તમે મારી પાસે હો તો મને તમારો ચહેરો જોઈને શાની કાંઈક વાદી તો આવે જ તેથી પણ તમે મને દૂર રાખ્યો છે તમારી સામેની મારી ફરિયાદ બંધ ન જ રહી શકે એવી છે મારી બહેન પણ મારા મનમા મને મદદ કરી રહ્યા છે એમ અભિમાનપૂર્વક કહેવાનો અવસર તમે નથી જ આપતા હું કાગળ લખુ તોયે મારી મગતરા જ બતાવી શકુ અને આમા જેમ મારું છુ તેમ મહેણા જ મારી શકુ તેથીને કાગળ લખવામા ઢીલ કરુ છુ હું જાણુ છુ કે અત્યારે મોંઘવારી છે, પણ તમને વધારે પૈસા હું કયાથી આપુ ? મારે મિત્રના પૈસા દેવાના હું કયે મોઢે પૈસા માગુ ? એ પણ પૂછે, 'તારી બહેન તો તારી સાથે જ હોવા જોઈએ.' એનો જવાબ હું શુ આપુ ? જગત મને અભડાયેલુ નથી માનતુ પણ તમારી પાસે તો હું અભડાયેલો છુ આવી દશામા હું એક જ વસ્તુ તમને કહી શકુ છુ તમે જે અગવડો ભોગવી રહ્યા છો એથી વધારે સગવડ ભોગવીને હું રહેતો નથી તેથી તમારા દુખ મને અસહ્ય નથી લાગતા તમે દળણા દળીને ખૂટતા પૈસા મેળવો છો તેમાં મને કશાયે શરમ નથી લાગતી હું તો એટલુ માગુ છુ કે તમને જરાયે દયાની લાગણી હોય તો તમે અહીં આવીને મારી સાથે વસો, મારા કામમા ભાગ લો એમ કરશો તો અત્યારે તો તમને ભાઈ નથી એમ લાગતુ હશે તે દશા મટી જશે અને એકને બદલે ઘણા ભાઈઓને જોશો અને ઘણા બાળકોની તમે મા બનીને બેસશો આ શુદ્ધ વૈષ્ણવ ધર્મ છે એ તમને ન વસે ત્યા સુધી આપણે વિયોગદુખ સહન કરવાનુ જ રહ્યુ"

પોતાની ભાણેજવહુને :

"ચિ. નિર્મળા,

"આ કાગળ બહેન રળિયાતને વંચાવજો તમને તો મારાથી શું લખાય? તમારે સારુ તો હું એટલાં બધાં કાર્યો જોઉં છું કે તમારી જિંદગી આખી સૌંદર્યથી ભરી મૂકું, અને તમારું વૈધવ્ય ભુલાવી દઉં. કેટલીક સ્ત્રીઓ મને મદદ કરી રહેલી છે. કમનસીબે તમારી મદદ મને ન મળી શકે જેમ બહેન રળિયાતનો વાંક કાઢું છું તેમ તમારો વાંક માગથી કાઢી શકાશે નહીં, કારણ કે તમારે બે મુરબ્બીઓને રીઝવવાના રહ્યા, પિતાશ્રીને અને બહેનને પણ જો તમારી ઇચ્છા મને મદદ કરવાની થાય તો તમે તમારે સારુ રજા મેળવી શકો છો, એટલું જ નહીં પણ તમે બહેન રળિયાતને પણ અહીં લાવી શકો છો. કારણ કે તમારા વિના તો એ જીવે જ નહીં. કોઈક દિવસ તો તમે મારી પાસે હશો જ, એમ હું માનું છું. તમે એટલું તો સમજતાં હશો કે જો ગોકળદાસ જીવતો હત તો મારાથી દૂર એક ક્ષણભર પણ એ નહીં નભી શકત. મારી સાથે રહીને તમે ગોકળદાસના આત્માને પણ શાંતિ આપી શકો છો.

"આ બિહારમાં છે. ઘણી વેળા તમારી ઝંખના કરે છે. મારે હજી આ તરફ કાંઈક વખત રહેવાનું થશે."

. . . નો પત્ર : પોતાની પત્નીના મૃત્યુ પછી અલ્પકાળમાં થનાર લગ્ન માટે શરમની લાગણી. એક વરસ પણ શોક ન પળાયો, એ
૧૨–૨–'૧૮ માટે ગ્લાનિ છતાંયે સગાંવહાલાંઓનો આગ્રહ હાલ ન કબૂલ કરું તો ખોટા અર્થ થાય કન્યા ભવિષ્યમાં નહીં મળે, વગેરે બહાનાંઓથી પોતાના કાર્યનો બચાવ. તેનો ઉત્તર :

"ભાઈશ્રી . . . ,

"તમારો કાગળ મળ્યો. તમારી ઉપર શબ્દપ્રહાર કરવો એ નકામુ લાગે છે. ઘણી વેળા માણસ પોતાના દોષ વર્ણવી ગુણ ગાય છે. એવી દશા તમારી છે. તમારામાં સામાન્ય માણસ કરતાં કંઈ વિશેષતા છે તેથી તમે જાહેર જીવનમાં ભાગ લો છો એમ કહેવાય. (પણ) તમારા કાર્યમાં સામાન્ય માણસ કરતાં કંઈ વિશેષ નબળાઈ બતાવો છો. તમારી આગલી સ્ત્રીને વિષે તમને ભારે ઘા લાગવાનો તમે દાવો કર્યો, તેનાં અંતિમ વચનોએ તમારા ઉપર ઊંડી અસર કરી એમ તમે જણાવ્યું, તમે ઘા વીસરી ગયા, અંતિમ વચનોની અસર ઊડી ગઈ. બહુ વેદનાથી રોતો આદમી એકાએક હસવા માંડે તો તે નાટકકાર ગણાય યા તો ઘેલો થઈ હસવા લાગ્યો છે એમ કહેવાય. તમે કાલે રોતા હતા તે આજે હસવા લાગ્યા. તમને કયું વિશેષણ લાગે? જે માણસના વિષય પોતાને હાથ ન

શાળાઓ ખોલી છે તેની વ્યવસ્થા જોવાની હોય છે શિક્ષકો સામાન્ય રીતે પરિણીત છે, પતિ અને પત્ની બન્ને કામ કરે છે ગામડાના બાળકોને ભણાવીએ છીએ પુરુષોને આરોગ્ય અને સ્વચ્છતા શીખવીએ છીએ ગામડાની સ્ત્રીઓને પણ મળીએ છીએ તેમને પડદો છોડી દેવાનુ અને તેમની છોકરીઓને અમારી નિશાળે મોકલવાનુ સમજાવીએ છીએ દવા અમે મફત આપીએ છીએ દરદો જાણીતા હોય છે અને તેના ઉપાય પણ જાણીતા અને સાદા હોય છે એટલે એ કામ તાલીમ પામ્યા વિનાના સ્ત્રી અને પુરુષોને જો તેઓ બીજી રીતે વિશ્વાસપાત્ર હોય તો સોંપતા મને કંઈ વાંધો લાગતો નથી દાખલા તરીકે કસ્તૂરબાઈ એક નિશાળમા કામ કરે છે અને છૂટથી દવાઓ આપે છે અત્યાર સુધીમા અમે ત્રણ હજાર મલેરિયાના દરદીઓને રાહત આપી શક્યા છીએ ગામડાના કૂવા અને ગામડાના રસ્તા અમે સાફ કરીએ છીએ અને તેમા ગ્રામવાસીઓનો સક્રિય સહકાર મેળવીએ છીએ અત્યાર સુધીમા અમે ત્રણ શાળાઓ ખોલી છે તેમા છોકરાઓ અને બાર વરસની નીચેની છોકરીઓ મળીને ૨૫૦ ઉપર વિદ્યાર્થીઓ છે બધા શિક્ષકો સ્વયંસેવકો છે

"ગુજરાતમા પણ કામ ચાલે છે ત્યા મારા ગોધરા અને ભરૂચના ભાષણોમા દર્શાવેલો કાર્યક્રમ ચલાવવામા આવે છે અમદાવાદી તો એક સત્યાગ્રહનો પ્રસંગ નજીક દેખાય છે, તેને પહોંચી વળવાનો પ્રયત્ન હું કરુ છુ ગુજરાતની પ્રવૃત્તિઓ વિવિધ પ્રકારની છે વળી અંત્યજોના ઉદ્ધાર માટેનું આંદોલન ઉપાડવાનો હું વિચાર કરી રહ્યો છુ આ ઉપરાંત ગોમેના સહકાર્ય, રાષ્ટ્રીય શિક્ષણ, હાથવણાટ અને હિંદુસ્તાનની રાષ્ટ્રભાષા તરીકે હિંદીનો પ્રચાર એ પ્રવૃત્તિઓને વિસ્તારી રહ્યો છુ અને સત્યાગ્રહ આશ્રમ અને ત્યાની રાષ્ટ્રીય શાળા તો ચાલે જ છે

'આ બધા કામોમા સદ્ભાગ્યે મને સારા સાથીઓ મળી ગયા છે આ પ્રવૃત્તિઓને અંગે મારે સારી પેઠે ફરવાનુ થાય છે

'આશ્રમ સાબરમતી નદીને તીરે સુંદર જગ્યાએ આવેલો છે અમે રોજ નદીમા નાહીએ છીએ સવ છોકરાઓને તરતા આવડી ગયુ છે શાળાને સાહેબ આચાર્ય મળી ગયા છે તેઓ ગુજરાત કોલેજમા પ્રોફેસર હતા આશ્રમની વ્યવસ્થા મગનલાલના હાથમા છે આ આશ્રમ અને શાળાનું ભવિષ્ય કેવુ નીવડશે તે કંઈ ખબર નથી અત્યારે તો એ બન્ને સંસ્થાઓ લોકપ્રિય છે

'આ બધી પ્રવૃત્તિઓમા ત્યાના સાથીઓના સહકારની ઇચ્છા ઘણી વાર થઈ આવે છે પણ જાણુ છુ કે એ બની શકે એમ નથી પણ એટલુ તો નક્કી માનજો કે એક ક્ષણ પણ એવી નથી જતી જ્યારે તમારામાના કોઈ ને કોઈનો વિચાર મને ન આવતો હોય તમારા કેટલાક બહાદુરીના કામો અહીં મને યોગ્ય

દૃષ્ટાંત તરીકે કામ આવે છે આ મેળવેલા અનુભવો ઉપર અહીંની મારી પ્રવૃત્તિઓ હું નિભાવી રહ્યો છું

"મિસિસ વેસ્ટને કહેશો કે એક ક્ષણ પણ તે એમ ન ધારે કે તેમને અને મમ્માને હું ભૂલી ગયો છું તેમ મેં આપેલા વચનો પણ હું ભૂલી ગયો નથી નવા સંબંધો બંધાય અને નવી ઓળખાણો થાય તેથી જૂનાને હું ભૂલું એવો નથી

' આ કાગળ પ્રગટ કરવાનો નથી મારી પ્રવૃત્તિઓ વિશે જાહેરમાં હું કાંઈ કહેવા ઇચ્છતો નથી

પ્યાર — સદાનો તમારો મો૦ ક૦ ગાંધી

* "ચિ પાર્વતી,

"તને આ કાગળ મેં ગુજરાતીમાં લખવાનો શરૂ કર્યો હતો કારણ છોકરાઓ અને છોકરીઓને હું ભાગ્યે જ અંગ્રેજીમાં લખું છું. પણ હું જાણું છું કે મારે તને અંગ્રેજીમાં કાગળ લખવો જોઈએ તું મને કહેશે કે તને મેં ગુજરાતી અને હિંદી શીખવવાની વ્યવસ્થા કરી હોત તો તમારા ગુજરાતી અને હિંદી કાગળો હું સમજી શક્ત તને આમ કહેવાનો હક છે. હું પણ એટલું કહું કે જો તું મારી સાથે હિંદુસ્તાન આવી હોત અને મારી સાથે રહી હોત તો તું મારી સાચી દીકરી બનત અને હિંદી તથા ગુજરાતી શીખત

"એમને કહેજે કે ફિનિક્સની ખેતી એ સફળ બનાવે એવી હું આશા રાખું છું ત્યાં તમે શું શું કરો છો? રાધા અને રૂખી તો બહુ મોટા થઈ ગયા છે રૂખી રાધા જેવડી દેખાય છે બંનેએ હિંદી અભ્યાસમાં સારી પ્રગતિ કરી છે તમને સૌને પ્યાર"

(સહી તામિલમાં)

કલે પકડ્યાજી સાથે વાત કરતા વહાણમાં બાપુજીને 'શિકારી' નામ આપ્યું એવા અર્થમાં કે હરહમેશ કોઈ નહીં તો કોઈ શિકાર, પોતાના હૃદયમાં અહર્નિશ રહેતા રાષ્ટ્રીય કાર્ય માટે, એઓ પકડયે જ જાય છે પેલે દિવસે મારા અક્ષર સુંદર છે અને બહુ ઝડપી લખનારો છું એમ કહીને, મારા ગુણો આગળ દોષો ભૂલી જઈશું એમ કહીને, તો એક દિવસ દુર્ગા વિષે પિતૃપદ ગ્રહણ કરીને, અને તેને એક સુંદર પત્રથી કૃતજ્ઞતામાં ડાબીને, એક દિવસ બેંકર અને અનસૂયા બહેનની જોડે મધુરું મધુરું બોલીને, અને તેમને જમવાનો નિત્ય આગ્રહ કરીને, તો બીજે દિવસે વલ્લભભાઈને નિત્ય સવારે પણ જમવા આવવાનો આગ્રહ કરીને, બાર વરસથી ઘરભંગ થયા છતા તેમના ન પરણવા પ્રતિ બહુ સંતોષ દર્શાવીને, અમને પોતાની કેટલીક છાની બાબતો પણ કહીને ભેલા મૂંડવાનો

જે પ્રયત્ન જારી છે, એ બધી એમની લીલા વર્ણવતાં કોઈ પણ માણસ થાકે, નેતિ નેતિ કહી વિરમે.

રાત્રે ગુજરાત ક્લબમાંથી આવતાં અનસુયાબહેનના અતિશય આગ્રહ છતાં મોટરમાં ન બેસતાં, પગે ચાલવાનું પસંદ કર્યું. રસ્તામાં અનેક વાતો ચર્ચા થઈ. 'ઇન્ડિયન ઓપીનિયન'માં આવેલાં સર્વોદયનાં પ્રકરણો ઉપર હું વિવેચન કરું છું. કેટલાંક પ્રકરણો અત્યંત સુંદર લાગે છે, તો કેટલાંક બહુ કાચાં લાગે છે. ટીકા કબૂલ રાખી કહે છે: કોઈ વાર બહુ શૂરમાં આવીને હું લખતો ત્યારે બહુ સુંદર આવી જતું. કોઈક વાર કોર્ટના કામમાંથી થાક્યો પાક્યો લોથ થઈને બેઠો હોઉં અને તે વેળા 'ઇન્ડિયન ઓપીનિયન'ના લખાણ માટે કોઈક આવે તેને લખાવી દઉં, લખાવતાં કહેતો પણ જાઉં કે આમાંનાં આ વાક્યો પસંદ નથી, પણ કાંઈ ઉપાય નથી. વિચારવાનો વખત નથી. આવા ભાગો કાચા જ હોવાનો સંભવ છે.

'લેટર્સ ફ્રોમ જોન ચાઇનામેન'નું અંગ્રેજી તો અદ્ભુત છે. લો ડિકિન્સનની બીજી ચોપડીઓ કાંઈ એને તોલે આવે?

વાત કરી. આજે એક વાતથી મને ભારે ખેદ થાય છે, હું બળી રહ્યો છું. ...ને તો જ્વાળામુખી જેવો પત્ર લખી ચૂક્યો. તેના કાર્યથી જેટલો ખેદ થયો છે તેટલો ...ના કાર્યથી પણ થાય છે. જાહેર જીવનમાં પડ્યા પછી, ભારે કામો હાથ ધર્યા પછી, ...જેવી મહાસંસ્થાનું ઉપરીપદ સ્વીકાર્યા પછી, બાળક ઉત્પન્ન કરવાના કાર્યમાં પડવાનો એને અધિકાર જ ન હોય. ...નો વાંક ખરો, પણ હું ...નો દોષ જોવા નથી બેઠો. મને તો એ વાત દુઃખદ લાગે છે તે કહું છું. મેં તો એને માટે એમ ધારેલું કે એમણે એ જિંદગી મૂકીને જાહેરકામની જિંદગી આરંભી છે. એક વર્ષ ઉપર એ વાત સાંભળી ત્યારે મને બહુ આનંદ થયેલો. આજે એટલો જ ખેદ થાય છે. એવાંઓ લોકકાર્ય કરવાને માટે લાયક જ કેમ ગણાય?

સવારે . . . વિષે બેલનાં કહે: એને . . . માં દાખલ થવાનો અધિકાર નહોતો. . . . માં જ એણે એનું જીવન અર્પવાનું હતું. પણ એ ત્યાં ન ગયા. એણે કાંઈ આ કાર્યમાં ભોગ નથી આપ્યો. એની તે પૈસા મેળવવાની કેટલી લાયકાત? ૨૫, ૩૦, બહુ તો ૫૦, તે આજે રૂ. ૨૦૦ના અવેજ જેટલું . . . પાસે મેળવે છે. . . . ના કામ કરનાર તરીકે જે માન અને પ્રતિષ્ઠા મેળવે છે અને તે દરજ્જાથી જે કામો સાધી શકે તે અવેજમાં ગણાવાં જ જોઈએ.

રાત્રે કહે: હું તો કોઈને મારો શિષ્ય ગણાવવા માગતો જ નથી કે ગણ્યા નથી. પણ એ જ બધે એમ કહેતો ફરે છે કે 'હું તો ગાંધીજીનો શિષ્ય છું.' આવાં કાર્ય કરી એ પોતાને મારા શિષ્ય તરીકે કેમ ગણાવી શકે? એનું કાર્ય

ક્ષત ય ન ગણાય સિવાય કે   કહેતા હતા તેમ જો એને પોતાની સ્ત્રી ન જ ગમતી હોય તેને માટે મમતા ભિન્ન ન હોય તો તેના મરણ પછી બીજે જ દિવસે પરણવાનો અધિકાર છે પણ   તો શોકમા ડૂબી ગયેના !

આજે થૉરોના ડ્યુટી ઑફ સિવિલ ડિસઓબીડિયન્સ '— ઘ્યદાની ગમે થવાની ફરજ—એ પુસ્તકનો ભાપુએ 'ઇન્ડિયન ઓપીનિયન'મા

૧૯–૨–'૧૮ આપેલો અનુવાદ વાચ્યો તે ફરી ફરી વાચવા અને વિચારવા જેવો છે અને તે અક્ષરશ આપ્યો છે હિંદુસ્તાનમા ફરી ખાસતી વખતે તે આખો મુધારા હતો મુધારેના રૂપમા અહીં આપ્યો છે

**પ્રસ્તાવના**

વિચાર વાણી અને વર્તનમા એ તા જાળવનારા અમેરિકાના બહુ વિરલ સાધુપુરુષોમા ધુરંધર હેનરી ડેવિડ થોરો ૧૮મા સૈકાની મધ્યમા થઈ ગયો સત્યના અડગ ટેકને લીધે તેના વિચારમા જેટલું જોર હતું તેટલું જ એની વાણી અને વર્તનમા હતું એના લખાણો વિચારની ખાણ છે, એના શબ્દેશબ્દમાથી અગ્નિ ઝરે છે આથી જ લાખો માણસો તે વાચે છે અને મનન કરે છે એના જે પ્રસિદ્ધ લેખનો સાર આપવાનો આ પ્રયત્ન છે તેનો ટૂકમા પ્રસગ આ છે

અમેરિકાનાં સયુક્ત રાજ્યોમાના મેસેચ્યુસેટ્સનો એ વતની હતો આ સયુક્ત રાજ્યોએ મેક્સિકોની સામે જે રીતે લડાઈ જાહેર કરી તે એને ન્યાયની વિરુદ્ધ લાગતી હતી ગુલામીની પ્રથાની હસ્તી એ એક ઘોર, ક્રૂર અ ન્યાયરૂપ એ માનતો હતો અને મેસેચ્યુસેટ્સની રાજ્યસત્તા ગુલામની હસ્તી અને માન્યતાને ટેકો આપતી હતી આથી એણે નિશ્ચય કર્યો કે એ રાજ્યને કર આપવો બધ કરી રાજ્યની નીતિનો, અને તેમ કરી તેની સત્તાનો અનાદર કરવો ,અને એ રીતે રાજ્યના અત્યાચારમા ભાગીદાર ન બનવ આ નિશ્ચય મુજબ એણે કર લેનાર આ યો તેને કહ્યુ 'તુ કર નથી લઈ જઈ શકતો — જ્યા સુધી મારા પૈસાનો ઉપયોગ લડાઈના ખર્ચમા થવાનો છે કે ગુલામો ખરીદવામા થવાનો છે' કર ઉઘરાવનાર ગૂચવાઈ પૂછવા લાગ્યો, ત્યારે મારે શુ કરવુ ?' તારે તારી જગાનુ રાજીનામુ આપવુ, બીજુ શુ ?' પરિણામે એને જેલ જવુ પડ્યુ જેલમા એના મિત્ર ઇમર્સન એને મળવા ગયા અને પૂછ્યુ, હેનરી તુ અહી કેમ ? થોરોએ જવાબ આપ્યો, 'તુ કેમ અહી નથી ? જેલમા તેના મનની અદર જે વિચારો આ યા તેનુ પરિણામ તે આ પુસ્તક ઇતિહાસકારો એમ કહે છે કે અમેરિકામા ગુલામી બધ થવાના મુખ્ય કારણ એ થોરોનુ જેલ જવુ અને જેલમાથી નીકળ્યા બાદ આ લેખનુ પ્રગટ થવુ, એ હતા લેખ વાચતા સમજાશે કે આપણા દેશની હાલની પરિસ્થિતિમા આ લેખ લોકોની સમક્ષ મૂકવાનો આ યોગ્ય અવસર છે

મને સંપૂર્ણ રીતે માન્ય છે કે લોકોની ઉપર રાજ્યસત્તાનો દોર જેટલો ઓછો તેટલું તે રાજ્ય સારું એટલે કે રાજ્યસત્તા એ એક જાતનો રોગ છે, અને તે રોગમાંથી રૈયત જેટલે અંશે મુક્ત રહી શકે તેટલે અંશે તે રાજ્યને વખાણી શકાય ઘણા લોકો એમ કહે છે કે અમેરિકામાં લશ્કર ન હોય અથવા ઓછું હોય તો સારું આ વાત બરાબર છે, પણ તે પ્રમાણે કહેનારાનું માનવું ભૂલભરેલું છે તેઓ એમ કહે છે કે રાજ્યસત્તા લાભકારક છે તેનું લશ્કર હાનિકર્તા છે આવા માણસો સમજતા નથી કે લશ્કર એ રાજ્યસત્તાનું શરીર છે અને તેના વિના તે સત્તા ઘડીભર ન નભી શકે પણ આપણે પોતે રાજ્યસત્તાના દોરથી દબાયેલા રહી આ વાત જોઈ શકતા નથી ખરી રીતે જોતાં તો લશ્કર અને રાજ્યસત્તા બંને આપણે એટલે રૈયત જ નભાવી રાખીએ છીએ

એટલે આપણે જોયું કે આપણે પોતાની મેળે છેતરાયા કરીએ છીએ અમેરિકાના રાજ્યે કોઈ સાહસ પોતાની મેળે ઉપાડ્યું હોય એમ નથી નથી તેણે આપણને સ્વતંત્ર રાખ્યા કે નથી તેણે આપણને કાંઈ કેળવણી આપી આજે આપણે જે કંઈ છીએ તે રાજ્યને લીધે નથી, પણ આપણા પોતામાં જે કંઈ દમ છે તેને લઈને છીએ ઊલટું રાજ્યસત્તાને લીધે આપણી કેળવણી અને હોશિયારીમાં [illegible] ઊણપ આવી છે

તેમ છતાં હું રાજ્યને જમીનદોસ્ત કરવા માગતો નથી હાલ તરત તો સારો રાજ્યકારભાર માગું છું એ માગવાની દરેક માણસની ફરજ છે જે દેશની અંદર ઘણા મતથી બધી વસ્તુ થતી હોય ત્યાં ન્યાય જ મળે છે એમ માનવું એ મોટી ભૂલ છે અને તે ભૂલ નહીં જોવાથી ઘણા અન્યાયો થયા કરે છે ઝાઝા માણસો કરે તે ખરું જ હોય એવી માન્યતા એ ભોળો વહેમ છે શું એવી જાતનું રાજ્ય ન થઈ શકે, કે જ્યાં ઘણા માણસો કહે તેનો અમલ થવાને બદલે જે સાચું હોય તેનો જ અમલ થાય? શું માણસે પોતાનો આત્મા રાજ્યકર્તાઓને વેચી દીધો છે? એમ જો હોય તો આપણે માણસ શાના? હું તો કહું છું કે આપણે માણસ પહેલા અને પછી રૈયત કાયદાને માન આપવાનો ગુણ કેળવવાની કશીયે જરૂર હું જોતો નથી સત્યને માન આપવાની જરૂર હરહમેશ છે મારાથી એક જ ફરજ ધારણ કરી શકાય છે, અને તે એ કે, જે સત્ય હોય તે જ મારે કરવું કાયદાથી કોઈ દહાડો માણસ જરાયે વધારે ન્યાયી થયો મેં જાણ્યો નથી પણ મેં એવું તો જોયું છે અને જોઉં છું કે સાધારણ રીતે ન્યાયી બુદ્ધિના માણસો પોતાના ભોળપણથી અન્યાય કરાવવામાં હથિયારરૂપ બને છે કાયદાને અનહદ માન આપવાનું પરિણામ, આપણે બધા એ જોઈએ છીએ કે રાજ્ય

લડાઈમાં ઊતર્યું કે પૂતળાંની માફક ટપાટપ આપણે લશ્કરમાં ઊતરી પડીએ છીએ અને મૂંગે મોઢે ઉપરીના હુકમ ઉઠાવીએ છીએ. ઘણા માણસોનો તો ધંધો જ લશ્કરની નોકરી છે. પછી અમુક લડાઈ ખરાબ છે એમ ચોક્કસ સમજવા છતાં તેમાં તેઓ તણાય છે. એવાને શું આપણે માણસો ગણશું કે કસાઈના હાથમાં કુહાડો ગણશું? આવા માણસો લાકડા કે રોડા સમાન છે. તેવા માણસોને માન કેમ આપી શકાય? પશુઓ કરતાં તેમની કિંમત વધારે કેમ ગણી શકાય? વળી ઘણા કાયદાના હિમાયતી બને છે, વકીલો બને છે, એલચીઓ બને છે. તેઓ પોતાની અક્કલ વડે રાજ્યનું રક્ષણ કરવાનો દાવો રાખે છે, પણ હું જોઉં છું કે તેઓ વગર વિચાર્યે અને અજાણ્યે સેતાનની સેવા કરે છે. ખરા મર્દો તો કોક વિરલા — આપણા વીરો, આપણા દેશભક્તો, આપણા મહાન સુધારકો — છે, જેઓ સત્યથી રાજ્યની સેવા કરવા ઇચ્છે છે અને જેમને હમેશાં રાજ્યની સામે થઈને જ તે સેવા કરવી પડે છે. સાધારણ રીતે, રાજ્ય આવાઓને પોતાના દુશ્મન લેખે છે.

ડાહ્યો માણસ તો મર્દની રીતે જ કામ કરશે, બીજાનો નચાવ્યો નહીં નાચે. આ અમેરિકાના રાજ્યને નિભાવવા જે માણસ મન કરે તે નામર્દ સમજવો. જે રાજ્ય ગુલામોની ઉપર સત્તા ધરાવે છે તેને મારું રાજ્ય હું ગણી શકતો નથી. જ્યારે બહુ જુલમ થાય ત્યારે જુલમી રાજ્યની સામે થવાનો માણસજાતનો હક છે. કેટલાક માણસો કહે છે કે અમેરિકાનું હાલનું રાજ્ય તેવું જુલમી નથી; કારણ તેઓની જાત ઉપર હુમલો થતો નથી, અને બીજાની ઉપર થાય છે તેની આવું બોલનારાને દરકાર નથી.

જેમ દરેક સંચામાં થોડોઘણો કાટ હોય છે તેમ દરેક રાજ્યતંત્રમાં પણ હોય છે. તે કાટ દૂર કરવાને સારુ સામે થવાની જરૂર કદાપિ ભલે ન હોય. પણ જ્યારે કાટ એ સંચો બને, જ્યારે જુલમ એ કાયદાનું રૂપ પકડે, ત્યારે એ રાજ્ય મર્દોને ન ખપે.

શરીર જાય તોપણ ન્યાય કરવો, એ સત્ય જાળવવું. મેં ડૂબતા માણસ પાસેથી તુંબડું ઝૂંટવી લીધું હોય તો તે મારી જિંદગી જાય તોપણ મારે તેને પાછું આપવું જોઈએ. તેમ જ કદી અમેરિકાનું રાજ્ય ડૂબે તોપણ તેણે ગુલામોને છૂટા કરવા ઘટે છે.

આપણે બોલીએ છીએ કે સમાજ અમુક કામને સારુ તૈયાર નથી; પણ સારું કરતાં હમેશાં વખત લાગે છે. કેમ કે જે થોડા માણસો સુધારો કરવા માગતા હોય તે બધા બહાદુર નથી હોતા. તમારા જેટલા બહાદુર બધા માણસો થાય નહીં તેની ફિકર નથી, પણ સમાજમાં કેટલાક તો સંપૂર્ણ શુદ્ધ હોવા જોઈએ. જેમ એક ખમીરનું બુંદ આટામાં વ્યાપીને આખી રોટીને ફુલાવે છે,

તેમ આવા માણુસો સમાજમા વ્યાપીને આખા સમાજને ચડાવે છે એવા તો હજારો છે, કે જેઓના વિચાર ગુલામીની સામે છે પણ જેઓના આચરણ પોતાના વિચારથી વિરુદ્ધ છે તેઓ પોતાને વૉશિંગ્ટન અને ફ્રેંકિનનના વશજો કહાવે છે પણ ખિસ્સામા હાથ ઘાલી ચમન કર્યા કરે છે આજના દેશસેવકો અને પ્રામાણિક માણુસો કેવા છે? તેઓ ઢચુપચુ મનના છે, દિલગીરીના ઠરાવો પસાર કરે છે અને અરજીઓ કરે છે, પણ કશી વાતમા તેઓનો જીવ નથી હોતો એટલે તેમા ભળનાર પણ શો હોય? તેઓ રાહ જોતા બેસે છે કે કોઈ બીજો દુખનુ નિવારણ કરનારો નીકળે તો પોતાની તજે રેલો ન આવે

જગતમા હજારે નવસો નવ્વાણુ સત્યની વાતો કરનાર હોય છે, આચરનારો એક હોય છે પણ સત્યના હજાર વાતો કરનાર કરતા સત્યના એક આચરનારની કિંમત ઘણી વધારે છે ખજાનો સાચવનારા ઘણા હોય, તેનાથી તેમાથી એક પાઈ પણ નહી આપી શકાય ખજાનાનો માલિક એક જ હોય, છતા તે બધુ લૂટાવી શકે છે

માણુસ સત્યની તરફ મત આપે એટલે કાઈ તે સત્ય આચરતો કહેવાય નહી જ્યાં સુધી પોતાનો મત સિદ્ધ કરવાની તેને ધગશ નથી હોતી ત્યા સુધી તે મતનુ કઈ ફળ નથી બહુમતીના નિર્ણય ઉપર પોતાનો સિદ્ધાત છોડવાને બદલે તેણે એકલા ઝૂઝવુ જોઈએ બહુમતીએ જે કામ થાય તેમા કરાવવાપણુ શુ રહ્યુ? જ્યારે ઘણા માણુસો ગુલામી રદ કરવાનો મત આપશે ત્યારે એમ જાણવુ કે ગુલામી રદ કરવાપણું રહ્યુ નથી તેની સામે ઝૂઝનાર એક સાચા માણુસે જ તેનું મૂળ ઉખેડ્યુ હતુ એમ જાણવુ

હુ એમ નથી કહેતો કે દરેક માણસ જ્યા જ્યા ખોટુ જુએ ત્યા ત્યા તે દૂર કરવાને બંધાયેલો છે, પણ હુ ચોક્કસ કહુ છુ કે તે પોતે ખોટામા ભાગ નહી લેવા તો બંધાયેલો છે જ માણુસ, માત્ર વિચાર કરીને તે પ્રમાણે વર્તે નહી તેમા શી મઝા હોય? જો મારો માલ કોઈ ચોરી જાય તો હું તે અડીક થયુ ગણી બેસી રહેતો નથી પણ ચોરાયેલો માલ પાછો મેળવવા અને ફરી ન ચોરાય તેમ કરવા પ્રયત્ન કરુ છુ જે માણુસ કહે છે તેમ કરે છે તે જુદી જાતનો બને છે તેવો માણસ નથી દેશની, નથી સગાની કે નથી મિત્રોની દરકાર કરતો, સત્યને સેવતો આ બધાને તે સેવે છે,

જુલમી કાયદા છે, એમ આપણે કબૂલ કરીએ છીએ તેની સામે આપણે થશુ? સાધારણ રીતે માણુસો કહે છે કે જ્યારે ઘણા માણુસો તે કાયદા નાપસદ કરશે ત્યારે તે રદ થશે તેઓ કહે છે કે જો તેઓ સામે થાય તો કાયદાની ખરાબી કરતા સામે થવાની ખરાબી વધારે થશે પણ તેમ થાય તો સામે થનારાનો દોષ નથી, દોષ અમલદારનો છે

હુ બેધડક કહુ છુ કે મેસેચ્યુસેટ્સમા એક હજાર માણસ, એક સો માણસ, અરે દસ માણસ — દસ પ્રામાણિક માણસ, નહી નહી, એક પ્રામાણિક માણસ — ગુલામીની વિરુદ્ધ હોય, તે જો કર નહી આપી ગુલામોની ભાગીદારીમાથી મુક્ત થઈ જાય અને તેમ કરવા માટે જેલ ભોગવી લે તો આજે જ અમેરિકામાથી ગુલામગીરી નાબૂદ થાય બીજાઓ પોતાના મતના ન થાય ત્યા સુધી તેણે ગુલામોની માલકી રાખવાના પાપમા ભળવાનુ નથી, કેમ કે તે એકલો નથી તેની સાથે હમેશા ઈશ્વર છે જો હુ બીજાઓના કરતા સાચો હોઉ તો હુ તે બીજા બધા કરતા ચડતો છુ વર્ગમા એ જ સાર ન્યાય-સત્તાના પ્રસગમા હુ જાણુ છુ કે જ્યારે રાજ્યના પ્રતિનિધિ — કર ઉઘરાવનાર મારી પાસે કર લેવા આવે છે તે વેળા મારે તેને કર આપવાની ના પાડવી જ જોઈએ જો એક હજાર માણસો કર આપવા ના પાડે તો તેમા નવો અત્યાચાર થતો નથી પણ રાજ્ય જે અત્યાચાર કરે છે તેમા કર આપવાથી મદદ થતી હોઈ, કર આપવામા જ અત્યાચાર રહેલો છે

હુ જાણુ છુ કે મેસેચ્યુસેટ્સમા એ જ ખરો બહાદુર, ગુલામીનો વિરોધી થઈને વેરો નહી આપી જેલમા જાય તો તે જ દિવસથી ગુલામોની બેડી તૂટવાની શરૂઆત થશે જે ચીજ સગીન કરવામા આવે તે જ બની રહેનાર પણ આપણે તો લાબી વાતો કરીને માનીએ છીએ કે વાતો એ જ આપણુ કામ છે ગુલામી તોડવાની હિમાયતને ટેકો આપનારા ઘણા છાપા છે, પણ એક મર્દ નથી

જે રાજ્યમા ખોટી રીતે માણસોને જેલમા નાખવામા આવે છે તે રાજ્યમા ન્યાયી અને સારા માણસોનુ ઘર જેલ છે તેથી મેસેચ્યુસેટ્સમા આજે સારા માણસોનો વાસ જેલમા જ હોવો જોઈએ ગુલામી રાજ્યમા મનુષ્ય જેલમા જ સ્વતત્ર છે, ત્યા જ તેનુ માન છે. જેઓ એમ માને છે કે સારા માણસો જેલ જશે તો પાછળથી અન્યાયની સામે લડત ચલાવનાર કોઈ રહેશે નહી, તેઓને લડત કેમ ચાલે તેનુ ભાન નથી તેઓને ખરાની સત્તા ખોટા ઉપર કેટલી ચાલે છે તેનુ માપ નથી જેલમા પડેલા અને અન્યાયના જુલમનો અનુભવ કરનારા જેલમા જેટલુ કામ કરી શકશે તેટલુ જેલની બહાર નહી કરી શકે થોડા વિરુદ્ધ વિચારના માણસો, ઘણા માણસોની સાથે એકમત થયા કરે ત્યા સુધી તેઓ વિરુદ્ધ વિચારના કહેવાય જ નહી તેઓએ પોતાનુ સઘળુ વજન વિરુદ્ધ ગતિ આપવામા વાપરવુ ઘટે છે

હુ મારા પડોશીઓની સાથે વાતચીત કરુ છુ ત્યારે મને માલૂમ પડે છે કે તેઓ સામે થાય તો મનુ ખોઈ બેસે અને તેઓના બાયડીછોકરા રઝળી પડે

એમ તેઓને બીક છે. મારે પોતાને જો રાજ્ય ઉપર મારો અથવા મારા કુટુંબનો આવી રીતનો આધાર રાખવાનો હોય તો હુ તો નિરાશ થઈ પડું.

મને લાગે છે કે જુલમી રાજ્યને તાબે થવું એ શરમભરેલુ છે. તેની સામે થવું એ સહેલુ અને સરસ છે મેં ૭ વર્ષ થયાં કર આપ્યો નથી તેથી એક વખત એક રાતને સારુ મને જેલમા ગોંધવામાં આવ્યો હતો. જ્યારે આ કેદખાનાની દીવાલો અને તેના લોખંડના દરવાજા સાબૂત છે કે કેમ એ તપાસવામાં આવ્યુ ત્યારે મને રાજ્યની મૂર્ખાઈનો ખ્યાલ આવ્યો, કેમ કે મને કેદ કરનારા તો એમ જ ધારતા હશે કે હું માત્ર હાડકા અને માંસનો બનેલો છુ. તે મૂર્ખાઓ જાણતા નથી કે હું દીવાલોથી ઘેરાયેલો છતાં બીજાઓ કરતા છૂટો છું. હુ કેદમાં હતો એમ મને ન લાગ્યુ. મને તો એમ જ જણાયુ કે જેઓ બહાર હતા તેઓ કેદીની સ્થિતિમાં હતા મને તેઓ પહોંચી શક્યા નહીં તેથી મારા શરીરને સજા કરી તેમ થવાથી હુ વધારે છૂટો થયો અને મારા વિચારો તે રાજ્યને સારુ વધારે ભયંકર થયા. મેં જોયું છે કે છોકરાંઓ કોઈ માણસને કાંઈ ન કરી શકે તો તેના કૂતરાને કનડે છે, તેમ રાજ્ય મને કાંઈ નથી કરી શકતુ ત્યારે મારા શરીરને ઈજા આપે છે વળી મેં એમ પણ જોયું કે શરીરને ઈજા આપનાં પણ રાજ્ય ડરતુ હતુ તેથી, મારું જે કાંઈ માન રાજ્ય પ્રત્યે હતુ તેયે ગયુ

* * *

એક ગૃહસ્થ વડોદરેથી આવ્યા, થોડા દહાડા આશ્રમમાં રહ્યા બાપુજીની સાથે વાતો કરી અને સપૂર્ણ વિચાર પછી પ્રતિજ્ઞા કરીને ગયા કે ગુરુવારે હુ આ નોકરી અને મારી જાત રાષ્ટ્રીય સેવાને અર્પણ કરીશ. પછી વડોદરે જઈને તેમણે ગુરુવારે ન આવવાનો કાગળ લખ્યો, તેમા જણાવ્યું કે પાછળથી વિચારતાં જણાયુ કે પોતાની પ્રતિજ્ઞાથી પોતાના કુટુંબને બહુ દુખ રહેવુ છે, ભૂખે મરવું પડશે ઇ.

તેને ઉત્તર :

"ભાઈશ્રી ૫.

"તમારો પત્ર મને અતિ દુખકર નીવડ્યો છે જે હકીકત લખો છો તે જ્યારે તમે પ્રતિજ્ઞા કરી ત્યારે તમારા ધ્યાન બહાર ન હતી તમારુ આખુ કુટુબ ભૂખે મરે તોપણ તમારી ફરજ પ્રતિજ્ઞા પાળવાની હતી. આવા માણસોથી જ પ્રજા ચડાય બીજા માણસોમાં સત્ય જ નથી પ્રતિજ્ઞા તમે કરો એવી કોઈની ખેંચ ન હતી તમને વિચાર કરવા પૂરો વખત હતો આપણી ઉન્નતિ જલદી નથી થતી તેનું કારણ કેવળ આપણી બીકે નબળાઈ જ છે આ કાગળ લખવાનો

હેતુ તમે હવે પ્રતિજ્ઞા પાળો એ નથી  તમે આવો તોપણ તમારો સ્વીકાર ન થાય હવે તમે કુટુંબપોષણના કાર્યમા રોકાઓ, થયેલા પાપનો વિચાર કરો ને દીનતાથી શાંત જીવન ગાળો ફરી કદી પ્રતિજ્ઞા પૂર્ણ નિશ્ચય વિના ન કરવી એ તમારુ પ્રાયશ્ચિત્ત ગણાશે

મોહનદાસ ગાંધીના
વંદેમાતરમ્"

"ભાઈશ્રી કલ્યાણજી,

"તમારુ પત્ર મળ્યુ  ભાઈ અમૃતલાલના મૃત્યુના સમાચાર વાંચીને મનમા ઘણા વિચારો આવે છે  હમણા જ ભાઈ નરહરરામે ખબર આપ્યા કે તમારા સાથીઓમાથી બીજા પણ મરકીના દરદીઓની સેવા કરતા ચાલ્યા ગયા  જો આમ સેવા કરતા બધા ગયા હોય તો ખેદનુ કારણ નથી, પણ હર્ષનુ કારણ જોઉ છુ આપણે બધાને સારુ એવુ મૃત્યુ ઇચ્છવા યોગ્ય છે. રણસંગ્રામમા મળેલા મૃત્યુ કરતા બીજુ વધારે ઇષ્ટ ન હોય એ વાક્ય અહી લાગુ પડે છે દેહ તો છૂટું થાય ત્યારે ચાલ્યો જ જવાનો જાય એમ આપણે માગીએ પણ ખરા  એટલે આપણે માની લઈએ  કે ભાઈ અમૃતલાલ, મોતીલાલ તથા તેના  સાથીઓના આત્મા નવાં ને વધારે યોગ્ય શરીર ધારણ કરી તેમનો સમય આવ્યે હિંદની સેવા બજાવશે

"ભાઈ અમૃતલાલના કુટુંબને મારા વતી આશ્વાસન આપજો

"ભાઈ મોતીલાલની વહુને અહી જેમ બને તેમ વહેલા મોકલવામા તમે પ્રયત્નવાન રહેશો એ પણ એક સેવા છે

મો૦ ગાંધીના વંદેમાતરમ્"

'ચિ દેવદાસ,

૧૬-૭-'૧૮

અહી એક દિવસ માટે આવ્યો તેને બદલે માસ જેટલુ લગભગ થઈ જશે  આજે દિલ્હી જવાનો વિચાર હતો તેને બદલે હવે નડિયાદ ખેડાના કામ સારુ જવુ પડશે અહીથી જો છોડુ તો હજારોને ભારે નુકસાન થાય  લોકો પડે અને તદ્દન હતાશ થાય  આવો  મામલો હોવાથી હાલ તો  રોકાયો છુ  ઉમેદ તો એવી છે કે મારાથી દસ  દિવસમા  છૂટા થઈ શકાશે  તમે હમેશા યાદ આવો છો  હુ જાણુ છુ કે તમે રસીલા છો ને બધામા રસ લઈ શકો છો  અહીં તમે સત્યનો મહિમા અને  પ્રભાવ ક્ષણે ક્ષણે જોત  તમારે સારુ મારી પાસે આ વારસો જ છે તે અખૂટ છે એમ માનું છુ જે ઓળખે તેને સારુ તે અમૂલ્ય છે  એ બીજો વારસો માગે નહીં ને ઇચ્છે નહીં  મારી સમજ

એવી છે કે તમે આ વારસાને ઓળખી શકયા છો અને તેના પ્રેમી છો. આજે મને સ્વપ્નું આવ્યું કે તમે મને છેતર્યો, તમે પેઢીમાંથી નોરો સેરવી વટાવી. તેને સ્વચ્છંદમાં વાપરી. મને ખબર પડી. હું ગભરાયો, બહુ અકળાયો. એટલામાં જાગ્યો ને જોયું કે આ તો સ્વપ્નુ. ઈશ્વરનો પાડ માન્યો. મારું સ્વપ્નું તમારા પરની મારી આસક્તિ સૂચવે છે. તમે તો એ આસક્તિ ચાહો છો. તે આ ભવમાં તદ્દન જાય એવો ભય તમારે બહુ રાખવા જેવો નથી. બધાને વિષે સમભાવ રાખવા હું મહા પ્રયત્ન કરી રહ્યો છું. પણ તમારી પાસેથી વધારે મળવાની તો આશા રહ્યાં જ કરે.

"ચિ. છોટાલાલ તથા ચિ. સુરેન્દ્રને નોખો કાગળ નથી લખતો. તમારે વંચાવવો હોય તો વંચાવી શકો છો અથવા ખબર આપજો. પિતાપુત્રના પવિત્ર સંબંધને ઉદ્દેશીને છે તેથી તમારે જ સંઘરવા લાયક છે એમ કરી ન વંચાવો તોયે ચાલે.

બાપુના આશીર્વાદ"

ચંપારણની એક સ્વયંસેવિકા બહેન આનંદીબાઈને તેની ભોજાઈના મરણ સમયે પત્ર:

"आपल्या माशुजाओी बाओी वारल्या हें आओीकुन अत्यंत वाओिट वाटलें. परंतु आपरयाला आत्म्याची जाणीव आहे, हें मला माहीत आहे । यामुळें माझी खात्री आहे कीं जन्म आणि मरण या दोन्ही स्थिति वास्तविक पाहतां अेकाच स्वरूपाच्या आहेत, हें आपल्या तावडतोब ध्यानांत येअील । तथापि मृत्यू समयीं दुःख व्हावें हा मनुष्य स्वभाव पडलेला आहे । या आपल्या दुःखाचा मी वाटेकरी होअुं अिच्छितों । आणि त्या योगानें आपल्याला जी शांति मिळणें शक्य असेल ती मिळो । आपणासारख्या ज्यांनीं सेवापरायण होण्याचा निश्चय, संकल्प केला असेल त्याना योग्य रीतीनें सूतक पाळण्याचा अेकच मार्ग आहे । आणि तो (म्हणजे) विशेष सेवापरायण होणें हाच. ।

आपला मोहनदास गांधी"

'નેશનલ એજ્યુકેશન પ્રમોશન સોસાયટી'ના સેક્રેટરી તરીકે મિ. એરૂન્ડલે 'એજ્યુકેશન વીક' માટે કાંઈ લેખ લખી મોકલવાની

૨૧–૨–'૧૮ વિનંતી કરેલી. તેને નીચે પ્રમાણે જવાબ વાળવાનો વિચાર થયેલો:

¶ "તમારો કાગળ મળ્યો. અત્યારે તો હું એક બે બહુ કઠણ બાબતોમાં ડૂબી ગયેલો છું. મને હું ઇચ્છું ત્યારે વિચારો આવતા નથી. કોઈ વિષય ઉપર લોકોને આપવા જેવું હું કાંઈ લખી શકું તે પહેલાં એ વિષયનું મારા મનમાં મારે રટણ કરવું પડે છે. હું એટલું જ કહી શકું કે તમારો કાગળ હું ધ્યાનમાં

"બીજી બાબતો વિષે પણ લખી શકીશ એમ ધારી કાગળ લખવાનું એક અઠવાડિયું લંબાવ્યું, પણ હવે વધુ વિલંબ કરવો ઠીક નથી. બીજું બધું લખવા માટે આગળ ઉપર કોઈ બીજી તક લઈશ.

તમારો
મો૦ ક૦ ગાંધી"

"ભાઈ ગોરધનભાઈ,

"પૂજ્ય અનસૂયાબહેન, ભાઈ શંકરલાલ બેંકર અને હું હમણાં જ વણકરોની સભામાંથી આવ્યા છીએ. વણકરોએ કહ્યું કે તેઓની પાસેથી મિલમાલિકો આઠ આના આપી કાંઈ લખાણ કરાવી લેવા ઇચ્છે છે. તેઓના મદદગારની સલાહ લીધા વિના કાંઈ પણ કાગળિયામાં સહી ન કરવાની મેં સલાહ આપી છે અને એમ પણ કહ્યું છે કે એક બે દિવસમાં એ લોકોએ વાજબી વધારો શું માગવો જોઈએ તે સલાહ અમે આપશું અને જો એ સલાહ પ્રમાણે તેઓ ચાલશે તો અને તેમને સૂચવેલો પગાર તેઓ પસંદ કરશે તો તેઓનું ભલું થશે. આ કામની અંદર મારી જવાબદારી હું ગઈ કાલે મિલ-ગ્રુપના સભાસદોને વિનયપૂર્વક બતાવી ચૂક્યો છું. મને લાગે છે કે પ્રશ્નનું તત્ત્વ ઘણું ગૂઢ છે અને મજૂરોની આસ્થા તેની ઉપરથી ઊઠે એ બિલકુલ ઇચ્છવા યોગ્ય નથી. એટલે મારી ઉપર અનાયાસે આવેલી ફરજ છોડી શકતો નથી. ભાઈ શંકરલાલ બેંકર તથા ભાઈ વલ્લભભાઈ પટેલ પણ આ વિચારમાં સંમત છે. મજૂરો કામધંધા વિના અનિશ્ચિત સ્થિતિમાં રહે એ તેમને સારુ, આપને સારું અને સર્વેને સારુ ઇચ્છવા યોગ્ય નથી. મુંબઈની મિલોના અપાતા ભાવ ભાઈ બેંકર લઈ આવ્યા છે. અહીંની મિલો જે ભાવ આપે છે તેની નોંધ જો મને તુરત મોકલી શકો તો આભારી થઈશ. અને મિલ-ગ્રુપ કોઈ પણ રીતે અમારા અભિપ્રાયથી બંધાયા વિના પોતાનો અભિપ્રાય જુદા જુદા વિભાગના મજૂરોને વિષે આપી શકે તો આપે એમ ઇચ્છું છું. જો આપનામાંના કોઈ પણ કંઈ બંધન વિના મસલતમાં શામેલ થઈ શકે તો તેથી ઘણે દરજ્જે અમારો ફેંસલો વધારે જ્ઞાનપૂર્વક થયો હશે. મને મજૂરનો, મજૂરો તરીકે ખાસ પક્ષપાત નથી, ન્યાયનો પક્ષપાત છે, અને તે ઘણી વખત મજૂરોની સાથે જોવામાં આવે છે તેથી મને તેઓનો પક્ષપાત છે, એવી માન્યતા સામાન્ય રીતે ફેલાયેલી છે. મારાથી અમદાવાદના મહાન ઉદ્યોગનું અનિષ્ટ થાય જ નહીં. એટલે મારી ઉમેદ છે કે આ કઠિન કામમાં આપનું મંડળ અમને પૂરી મદદ આપશે. આ પત્રનો જવાબ તુરત આપશો એવી મારી ઉમેદ છે. બુધવારે મોડામાં મોડું

રાખીશ અને તમને કંઈક મોકલવા પ્રયત્ન કરીશ પણ વધારે સંભવ એવો છે કે હું મોકલી નહી શકું સિવાય કે જે વસ્તુઓ મારા હાથ પર છે તે તેમના ધારેલા વખત પહેલાં પતી જાય "

પછીથી ખબર પડી કે એન્ડ્રુઝના કાગળમાં નો મોડામાં મોડી તારીખ ૨૦-૨-'૧૮ લખેલી હતી, એટલે કહે કે ગંગા નાહ્યા લખો કે.

"તમારો કાગળ હાલે જ મળ્યો એટલે તમે લખેલી તારીખ સુધીમાં લેખ ન મોકલાય "

સ્લાઈને* એક કાગળ આ જ અરસામાં લખેલો તેમાં પણ લખેલું કે, "કોઈ કામમાંથી મુક્તિ મળે છે ત્યારે ભારે રાહત અનુભવું છું."

મિસ વિન્ગ ઓગમને× કાગળ લખ્યો :

"તમને લખ્યે અઠવાડિયાં વીતી ગયાં પણ એનું કારણ તમે જાણો છો અહીંની મારી પ્રવૃત્તિઓ વિષે કાંઈ લખું તે પહેલાં તમે એક અગત્યનો સવાલ પૂછ્યો છે તેનો જવાબ આપી દેવા ધારું છું એ સવાલ ઉપરથી જણાય છે કે આ દેશમાંની મારી પ્રવૃત્તિનું તમે બહુ બારીકાઈથી નિરીક્ષણ કરી રહ્યા છો. લંડનમાં હું કહેતો કે પ્રજાનું ભલું કરનારું આપખુદ રાજ્ય એ ઉત્તમ રાજ્યતંત્ર છે, એ વાતની તમે મને યાદ દેવડાવો છો અને પૂછો છો કે અહીં હું હોમરૂલની ચળવળમાં ભાગ લઉં છું, એ ઉપરના કથન સાથે શી રીતે સંગત છે? લંડનમાં મેં કહેલું તે ઉપર હજી હું કાયમ છું પણ આજે એવું રાજ્યતંત્ર અશક્ય બની ગયું છે હિંદુસ્તાને પાર્લમેન્ટરી સ્વરૂપના રાજ્યતંત્રમાંથી પસાર થયે જ છૂટકો છે, એ વસ્તુ મને નિશ્ચિત લાગવાથી સ્વાભાવિક રીતે જ જે ચળવળ મારફત ઉત્તમમાં ઉત્તમ પાર્લમેન્ટરી રાજ્યતંત્ર મેળવી શકાય, અને અત્યારના વર્ણસંકર રાજ્યતંત્ર જે નથી એક (પાર્લમેન્ટરી) કે બીજું (ભલું આપખુદ) તેને મિટાવી શકાય એવી ચળવળને હું ટેકો આપું છું

"બીજું હું આ ચળવળમાં એટલે દરજ્જે જ ભાગ લઉં છું જેટલે દરજ્જે મારા સિદ્ધાંતોને, જે હું જાણું છું કે કોઈ પણ રાજ્યતંત્રે એ કશા કામનું બનવા માગતું હોય તો સ્વીકારવા જ પડશે, તે સિદ્ધાંતોને લોકો પાસે સ્વીકરાવી શકું અને અમલમાં મુકાવી શકું

"નટેસનને મારાં ભાષણોનો સંગ્રહ છાપ્યો છે તેની એક નકલ તમને મોકલવા મેં તેમને કહ્યું છે તેમાં અહીંની ગુજરાત રાજકીય પરિષદના પ્રમુખ તરીકે આપેલા મારા ભાષણનો અંગ્રેજી તરજુમો છપાયેલો છે તેમાં હું જે કહેવા માગું છું તે પૂરેપૂરું દર્શાવાયેલું છે

* ચંપારણમાં તપાસ માટે નિમાયેલી કમિટીના પ્રમુખ

× ઇંગ્લંડમાં બાપુના એક જૂના મિત્ર અને મદદગાર

"બીજી બાબતો વિષે પણ લખી શકીશ એમ ધારી કાગળ લખવાનું એટ અટકાવ્યું હતું, પણ હવે વધુ વિલંબ કરવો ઠીક નથી. બીજું બધું લખવા માટે આગળ ઉપર કોઈ બીજી તક લઈશ.

તમારો
મો૦ ક૦ ગાંધી'

"ભાઈ ગોરધનભાઈ,

"પૂજ્ય અનસૂયાબહેન, ભાઈ શંકરલાલ બેંકર અને હું હમણાં જ વણકરોની સભામાંથી આવ્યા છીએ. વણકરોએ કહ્યું કે તેઓની પાસેથી મિલમાલિકો આઠ આના આપી કાંઈ લખાણ કરાવી લેવા ઇચ્છે છે. તેઓના સલાહકારની સલાહ લીધા વિના કોઈ પણ કાગળિયામાં સહી ન કરવાની મેં સલાહ આપી છે અને એમ પણ કહ્યું છે કે બે દિવસમાં એ લોકોએ વાજબી વધારો શું માગવો જોઈએ તે સલાહ અમે આપશું અને જો એ સલાહ પ્રમાણે તેઓ ચાલશે તો અને તેમને સૂચવેલો પગાર તેઓ પસંદ કરશે તો તેઓનું ભલું થશે. આ કાર્યની અંદર મારી જવાબદારી હું ગઈ કાલે મિલગ્રુપના સભાસદોને વિનયપૂર્વક બતાવી ચૂક્યો છું. મને લાગે છે કે પ્રશ્ન ઘણો ગૂઢ છે અને મજૂરોની આસ્થા તેની ઉપરથી ઊઠે એ મિલમાલિકોએ ઇચ્છવા યોગ્ય નથી. એટલે મારી ઉપર અનાયાસે આવેલી ફરજ છોડી શકતો નથી. ભાઈ શંકરલાલ બેંકર તથા ભાઈ વલભભાઈ પટેલ પણ આ વિચારમાં સંમત છે. મજૂરો કામધંધા વિના અનિશ્ચિત સ્થિતિમાં રહે એ તેમને સારું, આપને સારું અને દેશને સારું ઇચ્છવા યોગ્ય નથી. મુંબઈની મિલોના અપાતા ભાવ ભાઈ બેંકર લઈ આવ્યા છે. અહીંની મિલો જે ભાવ આપે છે તેની નોંધ જો મને તુરત મોકલી શકો તો આભારી થઈશ. અને મિલગ્રુપ કોઈ પણ રીતે અમારા અભિપ્રાયથી બંધાયા વિના પોતાનો અભિપ્રાય જુદા જુદા વિભાગના મજૂરોને વિષે આપી શકે તો આપે એમ ઇચ્છું છું. જો આપનામાંના કોઈ પણ બંધન વિના મસલતમાં શામેલ થઈ શકે તો તેમને દર જે અમારો ઠરાવ વધારો જ્ઞાનપૂર્વક થયો હોય. મને મજૂરનો મજૂરો તરીકે ખાસ પક્ષપાત નથી. ન્યાયનો પક્ષપાત છે અને તે ઘણી વખત મજૂરોની સાથે જોવામાં આવે છે તેથી મને તેઓનો પક્ષપાત છે, એવી માન્યતા સામાન્ય રીતે ફેલાયેલી છે. લાગથી અમદાવાદના મહાન ઉદ્યોગને અનિષ્ટ થાય જ નહીં. એટલે મારી ઉમેદ છે કે આ કઠિન કામમાં આપનું મંડળ અમને પૂરી મદદ આપશે. આ પત્રનો જવાબ તુરત આપશો એવી મારી ઉમેદ છે. બુધવારે મોડામાં મો

અમારી મસલતનું પરિણામ મજૂરોને જણાવી શકાય તો જણાવવાનું મે કહ્યુ છે, તેથી હુ ઉતાવળ કરુ છુ

મો૰ ક૰ ગાંધી"

આજે સાજે બહુ જ દીર્ઘ વિચાર પછી એમ ઠર્યું કે તુરતને માટે સૂતર ખાતાવાળાને પડતા મૂકી સાળ ખાતાવાળાને સલાહ
૨૬–૨–૧૮ આપવી અને તેમના તરફથી ૩૫ ટકા જુલાઈ માસના પગારમા વધારો ગ્રુપ પામે માગવો, ન આપે તો સાળ ખાતાવાળાને હડતાળ પાડવા દેવી અને તેઓને ઘેર જઈ તેમની સાથે ઘણો વખત ગાળી, તેઓના થઈ જઈ તેમને તેમની સ્થિતિ કલેશમય ન જણાવા દેવી આ વિચારથી જ વારી વારીને અનસૂયાબહેનને બાપુએ કહ્યુ કે આ મહેનમાથી નીકળી મજૂરણોની બહેન થાઓ

ખેડા વિષે એક કાગળ

* "આપનો ગુજરાતસભા ઉપરનો કાગળ મે વાચ્યો છે ખેડા જિલ્લાની રૈયતને સારુ કામ કરવુ એ આપણા બધાની ફરજ છે એ સભા જો એ કામ ન કરે તો ગુજરાતસભા કરી જ ન શકાય એમ હુ માનું છુ

"રૈયતને જે સલાહ અપાય છે તેની મુખ્ય જવાબદારી મારે શિર છે રૈયતની વાત એ છે કે પાક ચાર આનીથી ઓછો થયો છે સરકાર કબૂલ કરે છે કે જો પાક ચાર આનીથી ઓછો હોય તો રૈયતની પાસેથી તે વર્ષે કર ન ઉઘરાવવો જોઈએ સરકાર રૈયતની વાત કબૂલ ન રાખે તો રૈયતની પાસે એક જ ઇલાજ છે કે સરકારને પોતે કર ન ભરતા સરકારને પોતાનો માલ પણ વેચવા દેવો રૈયત જો આમ ન કરે તો ખોટા ઠરવાને સારુ પૈસા આપવા જેવુ થાય

"જમીનની શક્તિના પ્રમાણમા નિચોવી નાખવામા આવે છે જમીનમા કાઈ ન હોય તો કર ન લઈ શકાય એ તો સ્પષ્ટ છે સરકારે હપતા વિષે ધારો કર્યો છે, એ મહેરબાની નથી પણ કેવળ આવશ્યકતા છે

"પણ હું જોઉં છુ કે આપની અને સભાની વચ્ચે આ બાબતમા મતભેદ રહેવાનો સભવ છે. જાહેર કામ કરનારાએ મતભેદની બરદાસ કરવી એ તેમના કામનો એક અશ છે. પ્રજાની આગળ બંને મત મૂકી શકાય ને પ્રજાએ પોતાની પસદગી કરવી રહી છે

"ગેરઇ સાફની લાગણી પ્રગટ કરવા આદરપૂર્વક કર નહીં ભરતા ઉઘરાવવા દેવો એમા કાઈ ગેરબધારે નથી એ તો મને સ્વયસિદ્ધ જેવુ લાગે છે

નિ૰ આપનો મોહનદાસ"

---

* આ કાગળ કોને લખેલો છે તે જણાતુ નથી

૧ "ભાઈશ્રી દેવધર,

"તમારા બન્ને કાગળો અને તમારો રિપોર્ટ મને મળ્યા છે. મને ચોક્કસ લાગે છે કે અજાણતાં પણ તમે લડતને નુકસાન પહોંચાડ્યું છે અને મિ. પ્રૅટના હાથમાં તમને પોતાને રમકડું બનવા દીધા છે. ખેડૂતોએ પાકની આનાવારી ઓછી કરી છે એ તમારું કથન બિલકુલ અપૂરતી હકીકત ઉપર રચાયેલું છે. શ્રી અમૃતલાલ ઠક્કર જેઓ વિગતમાં ઊતર્યા છે તેઓ નથી માનતા કે સાડી ત્રણ આની એ ઓછી ગણતરી છે. તમે જાણો છો કે સરકારી આનાવારીમાં પાછળથી ફેરફાર કરવામાં આવેલા છે.

"ગમે તેમ હો, એમ કહી શકાય ખરું કે પૂરતી રાહત આપવામાં આવી છે? આપણે તો જાણીએ છીએ કે એક પણ રાહત હજી સુધી આપવામાં આવી નથી. પ્રૅટે જ્યારે કહ્યું કે રવીપાક પચીસ ટકાથી ઓછો ઊતરશે તો મોકૂફી આપવામાં આવશે, ત્યારે એ કેવળ આપણને રમાડતો હતો. તમે જાણો છો કે રવીપાકમાં કપાસ, તમાકુ, તુવેર અને દિવેલી ગણવામાં આવતાં નથી?

"અને તમારો રિપોર્ટ પ્રગટ કરવાની જરૂર શી હતી? જ્યારે આ લડતમાં હું પડેલો છું ત્યારે રિપોર્ટ પ્રગટ કરવાના સમયનો નિર્ણય કરવાનું મારા વિવેક ઉપર તમારે છોડવું જોઈતું હતું.

"છેવટે એમ શા માટે ધારી લો છો કે અમલદારો આપે એટલું જ આપણે મેળવી શકીએ? શા માટે એમ માનતા નથી કે જેટલું મેળવવાને આપણે યોગ્ય છીએ તેટલું આપણને મળવું જ જોઈએ?

"મને લાગે છે કે તમે વધારેપડતું કામ હાથમાં લો છો અને તેથી તમારી જાતને તેમ જ કામને ન્યાય આપી શકતા નથી. તમે માંદા છો અને તમે હાથ ધરી શકો તે કરતાં વધારે કામ ઉપાડ્યાં છે. તમારે હિંમતપૂર્વક કહેવું જોઈતું હતું કે આ તપાસનું કામ હું માથે લઈ શકું એમ નથી. હું જાણું છું કે મારા કાગળનો તમે અનર્થ કરશો નહીં. તમને ઇરાદાપૂર્વક અન્યાય ન કરું એટલો હું તમને ચાહું છું. તમારા પ્રત્યેનો મારો આદર, મારા હૃદયનાં દ્વાર તમારી આગળ ખોલીને અને તેમાં શું રહેલું છે તે તમને જોવા દઈને જ હું બતાવી શકું. કોઈ મિત્ર એથી વધારે કરી શકે નહીં. જે એથી ઓછું કરે તે એટલો ઓછો મિત્ર ગણાય.

"તમારે મારી વિનંતી સાંભળવી જોઈએ અને અમૃતલાલને ગુજરાતના કામ માટે સોંપી દેવા જોઈએ. એ રીતે એ સોસાયટીની વધારે સારી સેવા કરી શકશે. કારણ ગુજરાતના કામમાં એ દીપી નીકળશે. ધારાસભાનું કામ એ જાતની બુદ્ધિ જેનામાં હોય તેનાથી થઈ શકે. પણ અંત્યજનું કામ તો પોતાની

બુદ્ધિને દોરનારું હૃદય જેનામાં હોય તેનાથી જ થઈ શકે અમૃતલાલ એ પ્રકારના માણસ છે

સેવક
મો૦ ક૦ ગાંધી'

"ચિ રામદાસ,

"હમણાં હું તમારી ચિંતા કર્યા કરું છું તમારા કાગળોમાં હું નિરાશા જોઉં છું તમને કેળવણીની ખોટ જણાય છે તમે કમાઓ નથી
૨૭-૨-૧૮ એમ પણ તમને લાગે છે મારી સમક્ષ તમે હો તો મારી ગોદમાં લઈ તમને આશ્વાસન આપું તમને સંતોષ ન આપી શકું એટલી મારી ન્યૂનતા સમજું છું ક્યાંક પણ મારા પ્રેમની ખામી હોવી જોઈએ મારા દોષ મારા અજાણ્યે થયા હશે એમ જાણી મને ક્ષમા આપશો છોકરાનો માબાપ ઉપર ભારે હક્ક છે તેઓ માબાપની પાસે હમેશા દીન દશામાં રહે છે માબાપની ભૂલ તેઓને ચિરકાળની હોય છે આપણાં શાસ્ત્રોએ માબાપને પરમેશ્વરની ઉપમા આપી છે એવી જવાબદારી ઉપાડી શકે એવા માબાપ દુનિયામાં સદા જન્મતા નથી માબાપ અતિ સ્થૂલ હોવાથી તે સ્થૂલતાનો વારસો છોકરાઓમાં ઊતરે છે, અને એમ ઉત્તરોત્તર સ્વાર્થમય શરીરો ઉત્પન્ન થયા કરે છે તમે શા સારુ તમને નાલાયક પુત્ર માનો છો? તમે નાલાયક હશો તો હું નાલાયક હતો એ તમે જાણી શકો છો? હું નાલાયક હતો માનતો નથી, એટલે તમને નાલાયક માનવાનું કેમ બને? તમે ધન મેળવવાનો પ્રયત્ન કરતા છતાં તેના લોભથી સત્ય નથી છોડ્યું તમે પરણવાની ઇચ્છા રાખતા છતાં વિવેક વાપરો છો એટલે હું તો તમને લાયક પુત્ર જ ગણીશ

"તમે મારી ક્ષમા ન માગો મને તમે અસંતોષ નથી આપ્યો તમે તમારા સાચા પ્રયોગો અજમાવી મારી પાસે આવો એમ ઇચ્છું છું તમારા વિવાહમાં હું ભાગ લઈશ તમારે અભ્યાસ કરવો હશે તો તેમાં મદદ કરીશ તમારું શરીર લોખંડ જેવું બનાવશો તો બીજી વસ્તુઓને પહોંચી વળશું અત્યારે તો આપણે બધા વીખરાઈ ગયા છીએ તમે ત્યાં, મણિલાલ ફિનિક્સમાં, દેવો ડુંગરામાં, બા ભીતીહરવામાં, હરિલાલ કલકત્તામાં અને હું રખડવામાં એ વિયોગમાં દેશસેવા હશે તેમાં જ આત્માની ઉન્નતિ હશે હોય કે ન હોય, આવી પડેલું પ્રસન્ન ચિત્તે ભોગવી છૂટીએ

બાપુના આશીર્વાદ

આજે સવારની પ્રાર્થના વખતે હમણાં મેં સત્યાગ્રહ અને મજૂર હડતાલને અંગે ઉત્પન્ન થયેલી પરિસ્થિતિનું વર્ણન કરતાં બોલ્યા "હું કહેતો

આવ્યો છું કે સત્યાગ્રહ એકલો સરકારની સામે નથી થઈ શકતો. સત્યાગ્રહ કોઈ પણ સ્થિતિમાં કોઈ પણ વસ્તુની સામે થઈ શકે છે. આના દાખલા આપણે આજે જોઈ રહ્યા છીએ. ખેડામાં સરકારની સામે સત્યાગ્રહ ચાલી રહ્યો છે, અમદાવાદમાં મિલમાલિકોની સામે સત્યાગ્રહ ચાલી રહ્યો છે, અંત્યજોના પ્રશ્નમાં શાસ્ત્રની સામે સત્યાગ્રહ ચાલી રહ્યો છે. મને એમ લાગે છે કે આ સૌ બાબતમાં આપણો જય જ છે. સત્ય આપણી સાથે જ છે. ખેડામાં સરકારે ઉદ્ધતાઈ વાપરી છે, અને તેની સામે સત્યાગ્રહ કર્યા વિના ચાલે એમ ન હતું. જો વિજય નહીં મળશે તો તે માત્ર આપણા જ અધૂરાપણાને લીધે, સત્યાગ્રહના અધૂરાપણાને લીધે નહીં. [illegible]માં સત્યાગ્રહને વિજય મળ્યો તેનું કારણ ત્યાં કામ કરનારાઓ મને બહુ જ પવિત્ર મળી ગયા હતા. અહીં હું જોઉં છું કે એવી પવિત્રતા નથી, છતાં હું ધારતો હતો તેના કરતાં મને વધારે મળી રહ્યું છે. અમદાવાદમાં થઈ પડેલી સ્થિતિ પણ સુંદર છે. મને કાલે ડંકેકરે કહેલી એક વાત તમને કહેવાનું મન થાય છે. આ વાત મેં ક્યાંય બીજે કહી નથી. આશ્રમમાં એ વાત કરી. મને ઠીક લાગે છે. ડંકેકરે એ કહેવાને ખાતર નહીં કહેલું પણ તેના દિલના એ ચોખ્ખા ઉદ્‌ગાર હતા. તેણે કહ્યું કે મિલમાલિકો અને મજૂરો વચ્ચે આવા સ્નેહભાવથી ચાલેલી લડત હું મારી જિંદગીમાં અહીં જ પ્રથમ જોઉં છું. મને પણ એમ લાગે છે કે મેં [illegible] પક્ષો વચ્ચે આવો સારો સંબંધ કદી જોયો નથી. તમે જુઓ છો કે અંબાલાલભાઈ આ લડતમાં સામા પક્ષના છે છતાં કાલે જમવા આવ્યા હતા. અને મેં પાછું કહ્યું કે તમારે અહીં જ જમવાનું છે, ત્યારે તે સ્થિતિ સમજી ગયા. હું જમવાનું શા સારુ કહું છું તે સમજી ગયા. અને તરત જ કબૂલ થયા. આનાથી વધુ સુંદર શું હોઈ શકે? મને લાગે છે કે પ્રસંગને યોગ્ય દૃઢતા, પવિત્રતા અને એકાગ્રતા આપણામાં હશે તો આપણે પાછા પડવાના નથી. આ ચાલી રહેલી હિલચાલથી તમને બધાને હું વાકેફ નથી રાખી શકતો, એથી ન વાકેફ રહેવામાં જ તમારો સંયમ સમાયેલો છે. માત્ર આ સ્થિતિમાં જરૂર પડ્યે કામ કરવા આપણે તૈયાર થઈ જઈએ તે માટે આપણે દૃઢતા અને સંયમ જ કેળવવાના છે."

આજે ત્રણ ચાર દહાડા થયા રાત્રે બાર સાડાબાર વાગે સૂવાનું અને સવારે ત્રણચાર વાગ્યે ઊઠવાનું ચાલે છે, દિવસે એક ઘડીયે ઝોકું લેવાનું મળે નહીં. આજે મળસકે ઊઠી કેટલાયે સુંદર કાગળો લખી નાખ્યા. તેમાંનો એક ઉપર આપ્યો છે, બીજો નીચે. જેમાં અલીભાઈઓનો પ્રશ્ન હાથ ધરી, મિલમજૂરની લડતને અને ખેડાના સવાલને લીધે પોતે ત્યાં નથી જઈ શકતા તેથી થતું દુઃખ કરુણ રીતે પ્રગટ કર્યું છે. પત્ર 'ન્યૂ એરા'ના તંત્રી જનાબ શ્વેબ કુરેશી ઉપર છે.

¶ "પ્રિય મિત્ર,

"મને મારી શરમ આવે છે. ત્યાં પહોંચી જવા હું ખૂબ જ ઇંતેજાર છું. પણ ઘટનાઓ એવી બને છે કે મારું કાંઈ ચાલતું નથી. હડતાલ હજી ચાલુ જ છે અને પરિસ્થિતિ એટલી નાજુક છે કે તે છોડીને ક્યાંય જવાની હું હિંમત કરું નહીં. ખેડાના પ્રકરણમાં પણ લાખો માણસના હકનો સવાલ રહેલો છે, એટલે તેમાં પૂરતું ધ્યાન મારે આપવું જ જોઈએ. હું જાણું છું કે અલીભાઈઓની બાબતમાં ઢીલ કરવી એ પણ ભયંકર છે. પણ અહીંના કામમાંથી છૂટું ત્યાં સુધી તો અહીં જ મારે રહેવું જોઈએ. હું જાણું છું કે અહીંના કામને રખડાવું એમ તમે ન જ ઇચ્છો. મારા તરફથી મૌલાનાસાહેબની માફી માગશો? ત્યાં જે ચાલી રહ્યું હોય તેનાથી મને માહિતગાર રાખશો."

¶ "ભાઈશ્રી પ્રૅટ,

"કાલે તમે નિખાલસપણે વાત કરી તે ઉપરથી આ કાગળ લખવાને મને ઉત્તેજન મળે છે.

૨૮–૨–'૧૮ "આખા હિંદુસ્તાનમાં સ્થિતિ નીચે પ્રમાણે છે. જૂના યુગને ઠેકાણે નવો યુગ આવી રહ્યો છે. એ નવા યુગની સ્થાપના શાંતિમય માર્ગે થાય અથવા તો તે પહેલાં કેટલાંક દુઃખદાયક તોફાનો થાય. એ બેમાંથી શું થશે એનો આધાર, છેક ટોચ ઉપરના શહેનશાહના પ્રતિનિધિઓ કરતાં મોટે ભાગે તમારા જેવા સિવિલ સર્વિસના અમલદારો ઉપર છે. તમારી ઇચ્છા ભલું કરવાની છે, પણ તમે પ્રેમના દાવાથી નહીં પણ ભયના જોરથી અમલ ચલાવવા ઇચ્છો છો. સિવિલ સર્વિસના અમલદારોની શક્તિનો સરવાળો એ બ્રિટિશ રાજ્યબંધારણ એમ લોકો તો સમજે. એ રાજબંધારણનો ખરો અર્થ તમે ઇચ્છો એટલો પૂરેપૂરો તમે લોકોને સમજાવી શકતા નથી. તેમાં કદાચ તમારો કશો દોષ ન હોય. પણ પરિણામ એ આવે છે કે તમારી સજા કરવાની શક્તિનો લોકોને ડર લાગે છે, અને ભલું કરવાની તમારી ઇચ્છા તેઓ જોઈ શકતા નથી. જેમને હોમરૂલર કહેવામાં આવે છે તેઓ તમારી સત્તાને વિષે અધીરા થયેલા છે. તેઓ એક ઝપાટાબંધ વૃદ્ધિ પામતું બળ છે. સિવિલ સર્વિસના અમલની ભયંકર બાજુ લોકોને બતાવતાં તેમને કશી મુશ્કેલી પડતી નથી. પોતાના મુક્તિદાતા તરીકે લોકો તેમને આવકારે છે. માતૃભૂમિનો પ્રેમ અને અમલદારોનો અવિશ્વાસ એ સિવાય બીજું કશું તેમની આગળ નથી. પરિણામે તેઓ અસંતોષ ફેલાવે છે. જે તંત્રના તમે પ્રતિનિધિ છો તે આ વસ્તુ બરાબર જાણે છે અને સ્વાભાવિક રીતે જ આ અપમાન તેમને કઠે

છે. આમ એની વચ્ચેનું અંતર વધતું જાય છે. હું એમ માનવાની ધૃષ્ટતા કરું છું કે હું આ ભંગાણને સાંધી શકું એમ છું અને નવયુગમાં પ્રવેશ કરતાં પહેલાં દુઃખદાયક તોફાનો થતાં અટકાવવામાં સફળ થઈ શકું એમ છું. આ નવયુગમાં પરસ્પર અવિશ્વાસ અને બળજબરીના અમલને ઠેકાણે પરસ્પર વિશ્વાસ અને પ્રેમના અમલની સ્થાપના થાય એ જોવા હું ઇચ્છું છું. આ વસ્તુ હું લોકોને તો જ બતાવી શકું જો અન્યાયોને દૂર કરવાનો વધારે સારો અને વધારે અસરકારક ઉપાય હું તેમને બતાવી શકું. ભયને લીધે તેઓ અન્યાયી હુકમોને પણ તાબે થાય અને મનમાં દ્વેષભાવ સંઘરે એ ખોટું છે એ તો ઉઘાડું જ છે. તેઓ ખોટે રસ્તે દોરવાય અને હિંસાનો આશ્રય લે એ એથીયે વધારે ખરાબ છે. લોકોને પોતાની નાપસંદગી દર્શાવવાનો ગૌરવભર્યો, સાચો, કાયદેસરનો અને તેમની પણ ઉન્નતિ કરનારો માર્ગ એ જ છે કે તમારા જે હુકમો તેમને અન્યાયી લાગે તેનો તેઓ સવિનયભંગ કરે અને એ ભંગની જે સજા હોય તે જ્ઞાનપૂર્વક અને વિનયપૂર્વક સહન કરી લે. હું એમ માનવાની હિંમત કરું છું કે દરેક જાતના અન્યાયમાં આવી સલાહ સલામત રીતે લોકોને આપી શકાય. તેમાં એટલી જ શરત હોય કે અન્યાય દૂર કરવાના બીજા બધા માન્ય ઉપાયો અજમાવી લેવામાં આવ્યા હોય. હું ઇચ્છું છું કે જે દૃષ્ટિબિન્દુ મેં રજૂ કર્યું છે તે તમે સમજી શકો. આ કાગળ તમને લખવામાં મેં જે ધૃષ્ટતા કરી છે તેને માટે તમે ક્ષમા આપશો એ તો હું જાણું જ છું. અલબત્ત ખેડાના પ્રશ્નને બાજુએ રાખીને મેં તમને આ લખ્યું છે. એવો સંભવ છે કે ઘણી બિનતકરારી બાબતોમાં તમારી સાથે કામ કરવાનો લાભ મને મળશે. એટલે મને લાગે છે કે મારા બધા વિચારો તમે જાણી લો એ વધારે સારું છે. *

સેવક

મો૦ક૦ ગાંધી "

---

* ખેડા સત્યાગ્રહ વખતે મિ. પ્રૅટ ઉત્તર વિભાગના કમિશનર હતા અને સત્યાગ્રહની લડતને દાબી દેવા તેમણે ખૂબ મહેનત કરેલી. ત્યાર બાદ તેઓ લાંબી રજા લઈ ઇગ્લંડ ગયેલા ત્યાંથી લખેલો તેમનો નીચેનો કાગળ સત્યાગ્રહની સરકારી અમલદારો ઉપર છેવટે કેવી અસર થતી તેનો સૂચક છે :

૧૮-૨-૧૯૨૦

" ભાઈશ્રી ગાંધી,

"હિંદમાંથી મારી ગેરહાજરી દરમ્યાન ઇગ્લંડનાં તથા હિંદનાં વર્તમાનપત્રો દ્વારા હિંદમાં બનતી ઘટનાઓથી હું ઠીક ઠીક વાકેફ રહું છું. એક બે અઠવાડિયાં પહેલાં અમૃતસર કૉંગ્રેસમાંનું તમારું ભાષણ મેં વાંચ્યું. એ કૉંગ્રેસમાં તમે અને મિ. ઝીણાએ વહેમ અને નિરાશાની સામે વિશ્વાસ અને સહકારની લડત ચલાવી

શ્રી અંબાલાલ સારાભાઈને

"સુજ્ઞ ભાઈશ્રી,

, ૧–૩–'૧૮ "આજે સવારના પહોરમાં હું તમારા વિચારમાં પડ્યો કે આપણે શું કરીએ છીએ? મારી પ્રવૃત્તિનું પરિણામ શું આવે? આપની પ્રવૃત્તિનું શું આવે? હું ધારું છું કે મારી પ્રવૃત્તિ સફળ થાય તો મજૂરોની માગણીનો આપ સ્વીકાર કરો અથવા તો છેવટ લગી આપ તાણો તો મજૂરો બીજા ધંધામાં રોકાઈ જાય. જો મજૂરો પોતાનો નિશ્ચય છોડે ને આપે ધારેલો પગાર કબૂલ કરે તો મારી પ્રવૃત્તિ નિષ્ફળ ગઈ ગણાશે. પણ ઉપલા પરિણામોમાં પ્રજાને આઘાત નથી પહોંચતો.

'પણ આપની પ્રવૃત્તિનું શું? આપ સફળ થાઓ તો દબાયેલા ગરીબો વધારે દબાય. તેઓની નામર્દાઈ વધે અને પૈસા બધાને વશ કરી શકે છે એવો ભ્રમ દૃઢ થાય. જો આપની પ્રવૃત્તિ છતાં મજૂરોને વધારો મળે તો આપ અને બીજાઓ આપને નિષ્ફળ થયેલા સમજશો. આપની પહેલી સફળતા ઇચ્છવી શાને? પૈસાનો મદ વધે એમ આપ ઇચ્છો? મજૂરો તદ્દન નિર્માલ્ય થાય એવું આપ ઇચ્છો? મજૂરોનો આપ એવો દ્વેષ કરો, કે તેઓને ઓછું મળે અથવા તે કરતાં પણ બે પૈસા વધારે મળે તો તેવી સ્થિતિને આપ આક્ષેપ ન માનો? આપ નથી જોતા કે આપની નિષ્ફળતામાં આપની સફળતા છે? ને આપની સફળતા આપને સારુ ભયંકર છે? ગણ્યું સફળ થયા હોત તો? આપ નથી જોતા કે આ લડતના આકારમાં આખા સમાજને આઘાત પહોંચે એમ છે? આ પ્રવૃત્તિ દુરાગ્રહ છે. મારી પ્રવૃત્તિમાં આફત તે તો સૌ આશ્ચર્ય માનશો પણ મારી નિષ્ફળતામાં કોઈને આઘાત નહીં પહોંચે, મજૂરો આગળ વધવા તૈયાર ન હતા એટલું જ સિદ્ધ થશે. આની પ્રવૃત્તિમાં સત્યાગ્રહ છે. આપ ઊંડું વિચારો. આપના હૃદયમાં થતા ઝીણા નાદને સાંભળો ને તેને વશ વર્તો તે મારી માગણી છે. આપ અહીં જમશો?"

---

છે મને થઈ આવ્યું કે તમે લીધેલા વલણ માટે હું તમને લખું અને અભિનંદન આપું. આ હું એક ખાનગી વ્યક્તિ તરીકે લખું છું. ભૂતકાળમાં આપણા સંબંધો સુમેળવાળા નહોતા જ. મારે માટે તો મને લાગે છે કે તમારી સામે મેં જે આકરા વિચારો દર્શાવ્યા છે અને આકરા વેણ ઉચ્ચાર્યા છે તેનો જરાયે બચાવ થઈ શકે એમ નથી. પણ ભૂત કરતાં ભવિષ્ય વધારે મહત્ત્વનું છે અને તમારા અદ્ભુત ભાષણમાં મૈત્રી અને સહકારની ભાવનાથી તમે પોતાનો હાથ લંબાવ્યો છે તે એ જ ભાવનાથી હું પકડવા ઇચ્છું છું. હું આશા રાખું છું કે ઘણું ખરું માર્ચની આખર સુધીમાં હું અમદાવાદ પાછો પહોંચીશ. તમને ફરી મળવાનો આનંદ મેળવવા હું ઉત્કંઠિત છું.

તમારો

એફ. પ્રૅટ'

હડતાળ ચાલતી હતી તે દરમ્યાન મજૂરોની સભામાંથી ઘેર આવતી
વખતે મુસલમાનોના જુસ્સા તથા ઝનૂન સંબંધી વાત
૨-૩-'૧૮ નીકળતાં નીચેના ઉદ્ગાર કાઢ્યા

બે વાતમાં તો મારે મારા મન ઉપર ભારે બળાત્કાર કરવો પડે છે ઇસ્ટ ઇન્ડિયા કંપનીનો અહેવાલ વાંચ્યા પછી બ્રિટિશ રાજ્ય તરફ હું જે વફાદારી રાખું છું તેમાં હું મારા ઉપર ભારે બળાત્કાર કરું છું. ઉપર ઉપરથી વિચારતાં તો એકદમ થઈ જાય છે કે અંગ્રેજોને હિંદમાંથી હાંકી જ કાઢવા જોઈએ પરંતુ ઊંડે ઊંડે મારામાં એવી લાગણી થાય છે, કે નહીં, તેમની સાથેના સંબંધમાં હિંદનું શ્રેય છે એટલે હું બળાત્કારે તેમના ઉપર પ્રેમ કરું છું તેવી જ રીતે મુસલમાનોના સંબંધમાં હિંદુ અને મુસલમાનને આપણે બે ભાઈઓ કહીએ છીએ, પરંતુ તેઓ આજે ભાઈઓ છે તે માત્ર જમાનામાં અને શબ્દમાં નથી મેં હિંદુસ્તાનમાં પણ આગેવાનો સાથે વાત કરી છે અને ઘણા તો હિંદુ મુસલમાનની એકતા માનતા જ નથી હિંદુમુસલમાન એકતાની વાતો કરે છે, પણ હૃદયથી માનતા નથી છતાં આ બાબતમાં પણ મારા મનમાં ઊંડે ઊંડે એમ થાય છે કે હિંદુમુસલમાન કોઈ દહાડો એક થશે, તેમને એક થયે જ છૂટકો છે. જૂનું સંભાર્યા કરીએ તો તો એમ થાય કે એક નહીં થવાય. પરંતુ પાછળનું આપણે ભૂલવું જ જોઈએ આ દુનિયામાં એવું થતું જ આવ્યું છે આ બળાત્કારે પ્રેમ કરવાનો દાખલો છે હિંદુ ધર્મ એટલો વિશાળ છે કે તે આ સાંખી શકે એમ હું માનું છું તેથી કદી ધર્મના ભેદ ભૂંસાઈ જશે એમ નહીં, પણ હિંદુ ધર્મ પોતાની દયાભાવના વડે મુસલમાનોને વશ કરશે હિંદુ ધર્મના મૂળમાં એ રહેલું છે પણ હિંદુ લોકો એટલે દરજ્જે ચડે ત્યારે એ વાત બને આપણામાં શુદ્ધ દયા હોય તો અત્યારે આપણે મુસલમાનોને વશ કરી શકીએ પરંતુ હિંદુઓ ક્યારે એટલે દરજ્જે ચડશે તે અત્યારે કહેવું મુશ્કેલ છે

સ્ત્રીઓને અંગ્રેજી શીખવવા વિષે રસ્તામાં વાત નીકળતાં

મને તો ઘણી વાર પ્રેમાબહેનને કાગળ લખવાનું મન થઈ જાય છે કે આ તો તમે જુલમ કરો છો સ્ત્રીઓ માટે અમુક મરજિયાત હોય તો તો ઠીક પરંતુ મહિલા વિદ્યાલયમાં તે તો ફરજિયાત છે સ્ત્રીઓને અંગ્રેજી મરજિયાત શીખવાની પણ હું જરૂર જોતો નથી અંગ્રેજી શીખવામાં અજાણ્યા શબ્દો ગોખવામાં એટલો બધો સમય જાય છે અને શ્રમ પડે છે કે માણસ બીજા ઘણા કામને માટે નાલાયક થઈ જાય છે અને સ્ત્રીઓની શક્તિ અંગ્રેજી શીખવામાં ખર્ચાઈ જાય તે તો દેશને ભારે નુકસાન છે પુરુષોને પણ અંગ્રેજી શીખવાની કંઈ જરૂર નથી માત્ર રાજદ્વારી પુરુષો પરદેશ જનારા એલચીઓ

તથા સાહિત્યમેનકો તે શીખે આમવર્ગને અંગ્રેજી શીખવાની જરૂર નથી તેનો અર્થ હું એમ નથી કરતો કે અગ્રેજી સાહિત્યમા જે સારુ હોય તેથી તેઓ અજાણ્યા રહે અંગ્રેજી સાહિત્યમા જે સારુ હોય તે, જેમણે અંગ્રેજીનો ખાસ અને ઊંડો અભ્યાસ કર્યો હોય તે આપણી ભાષામા ઉતારે અને જનતા સમક્ષ મૂકે આ અર્થશાસ્ત્રની દષ્ટિએ પણ લાભના છે

"ભાઈશ્રી,

" જીવવાને સારુ આપણે એટલા બધા આતુર રહીએ છીએ કે મરણનો સમય અને તેમાયે વહાલાના મરણનો સમય હમેશા ભય ઉપજાવે છે મને તો ઘણી વખત એમ જ લાગ્યુ છે કે આવા સમય તે આપણી ખરી કસોટીના હોય છે. જેને આત્માનું જરાયે ભાન હોય તે મરણનુ સ્વરૂપ સમજે છે તે કેમ વૃથા શોક કરે? આ વિચારો નવા નથી, પણ સંકટને સમયે તેનુ સ્મરણ કોઈ કરાવે તો આશ્વાસન મળે છે. એ તમને મળો એ હેતુથી લખાયા છે"

મણિલાલને કાગળ લખતા

* * *

"વગર સમજે લોકો મારી પૂજા કરે એ કેવળ કટાળારૂપ છે હુ જેવો છુ તેવો જ લોકો મને જાણે અને પ્તા માન આપે તો તેનો હું લોકસેવામા ઉપયોગ કરી શકુ. મારી ધાર્મિક માન્યતાઓને દાબીને કોઈ પણ પ્રકારનુ માન લેવા ઇચ્છતો નથી સદાચરણ કરતા મારો સર્વથા તિરસ્કાર થાય તો તે પણ હુ વધાવી લઉ .

"આપણે હજારો વસ્તુઓ ઇચ્છીએ છીએ, બધી મેળવી શકતા નથી એ જાણી પૂર્ણ શાતિ ભોગવવી "

મિલ્લિ મિસી પોલાકને કાગળ

¶ "પ્રિય મિલી,

"અહી હું અત્યારે ખેડામા સત્યાગ્રહ અને અમદાવાદમા એક મોટી હડતાલ ચલાવી રહ્યો છુ. જીવનના દરેક ક્ષેત્રમા મારા સત્યાગ્રહને અત્યારે
૬-૩-'૧૮ પૂર્ણ અવકાશ મળવા માડ્યો છે આ બે લડતોને કારણે મારે અમદાવાદમાં જ રોકાઈ રહેવુ પડે છે. આ બાબતોને લગતા થોડા કાગળ હું હેનરીને સીધા મોકલી આપુ છુ. તેની પ્રવૃત્તિ હું નિહાળી રહ્યો છુ આ દિશામા હેનરી જે કાંઈ કરશે તેથી મને આશ્ચર્ય નહી થાય જો તેઓ ઓછુ કરતા લાગશે તો મને જરૂર દિલગીરી થશે સર વિલિયમ વેડરબર્નની ખોટ તેને લાગશે, પરતુ તેઓ પોતાના સમય પહેલા આ દુનિયા છોડી ગયા નથી તમે અબાલાલભાઈને કાગળ લખો છો ખરા? હડતાલમા સૌથી જબરા વિરોધી એ છે"

દેવધરનો આગના કાગળનો જવાબ આવ્યો બધી વાત કબૂલ ન કરી માદગી વિષે દરિયાદ તેમને જવાબ લખ્યો

" "તમે જરૂર અહી આવો આપણે બરાબર ચર્ચા કરીશુ દરમિયાન આપણો મતભેદ છે એમ આપણે સમજી લેવુ જોઈએ પ્રેટ અને ઘોશન બન્નેના હુ નિકટ પરિચયમા આવ્યો છુ હુ ધારુ છું કે હુ બન્નેને ઓળખુ છુ

"મને લાગે છે કે તમારી અરધી મદદથી અમારે સતોષ માની લેવો પડશે જે માણસ પોતાની જિદગીમા અરધો વખત માદો રહે એ અરધો જ ઉપયોગી છે ખરુ કે નહી ? આરોગ્ય બરાબર મેળવી લેવા માટે એ વસ્તુ કરવી જરૂરી છે, પણ તે તમે કયા કરો એમ છો ?"

"ભાઈ પ્રાણજીવન,

"ખેડા જિલ્લામા પરિણામ તો ગમે તે આવો પણ

૭-૩-'૧૮ અમલદાર વર્ગ તથા કૈમત વર્ગને ભારે કેળવણી મળે છે લોકોમા જાગૃતિ અનહદ આવી છે કર ન આપવાની વાત કરવામા બેવફાદારી ગણવામા આવતી તે વાત હવે બેધડક થઈને માણસો કરતા થઈ ગયા છે શિક્ષિત વર્ગ જે સ્વયસેવક થયા છે તેઓને પણ અનવ્ય લાભ મળ્યો છે જેઓએ ગામડા કદી જોયા નહોતા તેઓને લગભગ ઘણો ગામપ જોવાની તક મળી હજુ ખેડા જિલ્લાનુ પૂરુ નથી થયુ એ જ પ્રમાણે મજૂરો અને માલિકોનુ ચાલી રહ્યુ છે હિંદુસ્તાનના જીવનના દરેક વિભાગમા પ્રવેશ થઈ રહ્યો છે દસ હજાર મજૂરો શાતિથી રહ્યા છે ને તેઓમા એક રૂપિયાનુ પણ ખર્ચ નથી કરવુ પડયુ એ જેવીતેવી વાત નથી, છતા ખરી છે લોકો સમજ્યા છે કે આપ સમાન બળ નહી અમારે આધારે નહી પણ તમારે આધારે જ તમે જીતશો, જ્ઞાનપૂર્વક દુખ વેઠ્યા વિના તમે નહી છૂટો, આ બે વાક્યોમાં બને ઠેકાણે જીતનો આધાર છે"

* * *

વહાણ બધાવા માડયુ હતુ, અને સ્વદેશી વેપાર વહાણોનો કરવો જોઈએ કે નહી એ પ્રશ્ન ઉઠ્યો હતો તેના સબધમા

"તમારે વેપારમા વધારે રોકાવુ એ સારું કે ખરાબ છે તેનો આધાર માત્ર હેતુ ઉપર છે જિદગીનો વીમો નથી સારુ કરવાને આર પૈસો કમાવો પણ કમાતા જ મરી જવાય તો પશ્ચાત્તાપ રહી જાય પણ જો પૈસો વધારવો એ જ ધ્યેય હોય, પૈસો વધારવામા જ આગપણુ કલ્પ્યુ હોય અથવા વેપાર સુધારવાના હેતુથી વેપાર વધારે કહોળવો એ કર્તવ્ય મનાયુ હોય તો વેપાર વધાર્યે જ છૂટકો"

" ભાઈ મનસુખલાલ,

" તમારી ટીકાથી મને દુ ખ નથી થતુ મળવાનો પ્રશ્ન મને નજીવો નથી લાગતો મને તે એટલો મોટો લાગે છે કે તે મારી શક્તિની ઉપરાત અત્યારે તો છે મે વિચાર નથી કર્યો એવુ પણ નથી વિચારપૂર્વક એ સવાલને મે તજ્યો છે એમા મારી નબળાઈ હોવાનો સભવ છે તેમ હોય તો મને મળ આવવુ જોઈએ તમે મને બળ આપો તેથી મને આવે તેમ નથી અતરનો અગ્નિ જોઈએ, તે નથી "

આજે કૌટુબિક વાતોથી બાપુએ નવરાવી દીધો

" હરિલાલને લખેલા કાગળથી હરિલાલને દુઃખ થશે

૧૦-૩-'૧૮ ખરુ પણ , એથી બીજુ એને નહી આપી શકુ જગતમા માબાપનો પ્રેમ મે જેવો જાણ્યો છે તેવો કોઈએ નહી જાણ્યો હોય એ બાબતમા મારો દાવો ભારે છે જગતમા કોઈ મારા કરતા મા કે બાપને વધારે ચાહનારો છે એમ મને કહેવામા આવે તો હુ કહુ કે તેને મારી પાસે લાવો, હું જોઈ લઉં. મારા માતાપિતાને મે આથી વશ રાખેલા હતા મારા પિતા ઝીણામા ઝીણુ કામ પણ ચાકરનોકર પાસે નહી પણ મારી પાસે જ કરાવતા પાણી જોઈતુ હોય કે પગ ચાપવાના હોય, કઈ પણ કામ હોય કે મને બૂમ પાડી જ છે મારા તરફ તેમની આસક્તિ કંઈક અલૌકિક હતી એવો બાપ નહી થાય મે જે દિવસે નાટક જોયો તે દિવસે મારા બાપ માથુ કૂટીને રોયા હતા હમેશની રીત પ્રમાણે હુ પગ દાબતો હતો, તે દિવસે પગ દાબતા દાબતા એમ વિચાર થયાં કરે કે આજે છૂટી મળી જાય તો બહુ સારુ થાય, નાટક જોવાને કહેવા ગયો, 'બાપુ . ' પણ બાપુ સાભળે શેના ? જાણી ગયા ખરા કે આજે છોકરાનુ ચિત્ત ક્યાક ચોટેલુ છે બીજી વાર કહ્યુ, ' બાપુ, આજે ભારે નાટક છે,' તોયે જવાબ ના મળ્યો પણ મને તે દિવસે એવો તો મોહ લાગ્યો હતો કે હું ચેતુ શેનો ? ત્રીજી વાર કહ્યુ, ' આજે ભારે નાટક છે, બાપુ જોવા જાઉ ? ' ' જ જાઓ ', એ શબ્દ એમના મોમાથી નીકળ્યા પણ એનો અર્થ ' ના જાઓ ' એમ જ હતો હતા આપણે તો ગયા નાટકનો પહેલો જ પડદો ખૂલેલો હતો, અને હું તો નાટકનો ભારે રસ લેવાને તત્પર થઈ રહેલો હતો તેવામા ઘેરથી એક જણે આવીને ખબર આપ્યા ' બાપુ તો ઘેર રોઈને માથુ કૂટે છે ' હું તરત નીકળી આવ્યો ઘેર જઈને બાપુની માફી માગી કંઈ પણ બોલ્યા નહી. એક પણ કડવો શબ્દ કહ્યો નથી પોતે જ રોઈને, માથુ કૂટીને પોતાનો અણગમો મનાવ્યો તે દિવસથી તેમની જિંદગીમા તો મે કદી નાટક નથી જોયો

"ભારે કડક હતા, 'આમ તો થવુ જ જોઈએ', 'આ આમ કેમ?' 'ફલાણુ તેમ કેમ?' બધી બાબતોમા તેઓ ધારે તેમ જ બધુ થવુ જોઈએ ગુપ્તમા ગુપ્ત વાતો થાય, મોટા મોટા મુત્સદ્દીઓ મસલત કરવા આવે, ત્યારે પણ મને તો પાસે જ બેસારી રાખતા મધાપ કામ મારી પાસે લેતા હુ એમનો કમુમો પણ ઘૂટતો કોઈ વૈદે એમને કહેલુ કે તમે જરાક જેટલુ અફીણ લીધા કરશો તો તમારામા તાકાત સારી રહેશે રાજકોટના ઠાકોરસાહેબ પણ ઘણી વાર ઘેર આવતા એક વાર થયુ એવુ કે રાજકોટના ઠાકોર પરણવાના બે રાણી લાવવાના હતા, એક કાનપુરની અને એક ધરમપુરની ધરમપુરનો દરબાર સારો એટલે તેને ત્યાથી કામદારના છોકરાઓને વસ્ત્રાલકાર આદિ પહેરામણી બહુ સારી મળે, અને કાનપુરને ત્યાથી એટલી સારી મળવાનો સભવ ન હતો બાપુએ કહ્યુ કે મારે અને મારા ભાઈએ કાનપુર જવુ ઘરમા ભારે ચર્ચા ચાલી મારી મા કહે કે, "હે, મારા દીકરા કાનપુર જાય? જે દિવસે કન્યા લેવા જવાના તે દિવસે જ ઠાકોરસાહેબ પાસે જવાનુ અમને બાએ કહ્યુ અમે તો સવારમા પહોચ્યા ઠાકોરસાહેબ પાસે બાપુ ત્યા બેઠેલા જ હતા લાલચોળ આખ અમારા સામે કરી અમે રડી દીધુ ઠાકોરસાહેબે પૂછ્યુ, 'કેમ ગાધી, છોકરાઓને ગભરાવો છો કેમ? એ લોકોની શી માગણી છે?" અમે કહ્યુ, "અમે દીવાનસાહેબના દીકરા થઈને કાનપુર ન જઈએ' ઠાકોર કહે કે 'હા, હજી તો લોકો પાદરે નહીં પહોચ્યા હોય જાઓ છોકરાઓ, તમારે તો ધરમપુર જ જવાનુ હોય" પણ બાપુ શેના માને? એ તો કહે, "નહીં, આપણને તો કાનપુર જ શોભે' તેમને તો એવુ હતુ કે છોકરા આટલી ઉંમરમા છકી જાય તે શા કામનુ? આખરે બાપુનો હુકમ રહ્યો અને અમે કાનપુર ગયા

'છઠ્ઠા અને સાતમા ધોરણમા મને સ્કોલરશિપ મળતી હતી પહેલા ક્લાસમા પાચ અને બીજા ક્લાસમા દસ રૂપિયાની પણ મે એકે પૈસા પાસે રાખ્યો નથી"

મે લલ્લુભાઈના દીકરાઓની વાત કરી બાપુ કહે એ ચોખ્ખી કાઠિયાવાડની પ્રથા છે એવી એવી પ્રથાઓ દેવદાસ બરોબર સમજી ગયો લાગે છે અને બરોબર પાળી રહ્યો છે એમ જોઉ છુ

મિસિસ બેમટ અમદાવાદમા આ વા રાત્રે અબાલાલને ત્યા જમણ હતુ જમણ પહેલા ગુફતેગો ચાલી, એમા હુ હતો મિનમાનિકો

૧૨-૯-'૧૮ અને મ તૂરોની તકરાર મ ધી વાત નીકળી બાપુજી અબાલાલ તરફ જોઈને મિસિસ બેમટને કહે "અરે, આ લોકો મિનનજૂરોને કચડી નાખવા તૈયાર થયા છે' એટલે અબાલાલે એટ

શબ્દોમા જવાબ વાળ્યો 'અને આ લોકો મિલમાલિકોને તેમ કરવા ઇચ્છે છે" પછી મિસિસ બેસટે સૂચના કરી કે સરકારને આ બાબતમા હું કાઈ કહું એવી તમારી ઇચ્છા ખરી?

બાપુ ના આ બાબતમાં સરકારને હું મિલકુન વચ્ચે નાખવા ઇચ્છતો નથી અમારી વચ્ચે સપૂર્ણ સદ્ભાવ વર્તી રહ્યો છે

એટલે મિસિસ બેસટ કહે એ તો તદ્દન અસામાન્ય ગણાય પણ મિ ગાધી ખેડાના લોકોનુ શુ?

બાપુ મને લાગે છે કે એ બાબતમા વિશેષણો વાપરવામા મારે મરમસગ કરવાની જરૂર નથી , કહીશ કે સરકારે તદ્દન મૂર્ખાભિરેતુ વલણ લીધુ છે એમણે સમજવુ જોઈતું હતુ પણ અમે કેમ્લે સુધી જતું કરવા તૈયાર થયા છીએ તે એ લોકો જોતા જ નથી અમે ખાસ માગણી ગણી છે કે આ લડત વિષે છાપામા બહુ ન આવે નહી તો અમે છાપામા ઘણુયે આપી શકતા હતા ખેડામા અસાધારણ પ્રવૃત્તિ ચાલી રહી છે અમે દરેક ગામે અને દરેક ઘેર પહોચી વળ્યા છીએ અને ખેડાના ખેડૂતો ભારે બહાદુર છે હિંદુસ્તાનના સૌથી વધારે ફળદ્રુપ પ્રદેશ પૈકીનો એ ગણાય ત્યા ભ ય વૃક્ષો છે બિહારમા પણ વૃક્ષો છે પણ તે એની મેળે ઊગી નીકળેલા છે ત્યારે અહી તો લોકોએ ઉગાડેલા છે ખેડાના ખેડૂતે જમીનને કસદાર બનાવવામા પોતાની બધી શક્તિ રેડેલી છે

આજે અબાલાલ સારાભાઈનો એક 'અગત અને ખાનગી' કાગળ આવ્યો લાંબો કાગળ હતો વાચીને ફાડી નાખ્યો અનસૂયાબહેનને ત્યા હતા ત્યા જ ઉત્તર લખ્યો ઉત્તર મે માથા પર ઊભા ઊભા વાચી લીધેલો પછી તેની નકલ લેવાની મે માગણી કરી કહે કે એની નકલ લેવાય જ નહીં એવી વસ્તુઓ પ્રસિદ્ધ નહી થઈ શકે ડાયરીમાયે નહી રહી શકે પછી મે કહ્યુ કે મે યાદ રાખ્યુ છે તેટનુ તો લખીશ ત્યારે કહે કે ભલે મિલમાલિકોની લૉકઆઉટનો આ છેલો દિવસ હતો વણકરો ઘણા જોડાશે એમ અબાલાલે ખાએશ રાખી હતી કેમકે અબાલાલને આશા આપી હતી કે અમે જોડાઈશુ પણ કઈ બન્યુ નહી કોઈ વણકર ન જોડાયો અબાલાલના પત્રનું તાત્પર્ય એવુ હશે કે આમા મજૂરોએ બીજા મજૂરોને દબાવીને, બળાત્કાર કરીને, નથી આવવા દીધા માટે તમારે એ લોકોને સૂચના આપવી જોઈએ બાપુના પત્રનો ભાવ નીચે પ્રમાણે હતો

તમારો પત્ર આવ્યો અને તે વાચી ફાડી નાખ્યો છે મજૂરો ઉપર દબાણ થાય એવુ મે ઇચ્છ્યુ જ નથી મજૂરો ઉપર દબાણ કરનાર અમને વધારે ચોક્કસ હકીકત આપશો તો હુ જરૂર તજવીજ કરીશ

મજૂર કામે ચડે કે ન ચડે તે માટે હું બેપરવા છું. કોઈ પણ જણને મિલમાં જતો બળાત્કારે ન રોકવાની સૂચના મેં આપ્યાં કીધી છે. મજૂર ઇચ્છા વિરુદ્ધ મિલમાં ન જાય એ હું ઇચ્છતો જ નથી. હું તો કોઈ મજૂર મિલમાં જવાની ઇચ્છા જણાવે તો તેને જાતે મિલમાં મૂકી જવાને તૈયાર છું. મજૂર જોડાય કે ન જોડાય તે માટે હું બિલકુલ બેદરકાર છું.

તમે મને એવું કામ આપ્યું છે કે તમારી સાથે રહેવાનો આનંદ હું કેમ લઈ શકું? તમારાં બાળકોને મળવાની મારી બહુ ઇચ્છા છે. પણ તે તો અત્યારે કેમ બની શકે? એ તો બધી ભવિષ્યની વાત.

આશ્રમમાં સવારની પ્રાર્થના પછી પ્રતિજ્ઞા વિષે બોલતાં:

મેં હમણાં જે પગલું લીધું છે તે ઘણું ભયંકર છે પરંતુ તેની પાછળ મોટો વિચાર રહેલો છે. ભયંકર એટલા માટે છે કે આ
૧૭–૩–'૧૮ સાંભળીને હિંદુસ્તાનમાં મને જેટલાં માણસો ઓળખે છે તેમને ભારે દુઃખ થશે, તેઓ વલોપાત કરશે. પરંતુ તે સાથે તે માણસોને અત્યારે એક સુંદર તત્ત્વ સમજાવી દેવાની પણ મને તક મળી છે, અને તે મારે ન ચૂકવી જોઈએ, એવા વિચારથી મેં આ પગલું લીધું છે. તેનો હેતુ તમને બધાંને સમજાવવાને હું બે દિવસથી ઘણો અધીરો થઈ રહ્યો છું, પણ એવો શાંતિનો સમય નહોતો મળતો. હું આશ્રમમાં સવાર-સાંજ પ્રાર્થના વખતે ન રહી શકું એ મને બહુ લાગે છે. અને તેમાંય વળી કાલે સંગીતશાસ્ત્રી આવ્યા એટલે તેમનો સૂર સાંભળવાનો આનંદ તો હું ન જ જતો કરી શકું. હું ઘણા મોહને તરી ગયો છું, પરંતુ મારામાં હજી ઘણા મોહ રહ્યા પણ છે. અત્યારે તો હું સંગીતને વિષે જેવું ઇચ્છતો હતો તેવું આશ્રમમાં મળી રહ્યું છે એટલે ગઈ કાલે અનસૂયાબહેનનો મને ત્યાં રાખવાનો ભારે આગ્રહ હતો છતાં હું અહીં આવ્યો જ. આવા પ્રસંગે અહીંના સંગીતથી મને ભારે શાંતિ મળે છે. તમારી આગળ મારો આત્મા ઠાલવવા માટે આ જ ઠીક પ્રસંગ છે. બીજે કોઈ વખતે તમે તમારા કર્તવ્યમાં પડેલા હો તે મુકાવીને તમને અહીં ભેગા કરવા તે પણ ઠીક નહીં.

આપણા હિંદુસ્તાનની પ્રાચીન સંસ્કૃતિમાંથી મને એક એવું તત્ત્વ મળ્યું છે કે જે આપણે અહીં બેઠા છીએ તેટલા થોડા જ માણસો જાણીએ તોયે સારા જગતનું સામ્રાજ્ય ભોગવી શકીએ. પરંતુ તે જણાવતાં પહેલાં મારે એક વાત કહેવાની છે. અત્યારે હિંદુસ્તાનમાં એક જ એવી વ્યક્તિ છે જેની પાછળ લાખો લોકો ગાંડા છે, જેમને માટે દેશના લાખો માણસો પોતાના જીવ આપવાને તૈયાર થાય. તે વ્યક્તિ તે તિલક મહારાજ છે. મને ઘણી વાર એમ લાગે છે કે તિલક મહારાજ પાસે

આ ભારે મૂડી છે, આ તેમનું મોટું ધન છે. તેમણે ગીતાનું રહસ્ય લખ્યું છે. પરંતુ હિંદુસ્તાનની પ્રાચીન ભાવનાને, હિદુસ્તાનના આત્માને તેમણે ઓળખ્યો નથી એમ મને લાગ્યાં જ કરે છે અને તેથી અત્યારે દેશની આ દશા રહેલી છે. તેમના મનમાં ઊંડે ઊંડે એમ જ છે કે આપણે યુરોપિયનો જેવા થઈ જઈએ. અત્યારે યુરોપ જેવો શોભી રહ્યો છે — એટલે કે જેમના મનમાં યુરોપીય વિચાર પેસી ગયા છે તેમને યુરોપ જેવો શોભતો લાગે છે — તેના જેવો હિંદુસ્તાનને શોભાવવાનો તેમનો આશય છે. તેમણે ૭ વર્ષ કારાવાસ ભોગવ્યો પણ યુરોપીય પ્રકારની એક બહાદુરી બતાવવાને માટે, એવા વિચારથી કે આ લોકો અત્યારે આપણને રંજાડી રહ્યા છે તે લોકો જોઈ લે કે આપણે પાંચ પચીસ વર્ષ કેવા જેલમાં રહી શકીએ છીએ. સાઈબીરિયાની જેલમાં રશિયાના ઘણા મોટા મોટા પુરુષો જિંદગી સુધી સડી ગયા પણ તેઓ કાંઈ આત્મજ્ઞાનને લીધે જેલમાં નહીં ગયેલા. આવી રીતે જિંદગી ગુમાવી દેવી એ આપણું પરમ ધન નકામું વાવરી દેવા જેવું છે. આધ્યાત્મિક દૃષ્ટિએ તિલકજીએ આ જેલનું દુઃખ વેઠયું હોત તો આજે દશા જુદી જ હોત અને તેમના જેલ ગયાનાં પરિણામ જુદાં જ આવ્યાં હોત. હું તેમને આ સમજાવવા ઇચ્છું છું. ઘણી વખત અતિશય વિવેક સાથે મારાથી તેમને જેટલું કહેવાય તેટલું મેં કહ્યું છે. જોકે મેં સ્પષ્ટ નથી કહ્યું કે લખ્યું. મેં લખ્યું છે તેમાં મારું કહેવાનું ગૌણ રહી જાય તેવું છે ખરું. પરંતુ તિલક મહારાજની નિરીક્ષણશક્તિ એટલી ભારે છે કે તે સમજી જાય. પણ આ વાત એવી છે કે કહ્યે કે લખ્યેથી ન સમજાવી શકાય. તેનો અનુભવ કરાવવા માટે મારે તેમને પ્રત્યક્ષ દૃષ્ટાંત આપવું જોઈએ. પરોક્ષ રીતે મેં ઘણી વાર કહ્યું છે પરંતુ પ્રત્યક્ષ દૃષ્ટાંત આપવાની તક મને મળે તો મારે કદી જતી ન કરવી જોઈએ, અને આ એવી તક છે.

તેવી જ બીજી વ્યક્તિ મદનમોહન માલવિયા છે. હિંદુસ્તાનના આગેવાનોમાં તે અત્યારે પવિત્રમાં પવિત્ર પુરુષ છે, એટલે કે રાજદ્વારી પુરુષોમાં અને આપણે જાણીએ છીએ તેઓમાં. અદૃશ્ય પવિત્ર પુરુષો તો ઘણા હશે. પણ તેઓ આટલા પવિત્ર હોવા છતાં અને વળી તેઓ ધર્મનું પણ જ્ઞાન ધરાવે છે છતાં હિંદુસ્તાનના ભવ્ય આત્માને તેમણે બરાબર ઓળખ્યો નથી એમ મને લાગે છે. આ મેં બહુ કહી નાખ્યું. માલવિયાજી આ સાંભળી મારા પર ક્રોધ કરે અને મારો તિરસ્કાર પણ કરે કે આ બહુ અભિમાની માણસ છે. પણ વાત તદ્દન સાચી છે એટલે કહેતાં હું જરા પણ અચકાતો નથી. મેં તેમને ઘણી વાર કહ્યું છે. તેમની સાથે તો મારે પુષ્કળ સ્નેહ છે એટલે તેમની સાથે મેં પુષ્કળ વઢવેડ પણ કરી છે. છતાં મારી બધી દલીલને અંતે તેઓએ કહ્યું છે કે એ બધી વાત સાચી પણ માગ માનવામાં નથી આવતું. તેમને પણ

પ્રત્યક્ષ દૃષ્ટાંત આપવાની આ તક મળી છે. આ બંનેને અત્યારે મારે બતાવી દેવું જોઈએ કે હિંદુસ્તાનનો આત્મા શું છે.

વીસ દિવસ થયાં હું દસ હજાર મજૂરો સાથે ભળું છું. તેમણે મારી સમક્ષ ખુદા કે ઈશ્વરને દરમ્યાન રાખી પ્રતિજ્ઞા લીધી. તે વખતે તેમણે ઉત્સાહથી લીધી. એ લોકો ગમે તેવા હોય પરંતુ તેઓ એમ તો માનનારા છે જ કે ખુદા અથવા ઈશ્વર છે.

તેમણે એમ ધારેલું કે આપણે વીસ દિવસ પ્રતિજ્ઞા પાળી એટલે ખુદા આપણને મદદ કરે જ. પરંતુ ખુદાએ આટલી વારમાં મદદ ન કરી અને તેમની વધુ કસોટી કરી તે વખતે તેમની આસ્થા નબળી પડી ગઈ. તેમને એમ લાગ્યુ કે આટલા દિવસ આ એક માણસના કહેવા ઉપર ભરોસો રાખી આપણે દુ:ખ વેઠ્યું પરંતુ આપણને કંઈ ન મળ્યું. આ માણસનું કહેવું ન માન્યું હોત અને તોફાને ચડયા હોત તો પાંત્રીસ ટકા તો શું પરંતુ તેથી વધારે ટકા આપણને થોડા વખતમાં મળી જાત. આ તેમના મનનું પૃથક્કરણ છે. હું આ સ્થિતિ સહન ન જ કરી શકું. મારી સમક્ષ લેવાયેલી પ્રતિજ્ઞા આમ સહેજમાં તોડાય અને ઈશ્વર ઉપરની શ્રદ્ધા ઓછી થાય તે તો ધર્મનો લોપ જ થયો કહેવાય. અને આવી રીતે જે કાર્યમાં હું સામેલ હોઉં તેમાં ધર્મનો લોપ થતો જોઈ હું જીવી જ ન શકું. પ્રતિજ્ઞા લેવી એ શી વસ્તુ છે એ મારે મજૂરોને સમજાવવું જોઈએ. તે માટે હું શું કરી શકું તે મારે તેમને બતાવવું જોઈએ. તે ન બતાવું તો હું બાયલો કહેવાઉં. એક વામ કૂદું એમ કહેનારો એક વેંત પણ ન કૂદે એ બાયલાપણું કહેવાય. ત્યારે એ દસ હજાર માણસોને પડતા અટકાવવા સારુ મેં આ પગલું લીધું. એટલે મેં આ પ્રતિજ્ઞા લીધી અને તેની અસર વીજળીના જેવી થઈ. મેં તે ધાર્યું જ ન હતુ. ત્યાં હજારો માણસ હતાં તેમની આંખમાં ચોધારાં આંસુ વહેવા લાગ્યાં. તેમને તેમના આત્માનું ભાન થયું, તેમનામાં ચૈતન્ય જાગ્રત થયુ, તેમની પ્રતિજ્ઞા પાળવાનુ તેમને બળ મળ્યું. મને એકદમ ખાતરી થઈ કે હિંદુસ્તાનમાંથી ધર્મનો લોપ નથી થયો, માણસો આત્માને ઓળખી શકે છે. આ વાત તિલક મહારાજ તથા માલવિયાજીના સમજવામાં આવે તો હિંદુસ્તાનમાં ભારે કામ સાધી શકાય.

હુ અત્યારે આનંદથી ઊભરાઈ રહ્યો છું. આ પહેલાં જ્યારે મેં આવી પ્રતિજ્ઞા લીધેલી ત્યારે મારા મનને આવી શાંતિ ન હતી. શરીરની માગણી પણ મને લાગતી. આ વખતે મને શરીરની માગણી જણાતી જ નથી. મારા મનને પૂર્ણ શાંતિ છે. મારો આત્મા તમારી આગળ ઠાલવું એમ થાય છે. પરંતુ આનંદથી હુ વિહ્વળ પણ થઈ ગયો છું.

*

પોતાની પ્રતિજ્ઞા વિષે સમજાવતાં આગળ બોલ્યા :

મારી પ્રતિજ્ઞા મજૂરોને પોતાનો ટેક પળાવવા માટે છે, પ્રતિજ્ઞાની કિંમત લોકોને સમજાવવા માટે છે. દેશમાં લોકો ગમે ત્યારે પ્રતિજ્ઞા લે અને ગમે ત્યારે તોડે એ દીન દશા સૂચવે છે અને દસ હજાર મજૂરો પોતાની પ્રતિજ્ઞા તોડે એટલે તો દેશની અધોગતિ જ થાય. મજૂરોનો સવાલ તો ફરી ઉપાડી જ ન શકાય. જ્યાં ત્યાં એમ દાખલો ટંકાય કે દસ હજાર મજૂરોએ વીસ દિવસ દુખ વેઠ્યું અને ગાંધી જેવો તેમનો નેતા હતો છતાં તેઓ છૂટ્યા નહીં. એટલે કોઈ પણ રીતે મજૂરો કેમ મક્કમ રહે તે મારે વિચારવાનું રહ્યું તે મારી જાતને કષ્ટ આપ્યા સિવાય હું કેમ કરી શકું? પ્રતિજ્ઞા પાળવા માટે આવાં કષ્ટ પણ ઉઠાવવા પડે એવો દાખલો તેમને આપવાની જરૂર જણાઈ અને મેં આ પ્રતિજ્ઞા લીધી. મારી પ્રતિજ્ઞા દૂષિત છે તે હું સમજું છું. આ પ્રતિજ્ઞાને લીધે મિલમાલિક મારી ઉપર દયા ખાઈને મજૂરોને પાંત્રીસ ટકા આપે એવો સંભવ છે. મારી ઇચ્છા એવી છે કે તેઓને ન્યાય લાગતો હોય તો જ તેઓ પાંત્રીસ ટકા આપે, દયાથી કાંઈ જ ન આપે છતાં તેનું સ્વાભાવિક પરિણામ તે જ આવે અને તેટલા પૂરતી આ પ્રતિજ્ઞા મને શરમ લગાડનારી છે. પરંતુ મેં બે વસ્તુઓનો વિચાર કર્યો : મારી શરમ અને મજૂરોની પ્રતિજ્ઞા. ત્રાજવું બીજી તરફ નમ્યું અને મજૂરોને માટે મારી શરમ સ્હી લેવાનો મેં નિશ્ચય કર્યો. જાહેર કામ કરવામાં આવું નીચાજોણું સહી લેવાને પણ માણસે તૈયાર હોવું જોઈએ. એટલે મારી પ્રતિજ્ઞા મિલમાલિકોને ધમકીરૂપે છે જ નહીં અને હું તો એમ ઇચ્છું છું કે મિલમાલિકો સ્પષ્ટ રીતે આ વાત સમજે અને ન્યાય લાગે તો જ મજૂરોને પાંત્રીસ ટકા આપે. મજૂરોને પણ મારી એવી વિનંતી છે કે તેઓ મિલમાલિકોને એમ જઈને કહે.

પ્રાર્થના સમયે નીચે પ્રમાણે બોલ્યા :

૧૮-૩-'૧૮ આજે દસ વાગ્યા પહેલાં સમાધાન ઘણું કરીને થઈ જશે. એ સમાધાન મારી પ્રમાદરહિત સ્થિતિમાં હું જોઈ રહ્યો છું. હું કદી ન ભૂલું એવું સમાધાન થયું છે. પરંતુ એમાં મારી પ્રતિજ્ઞાનો દોષ છે. મારી પ્રતિજ્ઞામાં ઘણા દોષો રહ્યા છે. ઘણા દોષો એટલે ગુણ થોડા અને દોષ વધારે એમ નહીં, પણ જેમ તે અત્યંત ગુણોથી ભરેલી છે તેમ તેમાં દોષો પણ ઘણા છે. મજૂરોના સંબંધમાં તે ભારે ગુણોવાળી છે અને તેનાં પરિણામ પણ તે જ પ્રમાણે સુંદર આવ્યાં છે. માલિકોના સંબંધમાં દોષોવાળી છે અને તેટલા પૂરતું મારે નમવું પડ્યું છે. માલિકોના ઉપર મારા ઉપવાસનું દબાણ છે. તે હું ગમે તેટલી ના પાડું તોપણ

તે લોકોને લાગ્યા વિના રહે જ નહી અને દુનિયા માને પણ ન ી માનિકો આ મારી અનિષ્ટ દશાને લીધે સ્વતત્ર રહ્યા નથી અને કોઈ પણ માણસ દમાણની નીચે હોય ત્યારે તેની પાસે કઈ લખાવી લેવુ તેની પાસે શરત કગાવવી, કે તેની પાસેથી લેવુ એ ન્યાય વિરુદ્ધ છે સત્યાગ્રહી કદી તેમ કરે જ નહી, અને તેથી મારે આ બાબતમા નમતુ મૂકવુ પડયુ છે શરમમા પડેલો માણસ શુ કરી શકે ? હુ થોડી થોડી માગણી કરતો ગયો તેમાથી તેમણે ખુશીથી જેટલી સ્વીકારી તેટલી જ મારે લેવી પડી હુ પૂરેપૂરી માગણી કરુ તો તેઓ પૂરેપૂરી સ્વીકારે પરતુ તેમને આવી સ્થિતિમા મૂકીને તેમની પાસેથી હુ તે લઈ જ ન શકુ એ તો મારે ઉપવાસ તોડી નરકનુ ભોજન કરવા બરાબર થાય અને અમૃતનુ ભોજન પણ યથાકાળે જ કરનારો હુ નરકનુ ભોજન કેમ કરી શકુ ?

મને એમ લાગે છે કે આપણા શાસ્ત્રોમા કેટલાક વચનો મહા અનુભવને પરિણામે લખાયેલા છે થોરો કહે છે કે જ્યા અન્યાય પ્રવર્તી રહ્યો હોય ત્યા શુદ્ધ માણસ પૈસાદાર થઈ જ ન શકે અને જ્યા ન્યાય ચાલી રહ્યો હોય ત્યા શુદ્ધ માણસને કશાની તગી ન પડે આપણા શાસ્ત્રમા તેથીયે વધારે કહ્યુ છે। કે જ્યા અન્યાય પ્રવર્તી રહ્યો હોય ત્યા શુદ્ધ માણસ જીવી જ ન શકે તેથી જ આપણામા કેટલાક પ્રવૃત્તિ નથી કરતા પ્રવૃત્તિથી કટાળીને તેઓ નથી કરતા એમ નથી પણ તેઓ પ્રવૃત્તિ કરી જ નથી શકતા દુનિયામા એટલો બધો દભ તેમને દેખાય છે કે તેઓ તેમા રહી જ નથી શકતા ઘણા પાખડીઓમા શુદ્ધ માણસ હોય તો તેણે તે પાખડીઓને ત્યજવા જોઈએ અથવા અશુદ્ધ બનવુ જોઈએ દુનિયામા કેટલાક શુદ્ધ માણસો હિમાલયમા કે વિધ્યાચળમા ચાલ્યા જાય છે અને શરીર ક્ષીણ કરી નાખે છે કેટલાકને આ શરીર મિથ્યા લાગે છે અને જેઓ આત્માના અમરપણામા અને સર્વવ્યાપીપણામા માનનારા હોય છે તેઓ શરીરનો ત્યા જ ત્યાગ કરે છે અને કેવળ મોક્ષને પામે છે કેટલાક પાછા પણ આવે છે પરતુ પોતાને એટલા વિશુદ્ધ કર્યાને કે પછી દુનિયાના દભમા રહેવા છતા તેઓ પોતાનુ ધાર્યું કરી શકે છે આવા જ્ઞાનીઓ આગળ હુ મારી સ્થિતિ સરખાવુ છુ ત્યારે હુ મને પોતાને એટલો પામર લાગુ છુ કે વાત ન પૂછો છતા મને મારી શક્તિનુ માપ નથી એમ નથી પણ બહાર તેની ચરી જોઈએ તેના કરતા આપણી ઘણી વધારે થાય છે મને દિવસે દિવસે દુનિયામા દભ એટલો બધો લાગતો જાય છે કે મને ઘણી વાર એમ થાય છે કે હુ અહી જીવી જ ન શકુ મે મિનિસ્ટરમા ઘણી વાર કહ્યુ છે કે તમારા બધાની સ્થમા હુ કોઈ દિવસ ન દેખાઉ તો નવાઈ ન પામજો મને કોઈ દિવસ એમ થઈ જશે તો હુ કદી ન જાઉ એવી

જગ્યાએ નાસી જઈશ. તે વખતે તમે ગભરાશો નહીં પરંતુ હું તમારી પાસે જ છું એમ જાણી હાથ ધરેલાં કામ કર્યે જજો.

...નો પત્ર, એ ભાવનો કે મને અન્યાય કરવામાં આવ્યો છે. સાર્વજનિક કાર્યમાં ભાગ લેવાનો અધિકાર નથી એમ કહીને

૧૯-૩-'૧૮ તમે મને રીબો છો. તેને જવાબ:

"ભાઈશ્રી,

"તમારો કાગળ મળ્યો. તમે જો મારે હાથે ઇન્સાફ પામ્યા જ નથી તો મારો ત્યાગ કેમ નથી કરતા? તમને મેં જે વચનો કહ્યાં તે સલાહરૂપે જ હતાં. મેં તમને કહ્યું છે કે જે મે કહ્યું છે એ તમે માનો તો જ કરજો. તમે મારી સલાહ પસંદ કરી તેથી જ તમે જાહેરપ્રવૃત્તિ છોડવાનો નિશ્ચય કર્યો. હવે તમને મારી સલાહમાં કઠોરતા સિવાય કંઈ જોવામાં નથી આવતું તો તમે મારી સલાહને કોરે મૂકી શકો છો. હવે મારી સલાહ છે કે તમારે પાછું જેમ તમે કામ ચલાવતા હતા તેમ જ ચલાવવું. આ હું રોષમાં નથી લખતો પણ યોગ્ય સમજી લખું છું. તમારામાં આગળ કહેલાં વચનો યાદ રાખવાની શક્તિ નથી. એટલે મને લાગે છે કે તમારે હાલ તુરત તમારા કેવળ સ્વતંત્ર માર્ગો ગ્રહણ કરવા. તેમાં જ તમારી ઉન્નતિ થશે. તમે જો મારી સલાહને પણ આજ્ઞા માનો ને તેમાંથી જરાય ન ચસાય એવું ધારો તો તમારી અધોગતિ થાય. મને લાગે છે કે તમારે સારુ યોગ્ય રસ્તો હોમરૂલની તમારી પ્રવૃત્તિમાં ગિરફતાર થવું એ જ છે ને એ જ ગ્રહણ કરશો. તમે કૉન્ફરન્સો વગેરેમાં ખૂબ મચશો તેમાં હું જરાયે રોષ નથી કરવાનો એ ખચીત માનજો. મારી સલાહ અને મારી આજ્ઞા વચ્ચે ભેદ સમજો ત્યારે મારી સલાહ પણ લેતા રહેજો. આ કાગળ કેવળ તમારી શાંતિ સારુ છે, તમને દુઃખી કરવા સારુ નથી.

મોહનદાસ ગાંધી"

બાપુ પ્રશંસા કરતાં હંમેશાં પ્રશંસાના પાત્ર ઉપર પોતાનો બધો પ્રેમ ઠાલવે છે, પછી પાત્રમાં પોતાનામાં તેટલા પ્રેમની પાત્રતા

૨૧-૩-'૧૮ હોય ન હોય તેની ચિંતા નહીં. પ્રેમીઓ પ્રેમનું પાત્ર તુચ્છ હોય છતાં તેમને મહાન બનાવી મૂકે છે, પણ તેમાં કોઈક વાર પાત્રને નુકસાન નહીં થતું હોય? અને જ્યારે આવી રીતનાં અતિશયના ભરેલાં વખાણો મોટા સમૂહની આગળ કરવામાં આવે ત્યારે તો કેટલાકને તેથી ક્ષોભ પહોંચે છે, કેટલાકને એમ લાગે છે કે એ પ્રશંસામાં ઝાઝી કિંમત ન હોય, અને કેટલાકને અપમાન થતું પણ જાણ્યું છે. પ્રોફેસરે એક વાર કહેલું કે

ગમે તે માણસને સુંદર કહેવામાં આવે, અને પછી આપણને સુંદર કહેવામાં આવે, ત્યારે એમ સમજવું કે આપણે માટે પણ બાપુજીને ઝાઝી કિંમત નથી. આપણને પેલાના જેવા જ માને છે.

આજે એન્ડ્રૂઝસાહેબની આગળ વાતો કરતા હતા ત્યાં આ વગેરે લઈને હું જઈ પહોંચ્યો. મારાં વખાણ કરી મને અકળાવ્યો:

જ "આનો પ્રેમ તમારા ઉપર ઊભરાય છે. એને લાગે છે કે તમે આટલાં બધાં ખજૂર ખાઈ શકો અને આટલી બધી ચા તમારે પીવી જોઈએ. એની હાજરીમાં એનાં વખાણ કરીને હું આશા રાખું છું કે હું એને બગાડીશ નહીં. આણે આશ્રમને બસ ભરી દીધો છે. એ આશ્રમથી ધન્ય થવા નહીં પણ આશ્રમને ધન્ય કરવા આવ્યો છે. આ કહેતાં મને શરમ આવે છે પણ એ વાત સાચી છે કે અહીં કેટલાંક એવાં છે જેઓ આશ્રમને ધન્ય કરે છે, આશ્રમથી ધન્ય થતાં નથી. એવાં થોડાં મોતી મને મળ્યાં છે તે પૈકીનું આ એક છે. તમને આ એટલા માટે કહું છું કે તમે એને ભેટો, એના ઉપર પ્રેમ કરો અને એના ઉપર આફરીન થઈ જાઓ.

"અલબત્ત મગનલાલે ફિનિક્સમાં ભીમ જેટલું કામ કર્યું છે, પણ ત્યાં હતો એના કરતાં સો ગણો ભીમ એ અહીં બન્યો છે. તેણે પોતાનું જીવન ત્યાગથી ભરી દીધું છે. મોટામાં મોટા ત્યાગ તેણે કર્યા છે. કેવળ એક બે વસ્તુઓ માટે એણે પોતાની બધી અભિલાષાઓનો ભોગ આપ્યો છે. એ જાણે છે કે મારી આ સત્યાગ્રહની લડતોમાં એ સારી રીતે જોડાઈ શકે. પણ તેમાં ન જોડાતાં આશ્રમનું જ કામ કર્યાં કરે છે તેમાં એનો મોટો ત્યાગ છે. સરળતામાં તે બાળક જેવો છે. સરઘસોમાં ભાગ લેતાં અને જેલમાં જતાં તેને ખૂબ આનંદ આવે પણ તેણે એ બધી વસ્તુઓનો ભોગ આપ્યો છે. એટલા જ માટે કે તે સમજે છે કે આશ્રમ સારુ તે અનિવાર્ય છે અને તેથી એણે આશ્રમ છોડવો જોઈએ નહીં."

ખેડાની વાતો નીકળતાં બોલ્યા:

જ "ત્યાંની હવામાં નવો જુસ્સો ફેલાઈ રહ્યો છે. લોકોને હવે લાગવા માંડ્યું છે કે પોતાનાં સાર્વજનિક કામો અંગ્રેજોની મદદ વિના પોતે જાતે જ કરી લેવાં જોઈએ. તમે કબૂલ કરશો કે અમુક દરજ્જે તેમની વાત ખરી છે. ગઈ કાલે તમારો તાર મળ્યો અને મેં કેટલાક મિત્રોની આગળ તે ઉઘાડ્યો. ત્યારે મેં સૂચવ્યું કે અહીં મદદ કરવા તમને રાખી લઈએ. મેં વિચાર્યું કે તમે આવો એટલે હું દિલ્હી જઈ શકું અથવા મારે બદલે તમે દિલ્હી જાઓ. કાં તો તમે ખેડાનો પ્રશ્ન લઈ લો અથવા તો અલીભાઈઓની નજરકેદનો પ્રશ્ન લઈ લો. ખેડાનો પ્રશ્ન સાચો છે. જોકે કામ કરનારા નૈતિક દૃષ્ટિએ ભિખારીના કામ

કરનારાઓ જેટના સાચા નથી તેઓ ખોટા છે એમ તો હું નથી કહેતો પણ બિહારની વાત જુદી જ છે આધ્યાત્મિક દૃષ્ટિએ ત્યાના કામ કરનારાઓ ઘણા ચડી જાય જોકે અહીના ઘણા કામ કરનારાઓ બહાદુર છે અને જુસ્સાવાળા છે એમની સાથે તમને કામ કરવાની મઝા પડશે એ। એ હિંદુસ્તાનના સૌથી ફળદ્રુપ પ્રદેશમાનો એક છે એ રળિયામણો પણ છે કુદરતી સૌંદર્ય કાઈ નથી પણ લોકોએ પોતાની જાતમહેનતથી એને સુદર બનાવેલો છે બિહાર કુદરતી રીતે સુદર છે બિહાર એ કુદરતનો બગીચો જ છે અહી લોકોએ ઝાડો રોપીને તથા ઉછેરીને તેને બગીચો બના વો છે અને ખેડાના ખેડૂતો કદાચ હિંદુસ્તાનના સૌથી ઉત્તમ ખેડૂતો પૈકીના ગણાય એમને ખેતીની શાસ્ત્રીય પદ્ધતિઓ આવડે છે એક પાકની સાથે બીજા કયા પાક લઈ શકાય તેનો પણ તેમને સારો અભ્યાસ છે અને પા ની ફેરબ ની કેવી રીતે કરવી તેનું સારુ જ્ઞાન છે લડતની પરિસ્થિતિ કાઈક મુશ્કેલ છે અમે મહેસૂલનો હપતો તો ભરી શકીએ પણ મુદ્દાનો પ્રશ્ન એ નથી મહ્ત્વનો પ્રશ્ન સિવિનિયન અમલદારોની વર્તણૂકનો છે અમે એમને એ બતાવવા માગીએ છીએ કે તમારી એ વર્તણૂક અમે બરદાસ્ત કરી લઈએ એમ નથી તેઓ જાણે છે કે લોકો ઘણી આફતમા આવી ગયા છે વરસ ખરાબ હોવા ઉપરાત આખા જિલ્લામા પ્લેગ આવી ગયો આમ છતા અમલદારોને પોતાનો જુલમ ચાલુ રાખવો છે હું નથી ધારતો કે મારી આ ભાષા આકરી ગણાય કારણ મારી તો ખાતરી થઈ ગયેલી છે, અને હું વાઈસરૉયને પણ સ્પષ્ટ કહેવા માગુ છુ કે બ્રિટિશરાજના મૂળમા સડો લાગ્યો છે ગામનો તલાટી એ એમનો પ્રતિનિધિ છે અને વરસના પાકનો એ જે અદાજ કાઢે તે મોટા અમલદારો સ્વીકારી લે છે આ સ્થિતિ બહુ શોકજનક છે તમને પણ એમ લાગશે અને હું માનુ છુ કે આ આખા ભાષણમા તમે ચેતન રેડશો મને આ વિષે લાગે છે તો ખૂબ પણ મારી પાસે તમારી ભાષા નથી'

પ્રોફેસરનો દુખદ કાગળ તેના ભાઈભાભીનુ મૃત્યુ તેના ઉપર આવી પડેલુ નવુ દુખ સમાજસેવાથી વચિત થવાનો ભય
૨૭-૩-'૧૮ વગેરે

તેને જવાબ આપ્યો

૧ 'પ્રિય મિત્ર,

'મે તમને મગળ વહેલો ન લખ્યો તે માટે માફ કરશો ગિરધારીએ મારો સદેશો તમને કહ્યો હશે તમને શાન્તિ અને આશ્વાસન આપે એવો કાગળ મારે તમને લખવો હતો એટલે મે વિલબ કર્યો હજુ પણ એવો કાગળ લખી શકીશ કે કેમ એ વિષે શકા છે પણ હવે તમને લખવાનુ મારે

લંબાવવું જોઈએ નહીં. હૃદયની વેદના વ્યક્ત કરતો તમારો કાગળ મારી આંખ સામે તરી રહ્યો છે. પણ મૃત્યુ આપણાં વહાલાંમાં વહાલાંને એકાએક ઝડપી લે, જેમ તમારા ભાઈની બાબતમાં બન્યું છે તેમ, તેથી આપણે શા માટે પાંગળા બનવું જોઈએ? મૃત્યુ એ એક માત્ર પરિવર્તન અને વિસ્મરણ નથી શું? તે એકાએક આવે તેથી એના સ્વરૂપમાં કાંઈ ફેર પડે છે? તમને તો આ એક સુંદર તક મળી છે. તમારી શ્રદ્ધા અને તમારા તત્ત્વજ્ઞાનની કસોટી થઈ રહી છે. પ્રામાણિક માર્ગે કુટુંબનાં બે માણસનું તમે ભરણપોષણ કરો તેમાં પણ સાચી રાષ્ટ્રસેવા છે. કુટુંબનું ભરણપોષણ કરનાર બધાં જ જો કહેવાતા રાષ્ટ્રસેવકો બની બેસે તો રાષ્ટ્રનું શું થાય?

"હવે જ તમારી પરીક્ષા થવાની છે. અને હું જાણું છું કે તેમાં તમે કાચા નહીં નીવડો. તમારા બધા મિત્રોની પણ આ વખતે કસોટી છે. તમે શું કરવા ધારો છો તે જણાવશો. જો આવી શકો તો મને મળી જાઓ. તમારી યોજનાઓની આપણે ચર્ચા કરીશું. મારાથી થઈ શકે તે મદદ કરવા હું તૈયાર જ છું એ તો તમે જાણો છો.

ખૂબ પ્યાર અને સહાનુભૂતિ. — બાપુ"

ખેડાના સંબંધમાં જાપાંજોગ કાગળ* લખ્યો. તેની નકલો ઘણાની ઉપર મોકલવામાં આવી. તથા કેટલાકને તે સંબંધે પત્રો પણ

૫–૪–'૧૮ લખ્યા. શાસ્ત્રિયારને નીચે પ્રમાણે પત્ર લખ્યો:

"ખેડાની પરિસ્થિતિ વિષેનું મારું નિવેદન તમે કદાચ વાંચ્યું હશે. આ લડત લોકોનો જુસ્સો કચડી નાખવાના અમલદારોના પ્રયત્ન સામે છે. આ સંજોગોમાં હું માનું છું કે ખેડૂતોને મદદ કરવાની આપણી સ્પષ્ટ ફરજ છે. યુદ્ધ ચાલે છે તે કારણે આવા જુલમો ઉપર ઢાંકપિછોડો કરવા ન દેવાય. લોકો પ્રત્યે સહાનુભૂતિ બતાવવા માટે મુંબઈમાં જાહેર સભા થવાની છે. હું આશા રાખું છું કે બની શકે તો એ સભામાં તમે આવશો અને બોલશો પણ ખરા."

આનો જવાબ નીચે પ્રમાણે આવ્યો:

"નડિયાદ તા. ૧લી એપ્રિલનો તમારો કાગળ મને મળ્યો છે. એ કાગળથી તમે મને જે માન આપ્યું છે તેની હું કદર કરું છું એ કહેવાની જરૂર છે ખરી?

"અનુભવને લીધે અને સ્થાનિક પરિસ્થિતિના જ્ઞાનને લીધે જે માણસો મારા કરતાં વધારે લાયકાત ધરાવે છે તેમના નિર્ણયની સામે મારો નિર્ણય મૂકવાની મારી ઇચ્છા નથી. પણ ખાસ કરીને અગત્યની બાબતમાં મારી બુદ્ધિ જેમાં

* જુઓ પરિશિષ્ટ પહેલું.

સમત ન થાય એવુ કોઈ પણ કાર્ય હુ કરુ એમ તો તમે નહી જ ઇચ્છો મારે નિખાલસપણે કહેવુ જોઈએ કે ખેડાના પ્રકરણમા ન્યાય લોકોની તરફેણમા છે એમ માની લઈએ તોપણ સત્યાગ્રહ કરવાની યોગ્યતા વિષે મારુ મન કબૂલ કરતુ નથી

"પરતુ તેથી સરકારની દમનનીતિ હુ પસદ કરુ છુ એમ નથી ગઈ કાલે સર ઇબ્રાહીમ રહીમતુલ્લા તથા સર જેમ્સ ડમોલેને હુ મળ્યો ત્યારે બંનેને મે બહુ આગ્રહપૂર્વક કહ્યુ હતુ કે સમાધાનની નીતિ અખત્યાર કરવી એ બહુ જ આવશ્યક છે

'તમે બોલાવો એટલે દોડી આવીને તમારે પડખે ઊભવાને બદલે હુ આમ આનાકાની કરુ છુ તેનુ મને દુખ થાય છે પણ એ સાથે હુ એટલુ પણ જાણુ છુ કે જે વસ્તુ હુ હૃદયપૂર્વક પસદ ન કરતો હોઉ તે હુ કરુ એમ તમે નહી ઇચ્છો'

આનો પાછો નીચે પ્રમાણે જવાબ લખ્યો

"તમારા કાગળ માટે આભારી છુ મારા દરેકેદરેક કાર્યને માટે તમારી સમતિ મેળવવાની ઇન્તેજારી મને ગમે એટલી હોય, છતા તમારી દલીલ પણ હુ સ્વીકારુ છુ કે તમારા અતરાત્મા ઉપર કોઈ પણ પ્રકારે દબાણ થવુ જોઈએ નહી હુ જાણુ છુ કે ખેડાનો પ્રશ્ન જેમ જેમ રોજબરોજ આગળ વધતો જશે તેમ તેમ તેના સપર્કમા તો તમે રહેશો જ'

એક ળગળ શ્રી નટરાજનને લખ્યો હતો તેમા 'તારા વિરોધીની સાથે જલદી સમાધાન કરી નાખ'નો સિદ્ધાત બરાબર જણાઈ આવે છે એમા રહેલી પ્રામાણિકતા, સામા માણસની પ્રામાણિકતા ઉપર શ્રદ્ધા અને પોતાના વિચારો બીજા સૌને સમજાવવાની આતુરતા જણાઈ આવે છે

"ભાઈશ્રી નટરાજન,

"એ જોઈને મને દુખ થાય છે કે ઘણી વાર તમે ઉતવળે નિર્ણય ઉપર આવી જાઓ છો અને બીજા પક્ષને સાભળવાની ધીરજ પણ રાખતા નથી તમે રાષ્ટ્રસેવા કરવા તો ઇચ્છો જ છો પણ તમારી આ ટેવને લીધે હુ એમ કહેવાની હિંમત કરુ છુ કે રાષ્ટ્રસેવા કરવાની તમારી શક્તિ ઉપર વિપરીત પરિણામ આવે છે આ ખેડાપ્રકરણનો દાખલો લો તમે મારાથી જુદો મત ધરાવો તેની સામે વિરુદ્ધ નથી ઊલટુ પોતાના મિત્રોથી વિરુદ્ધ વિચાર ધરાવવા પડે તેથી તમને દુખ થતુ હોવા છતા તમારા વિચારો તમે દર્શાવો છો તે માટે હુ તમારો આદર કરુ છુ પણ મારી ફરિયાદ તો તમે ઉતાવળે નિર્ણયો બાધી દો છો તેની સામે છે ખેડાની લડતની અદરની બાબતો તમે જાણતા નથી તેનો અભ્યાસ કરવાનો તમને વખત નથી ગોધરામા રા... થઈ

તેમા આમજનતાએ પહેલી જ વાર સક્રિય ભાગ લીધો. પરિષદને અંતે આમાના કેટલાકોએ નેતાઓને ટાણો માર્યો કે 'આવી પરિષદો ભરવાનો અને તેમા અમને બોલાવવાનો શો ઉપયોગ? ખેડા જિલ્લામા પાક લગભગ નિષ્ફળ ગયો છે જમીનમહેસૂલની મુલતવી માટે ખેડૂતો હકદાર છે પણ તમે લોકો એ બાબતમા શુ કરવાના?' સાભળનારામાથી કેટલાકે આ ઠપકો વાજબી તરીકે સ્વીકારી લીધો અને આ પ્રશ્ન ઉપાડવાનુ માથે લીધુ મહેસૂલ મુલતવી માટે હજારો જણની સહી સાથે અરજી મોકલવામા આવી મુલતવી રાખવાને માટે આટલી અરજી જ પૂરતી હતી સરકારને કેવળ વ્યાજનુ નુકસાન થતું હતુ પણ એના બદલામા લોકોનો સદ્ભાવ એ જીતી શકત પણ અમલદારોએ તો અવગો અને ખોટો માર્ગ ગ્રહણ કર્યો તેમણે આનાવારી પત્રકો જોવા માડ્યાં આ પત્રકો વિષે હુ કહી શકુ એમ છુ કે તટસ્થ અને બારીક તપાસમા એ ટકી શકે એવા હોતા નથી રાહત મેળવવાના જેટલા માર્ગ ખુલ્લા હતા તે બધા ખેડૂતોએ લીધા દરેક વખતે તેમની સામે આ પત્રકો ધરવામા આવતા આ સજોગોમા એ લોકોએ શુ કરવું? પોતાના ઢોરઢાખર, ઝાડો અને બીજી મિલકત વેચીને ચૂપચાપ મહેસૂલ ભરી દેવુ? હુ જેમ સ્થળ ઉપર પહોચી ગયો છુ તેમ તમે આવો અને ખેડૂતોને સલાહ આપવાની હિંમત કરો ત્યારે ખરા. ખેડૂતો પાસે દાણોદૂણી તો છે નહી, તેવી સ્થિતિમા તેમની પાસેથી મહેસૂલ વસૂલ કરવા કેવા કેવા ઉપાયો લેવામા આવે છે તે તમારે જાણવા જોઈએ. મારી નજર સામે ખેડૂતોને ડરાવીને બાપલા બનાવી દેવામા આવે એ હુ ચૂપચાપ જોઈ શકુ નહી તમે પણ ન જોઈ શકો ખેડૂતો સરકારને એમ કહે કે 'તમે અમારી અરજીઓ તો નામજૂર કરો છો એટલે હવે અમારે મહેસૂલ ભરવાનું હોય તો વ્યાજે નાણા લાવીને અથવા અમારી જે કાઈ ઘરવખરી હોય તે વેચીને ભરી શકીએ એમ છીએ,' એ તદ્દન ન્યાયી અને અને ખરી વાત છે અને પૂરેપૂરી બધારણપૂર્વકની છે આ લડત ખેડૂતો કેવો ખુશમિજાજ રાખીને લડી રહ્યા છે એ તો તમે અહી આવો તો જ જોઈ શકો. કાળજા કઠણ કરીને લોકો દરકોઈ જાતના નુકસાન રાજીખુશીથી વેઠી રહ્યા છે. ઘરડા સ્ત્રીપુરુષો પણ આ લડતમા ભાગ લઈ રહ્યાં છે સ્વેચ્છાપૂર્વક વેઠેલા દુ ખોથી પ્રજા કેટલી ઊચી ચડે છે, એટલુ તો તમારે જેવુ જ જોઈએ, જ્યારે એ જ દુ ખો અત્યાર સુધી લોકો નારાજીથી વેઠતા આવ્યા છે તેને લીધે પ્રજા છેક નીચી પડી છે એક રીતે તો આ રોગી માગની લડત છે એક તરફથી બધારણપૂર્વકની ચળવળ ચલાવવામા આવે અને તે માટે દેશમા રાહતની વિનતી કરતી હજારો સભાઓ ભરવામા આવે, ત્યારે બીજી તરફથી તમારે લોકોને તો એમ જ કહેવાનુ હોય કે ઝાડઝાખર વેચો, ઢોરઢાખર વેચો,

ઘરેણાંગાંઠા વેચો, પણ મહેસૂલ તો ભરી જ દો, એનો શો અર્થ ? આ તો લોકો જ્યારે રોટી માગે ત્યારે તેમને પથરા આપવા બરોબર છે.

"હું ઇચ્છું છું કે આ કાગળ તમારા અંતરાત્માને હલાવશે, તપાસ કરવાની તમારી વૃત્તિને ઉત્તેજિત કરશે, અને તમને ખેડામાં આવીને લડત નજરે જોવાને પ્રેરશે. તમે અહીં આવીને બધું જોઈને રિપોર્ટ કરો તો એ રિપોર્ટ લડતની ગમે એટલો વિરુદ્ધ હોય તોપણ હું તેને વિચારવાને એટલું જ નહીં પણ આવકારવાને તૈયાર થાઉં. મને એટલું જાણ્યાનો તો સંતોષ રહે કે તમે કાંઈ નહીં તો પ્રશ્નનો બરાબર અભ્યાસ કર્યો છે. તમારી જાત પ્રત્યે, એક મિત્ર પ્રત્યે અને રાષ્ટ્ર પ્રત્યે આટલું કરવાની તમારી ફરજ છે. તમે આટલો પણ વખત આપવા તૈયાર ન હો તો ખેડાની લડત વિષે કશો અભિપ્રાય ધરાવવાનો તમને હક્ક નથી.

"તમને આ પ્રમાણે લખવાની મેં ધૃષ્ટતા કરી છે તે માટે, હું આશા રાખું છું કે તમે મને માફ કરશો. મેં તમને ઘણી વાર કહ્યું છે કે તમારો સહકાર મેળવવાને અને મારા કામમાં તમારી મદદ મેળવવાને હું ઝંખું છું. સંપૂર્ણ વિચાર કર્યા પછી તમે મને એવી મદદ ન આપી શકો તોપણ મને સંતોષ રહે. સત્યાગ્રહ શબ્દથી તમારે અવળે માર્ગે દોરવાઈ જવું જોઈએ નહીં. તેનો આબેહૂબ દાખલો તમારી સામે છે. એના ગુણ ઉપર એનો ન્યાય કરો.

તમારો

મો૦ ક૦ ગાંધી"

આ સંબંધે કહેવામાં આવ્યું કે, નટરાજનને દુઃખ લાગશે. બાપુએ પત્ર ફરી વાંચી જોયો. બે વાક્યો અધૂરાં રહી ગયેલાં જોયાં, મને કંઈક ઠપકો મળ્યો: તમે તો આ બાબત સૂચના કરો એમ હું માનું જ, તમે કેમ સૂચના ન કરી? મેં કહ્યું: મેં એ વલ્લભભાઈને અને શંકરને વંચાવ્યો હતો.

બાપુએ કહ્યું: પણ કંઈ નહીં. એ કહેશે કે મને લખતાં નથી આવડતું, પણ દલીલ બરોબર આવી ગઈ છે. આ પત્ર તો એમની બુદ્ધિને ધક્કો પહોંચાડવા માટે લખ્યો છે, એના મનને દુઃખ આપવા માટે નહીં. એ પત્ર એમ પ્રશ્ન કરે છે, ભાઈ તારી બુદ્ધિ કેમ બહેર મારી ગઈ છે?

૮-૪-'૧૮ ટ્રેનમાં વાસદથી નડિયાદ આવતાં કેટલાક કાગળો લખ્યા. ઉપવાસના સંબંધમાં મિસ ફેરિંગનો તાર અને બે પત્રો આવેલા. મને ઉત્તર લખવાનું કહેલું પણ મારો કાગળ અતિશયતાવાળો લાગ્યો. પોતે નીચે પ્રમાણે જવાબ લખ્યો:

૧ "પ્રિય એસ્થર,

"તમારી સાથેના પત્રવ્યવહારમાં હું બહુ ઘાતકી રીતે બેદરકાર બન્યો છું એમ મને લાગે છે. તમને એકાદ લીટી લખું તેથી મને સંતોષ ન થાય. મારી ઇચ્છા તો તમને એક લાંબો પ્રેમપત્ર લખવાની હતી. પણ આવો કાગળ લખવા જેટલી શાન્તિ મને નથી અને હવે વધુ વિલંબ કરવાની મારી હિંમત ચાલતી નથી. મારી પ્રવૃત્તિઓ, જેમાંની એકે હુ શોધવા નથી ગયો તેનું મારે શી રીતે વર્ણન કરવું તે હુ જાણતો નથી. ટાળી ન શકાય એટલા આગ્રહપૂર્વક એ મારા ખોળામાં આવીને પડી છે. બધી બાજુએથી ભીંસાયેલો સિપાઈ શું કરી શકે? એક જ હુમલાનો સામનો કરવામાં પોતાની બધી શક્તિ કેન્દ્રિત કરે પણ તેની સાથે સાથે જ બીજા હુમલા થતા હોય તેની અવગણના કરી વિનાશને, નોતરે એમ કાંઈ બની શકે? પોતાનાથી થઈ શકે એ રીતે બધા જ હુમલાનો સામનો કરવામાં સલામતી રહેલી છે એ તો ઉઘાડું છે. મારી સ્થિતિ લગભગ આવી છે. ચારે બાજુએથી આફતના પોકારો મને બોલાવી રહ્યા છે. હુ જ્યારે ઉપાય જાણું છું ત્યારે માગથી મદદ કરવાની ના કેમ પાડી શકાય?

"અમદાવાદની હડતાલમાં જીવનના કીમતીમાં કીમતી પાઠ મને મળ્યા. હડતાલ દરમિયાન પ્રેમની શક્તિનું જે ચમત્કારી પ્રદર્શન થયું એવું પહેલાં કદી નહોતું થયું. જેવો મેં ઉપવાસ જાહેર કર્યો કે તરત મારી સામે બેઠેલા મોટા જનસમુદાયને ઈશ્વરના અસ્તિત્વનું ભાન થયું. તમારો તાર સૌથી વધારે લાગણીવાળો અને સૌથી વધારે સાચો હતો. એ ચાર દિવસો મારે માટે શાન્તિના, ધન્યતાના અને આધ્યાત્મિક ઉન્નતિના હતા. એ દિવસો દરમિયાન ખાવાની મને રજ પણ ઇચ્છા થઈ નથી.

"ખેડાનું પ્રકરણ તો મેં છાપાજોગું એક નિવેદન મોકલ્યું છે તે ઉપરથી તમે સમજી શકશો. મારા ઉપવાસ વિષે પણ મેં એક નિવેદન કર્યું હતું. એ નિવેદનો તમે ન જોયાં હોય તો મને જણાવશો.

"તમારી તબિયત સારી હશે. ત્રિવરની ફરિયાદોમાં ઉપવાસ જેવો ગમબાણુ ઇલાજ એકે નથી.

"મને અમદાવાદ અથવા સાબરમતીને સરનામે લખશો.

પ્યાર

બાપુ"

"ચિ. દુર્ગા,

"તમે મને ભૂલ્યાં હો તો ભલે. હું નથી ભૂલ્યો. આનંદાબહેને તમારા સમાચાર આપ્યા છે. ભાઈ મહાદેવથી હું ધારતો હતો તે કરતાં તમે વધારે વિખૂટાં રહ્યાં છો. તેને મેં કહ્યું છે કે તે ત્યાં જ્યારે જવું હોય ત્યારે જઈ શકે છે.

પણ તમે ઇચ્છતાં હો તો તુરત જ મોકલી દેવા તૈયાર છું. તમને એટલું જણાવવું જોઈએ કે ભાઈ મહાદેવને અહીં ભારે અનુભવો મળે છે. તેનો લાભ તમને પણ મળશે. આથી સંતોષ વાળી વિયોગદુઃખ શમાવી શકો તો ભાઈ મહાદેવ રહે. પણ તેમાં એક જોખમ છે. હું આથી પણ મોટી લડતમાં રોકાઈ જાઉં તો પછી તમે ઇચ્છો તોપણ તે ત્યારે ન આવી શકે. એટલે તમને મળી આવવાનો આ જ ચોક્કસ સમય ગણાય. ત્યાં થાકયાં હો તો તમે અહીં આવી શકો છો. નડિયાદમાં તમે રહી શકો તે વિષે થોડો શક છે. જે તમે ત્યાં મેળવી રહ્યાં છો તે અહીં ન જ મળે. પણ તમે જેમ રાજી રહો તેમ કરવા ઇચ્છું છું.

મોહનદાસના આશીર્વાદ"

મારા પિતાશ્રીને :

"સુજ્ઞ ભાઈશ્રી,

"આપને લખવાનું ઘણા દિવસ થયાં ધારી મૂકેલું પણ અવકાશ નહોતો મળતો અને કાંઈ વિસ્મૃતિ પણ થયેલી. માફ કરશો.

"ભાઈ મહાદેવને મને સોંપવામાં આપે ભૂલ નથી કરી, એમ કહેવાની રજા લઉં છું. તેના જીવનના વિકાસને સારુ આ અનુભવ જરૂરનો હતો. પૈસો જ હમેશાં બધું સુખ નથી આપતો. ભાઈ મહાદેવને પૈસો સુખ આપે તેવી તેની પ્રકૃતિ નથી. મને ભાસે છે કે જેમ ભાઈ મહાદેવને છે તેમ જ, ચિ. દુર્ગાને થશે. તેને અમૂલ્ય અનુભવો મળ્યાં કરે છે.

"મને તો બંને મળ્યાથી લાભ જ થયા છે. ભાઈ મહાદેવે મને ઘણી ઉપાધિમાંથી મુક્ત કર્યો છે. તેના જેવા ચારિત્ર્યવાન, વિદ્વાન અને પ્રેમી સહાયકની શોધ કરતો હતો. ભાઈ મહાદેવે મારી શોધ સફળ કરી છે. ચિ. દુર્ગાનો એટલો બધો સદુપયોગ કરી શકીશ એમ મને સ્વપ્નામાંયે ન હતું. ઈશ્વરની ગતિ ન્યારી છે.

"આપ તે દંપતીની ફિકર ન કરો ને તેમને પૂર્ણ આશીર્વાદ આપો એ ઇચ્છું છું, ને યાચું છું.

લિ૦ આપનો

મોહનદાસ ગાંધી"

૬-૪-'૧૮ એન. એમ. જોષીએ મુંબઈમાં એવી વાતો કરેલી કે અમારી તપાસનું અને ગાંધીની તપાસનું પરિણામ એક જ છે એમ કહેવાય છે તેનો વિરોધ ગાંધીની શરમે મેં નહીં કરેલો. આ વાત જમનાદાસ તરફથી મળેલી. બેંકરે પણ તેની ઘણી વાતો કરેલી. તે ઉપરથી તેમને નીચે પ્રમાણે પત્ર લખ્યો :

૧ "પ્રિય મિત્ર,

"મે હમણા જ સાભળ્યુ કે તમે મિત્રોને એમ કહો છો કે મે (ગાધીજીએ) જ્યારે એમ કહ્યુ કે આનાવારી પૂરતી તમારી તપાસ અને મારી તપાસનુ પરિણામ એક જ છે, ત્યારે એ વાતનો વિરોધ મારી શરમે તમે ન કર્યો વળી તમે એમ ધારો છો કે હુ લોકોને નાહકના દુખમા નાખુ છુ મે જે સાભળ્યુ છે તે જો સાચુ હોય તો મને બહુ દુખ થાય છે જે ખરુ લાગે તે ક્હેવાનો તમને પૂરો હક્ક છે અને એક મિત્ર પ્રત્યેની તમારી એ ફરજ પણ છે સાર્વજનિક જીવનમા તો એવા સેકડો પ્રસગો ઊભા થાય જ્યારે મિત્રો વચ્ચે મતભેદ હોય છતા તેઓ મિત્રો જ રહે અગલે કૃપા કરીને મને જણાવશો કે ત્યા કમિટી આગળ તમે શુ કહો છો બીજી રીતે પણ મારી તમામ પ્રવૃત્તિ વિશે તમારો શો અભિપ્રાય છે એ જણાવશો તમારો અભિપ્રાય પ્રતિકૂળ હશે અને તે સાથે હું સંમત નહી થાઉ તોપણ તમે કાઈ મનમા લાવશો નહી એ હુ જાણુ છુ આગલી તો મારી વાત માનો જ કે તમારા અભિપ્રાયને હુ યોગ્ય વજન આપીશ

સેવક

મો૦ ક૦ ગાધી

નટરાજનના પત્રનો સુન્દર ઉત્તર આવ્યો તે ઉપરથી કહ્યુ કે આની જ અસર એન એમ જોશીને થશે જોજો

૧૦–૪–'૧૮ હિંદી પ્રચારને માટે ઈંદોર કૉન્ફરન્સમા ભારે કામ થયુ સુદર કાર્યક્રમ રચાયો ત્રીસ હજાર રૂપિયા ભેગા થયા બહાર કામ કરવા જનાર સ્વયંસેવકો પણ તૈયાર થયા છ મદ્રાસીઓને હિદી જ્ઞાન લેવા માટે શિષ્યવૃત્તિઓ આપવાની નિવેદનપત્રિકા વર્તમાનપત્રોમા બહાર પાડી તેના ઉત્તરમા ભાઈ અણ્ણાનો પત્ર આવ્યો કે "હું ગોમતી અને મારા એક સાથી હિદી જ્ઞાન લઈ હિદીના પ્રચાર માટે યોગ્ય બનવાની આ તક લેવાને માટે ઇન્તેજાર છીએ' આનો ઉત્તર આપ્યો ખૂબ ઉતાવળમા હતા છતા આને ઉત્તર બે લીટી પણ મારે આપવો જોઈએ એમ કહી બહાર જતા જતા લખી નાખ્યો

"ભાઈશ્રી અણ્ણા

"તમારા કાગળથી હુ તો ખુશ ખુશ થઈ ગયો છુ તમે મને ભૂલતા જ નથી, એ મારે સારુ તો ભારે આશ્ચર્ય થઈ રહ્યુ છે તમે, ગોમતીબ્હેન અને

ત્રીજા તમારી પસંદગીના, આથી વિશેષ શું જોઈએ? બીજું બધું ભાઈ મહાદેવ તમને લખશે

મોહનદાસના વંદેમાતરમ્"

તરત હનમતરાવને પણ નીચે પ્રમાણે પત્ર લખ્યો

¶ "ભાઈશ્રી હનમતરાવ,

"હિન્દીની બાબતમાં શાસ્ત્રિયાર જો મારા જ વિચારના થાય તો તમારે વિષે હું એમ ઇચ્છું કે મારી અપીલના જવાબમાં હિન્દી શીખનાર તરીકે તમે તમારું નામ આપો અને મારા તરફથી બે બીજા તેલુગુઓને પણ તમે પસંદ કરો મને ત્રણ તામિલ તો મળી ગયા છે

એ જ દિવસે બુધવાર પેઠ પૂનાથી ડૉ નાયકનો એક તાર આવ્યો

¶ "અહીં હિન્દી વર્ગ ઊઘડવાની જાહેરાત નામદાર કામતના પ્રમુખપણા નીચે જાહેર સભામાં ૧૧મીએ કરીએ છીએ તમારા આશીર્વાદ માટે વિનતી"

જવાબ માટે તેમણે આઠ આના ભરેલા હતા બાપુ બહુ ખુશ થઈ ગયા અને તેમને નીચે પ્રમાણે લંબાણથી તાર કર્યો

¶ "તમારા પ્રયાસને સંપૂર્ણ યશ ઇચ્છું છું મારી ખાતરી છે કે મહારાષ્ટ્ર, તેણે બીજી ઘણી બાબતોમાં કર્યું છે તેમ રાષ્ટ્રભાષા તરીકે હિન્દીને અપનાવવામાં આગેવાની લેશે અને એમ કરીને અંગ્રેજીના વાપરને લીધે દેશની પારાવાર શક્તિનો જે દુર્વ્યય થઈ રહ્યો છે તે રાષ્ટ્રને માટે બચાવશે"

પોલાકને કાગળ લખ્યો

¶ "પ્રિય હેનરી,

"હું તમને નિયમિત લખી શકતો નથી લખવાનો મને વખત પણ નથી અને શક્તિ પણ નથી હું હમણાં એટલાં નવાં નવાં રચનાત્મક કામ ઉપાડી રહ્યો છું કે દિવસને અંતે થાકીને લોથ થઈ જાઉં છું અને બીજું કશું કામ કરવાની શક્તિ રહેતી નથી લખવું, ભાષણો આપવાં, અને વાતો કરવી એ પણ મારે માટે કષ્ટદાયક છે હું કેવળ ચિંતન કરવા માગું છું સત્યાગ્રહની લડતો ચાલતી હોય ત્યારે એ બહુ વેદનામય હોય છે અલબત્ત, એ વેદના ઉન્નતિકર હોય છે મને લાગે છે કે પ્રસૂતિની પીડા કંઈક એવી જ હશે

"હું ભાઈ દેસાઈને કહું છું કે તમને વિગતવાર કાગળ લખે'

પરમ દિવસે નગરાજનને લખેલા પત્રનો નીચે પ્રમાણે ઉત્તર આવ્યો હતો બાપુ બહુ ખુશ થયા હતા

¶ "ભાઈશ્રી ગાંધી,

"મારી સાથે ઝઘડો કરતા તમારા માયાળુ અને પ્રેમપૂર્ણ પત્રની મારા ઉપર બહુ ઊંડી અસર થઈ છે. હું કહેવાની હિંમત કરું છું કે 'ક્રિૉર્મર'ના ગયા અંકમા ખેડાની પરિસ્થિતિ વિષે મેં બીજો એક લેખ લખ્યો છે તે ઉપરથી મારા દૃષ્ટિબિંદુની વધારે સાચી કદર તમે કરી શકશો હું એ વસ્તુની ના પાડતો જ નથી કે પાક નિષ્ફળ જવાને લીધે જિલ્લાના ગરીબ ખેડૂતોને ખૂબ સખત હાડમારી ભોગવવી પડી છે હું એમ પણ નથી કહેતો કે સરકારે અથવા તો આગેવાન લોકોએ તેમને રાહત આપવાને માટે કરવું જોઈએ તે બધું કર્યું છે મને એમ પણ લાગે છે કે સ્વતંત્ર જાહેર તપાસ માટે મજબૂત કેસ સાબિત થયો છે આવી તપાસ સરકારે કરાવવી જોઈએ અને એ તપાસનું પરિણામ આવે ત્યા સુધી મહેસૂલ વસૂલ કરવાનુ મુલતવી રાખવું જોઈએ આ બધી બાબતોમા તમારી સાથે હું સોએ સો ટકા મળતો છુ

"પણ તમારી સાથે મળતા નહી થવાનું મારું કમનસીબ એ બાબતમા છે કે ખેડૂતોને મહેસૂલ નહીં ભરવાની સલાહ આપવાનું મને ડહાપણભરેલું લાગતું નથી જે ખેડૂત પાસે કાંઈ જ ન રહ્યું હોય તે જરૂર તેનું મહેસૂલ ન ભરે તેની અશક્તિને લીધે મહેસૂલ ભરવાની ફરજમાથી તે મુક્ત થાય છે કોઈ પણ માણસને જે તેનાથી બની શકે એવું ન હોય તે કરવાની ફરજ પાડી શકાય નહીં. પણ સત્યાગ્રહનો માર્ગ તો એ લોકો લઈ રહ્યા છે જેઓ મહેસૂલ ભરી શકે એમ છે, છતા ભરવાની ના પાડે છે કારણ તેઓ એમ માને છે કે તેમની પાસેથી મહેસૂલ વસૂલ કરવાનો સરકારને હક નથી તમે પૂછો છો કે રાહતની વિનંતી કરતી હજારો સભાઓનો શો ઉપયોગ? જ્યારે લોકોને એમ કહીએ કે બંધારણપૂર્વક ચળવળ અમે ચલાવીએ છીએ તે દરમિયાન તમારા ઝાડઝાખર, ઢોરઢાખર અને ઘરેણાગાંઠા જાય તે તમે શાન્તિથી જોઈ રહો આનો અર્થ એમ નથી થતો કે જ્યારે કોઈને કશું સહન કરવાનું ન હોય ત્યારે જ બંધારણપૂર્વકની ચળવળની ભલામણ કરી શકાય? આ ઉપરાંત મેં ઘણી વાર એમ કહેવાતું સાંભળ્યું છે કે સત્યાગ્રહની હિમાયત કરનારાઓનો કેસ એવો નથી કે લોકો અથવા તો તેમનામાના ઘણા મહેસૂલ ભરવાની શક્તિ ધરાવતા નથી તેમનો કેસ તો એવો છે કે નિયમ પ્રમાણે ખેડૂતો મુલતવીના હક્દાર છે અને એ મુલતવી નથી આપવામા આવતી તે માટે, નહીં કે મહેસૂલ ભરવાનું કશું સાધન તેમની પાસે નથી તે માટે, તેઓ મહેસૂલ ભરવાની નાં પાડે છે સરકાર કહે છે કે પાક એટલો બધો નિષ્ફળ નથી ગયો જેથી મુલતવી આપવી જોઈએ થોડા ગામડામા પાક બિલકુલ નિષ્ફળ ગયો છે ખરો અને ત્યા તો મુલતવી આપવામા આવી જ છે એમ બહુ સંભવિત છે કે સરકારે નિષ્ફળતાનું પ્રમાણ

બહુ ઓછુ આ યુ હોય બીજી તરફથી એ પણ સભવિત છે કે લોકો તરફથી તે વવારેપડતું આકનામા આવ્યુ હોય તમારી પાસેથી એ વસ્તુ હું છુપાવવા નથી ઇચ્છતો કે શ્રી દેવધરની તપાસના પરિણામ ઉપરથી મારા ઉપર તેમ જ બીજા કેટલાક ઉપર એવી છાપ પડી છે જેથી ફરીને આવી અતિશયતાની શકયતા બાજુએ રાખવાનું અમારે માટે અશકય બન્યુ છે ગમે તેમ હોય, મે ઉપર કહ્યુ છે તેમ અને મારા લેખમા પણ એમ જણાયુ છે કે સ્વતત્ર તપાસને માટે આ કેસમા પૂરતા કારણો છે આપણે આવી તપાસ માટે ખૂબ દબાણ લાવવુ જોઈએ સ્થાનિક સરકાર બરાબર જવાબ ન આપે તો આપણે પાર્લમેન્ટ પાસે ઇગ્લડ પહોચીએ આપણે આખા હિન્દુસ્તાનનો લોકમત જાગ્રત કરીએ અને એનુ દબાણ સરકાર ઉપર લાવીએ મને ખાતરી છે કે એમા આપણને યશ મળે જ દરમિયાન ગરીબ ખેડૂતોને રાહત આપવાને માટે અને તેઓ ભૂખે ન મરે તે માટે આપણે ફડ ઊભુ કરીએ મારા વિચારોની ઉતાવળમા આપેલી આ રૂપરેખા છે ગયા અઠવાડિયાના 'રિફોર્મર'ના લેખમા આ વિચારો મે વધારે ખીલવ્યા છે એ અકની એક નકલ આ સાથે મોકલું છુ "

| | |
|---|---|
| | આજે પ્રૅટને મળ્યા તેમની સાથે ખૂબ વાતો કરી તેમને કહી આવ્યા કે હું રાજા હોઉં તો જરૂર લોકોની બેવકૂફીભરેલી માગણી |
| ૧૧–૪–'૧૮ | હોય, પણ સમસ્ત લોકની હોય તો એક વાર તો આપી દઉં |

* * *

બપોરે ચાલ્યા 'નાવલી' તરફ ગાડીમાં કાગળો વાચ્યા દુર્ગાનો, મારા બાપુજીનો, મળનતરામનો અને પૅટ્રિક ગેડીઝનો લોકસાહિત્ય અને લોકગીતના જલસાઓ કરવાની તેની સૂચના મને વઢવાણ જવાનુ કહેલુ તે માડી વાળ્યુ વલ્લભભાઈએ ઝીણાની વાત કરી બે કલાક બેઠા છતા ઝીણાસાહેબ વાત કરવાને નવરા નહી થઈ શકયા "આ આપણા 'સ્વાતત્ર્યના મૅઝિની' કહેવાય ! અને વળી તમે સર્ટિફિકેટ આપેલુ,' એવા ઉદ્દગાર કાઢ્યા

સરોજિનીદેવી વિષે થોડો વાતો કરે છે તે સબધમા બાપુ બોલ્યા

"મે તો એની પવિત્રતા વિષે જ ઉદ્દગારો કાઢ્યા છે અને મે એના સબધે જે કાઈ કહ્યુ છે તેમાથી કઈ ખેચી લેવાપણું નથી રહેતું એ બાઈમા મે એટલું બધુ બળ અને તેજ જોયુ છે કે એના ચારિત્ર વિષે તો કોઈ શકા લાવી શકે જ નહી - એ બાઈમા કેટલીક ખોડો છે, ભાષણો કરવાની, ધમાલ

કરવાની ૯૦ પણ એ એનું જાહેર જીવન, એનો ખોરાક છે. મેં તો એને એક વાર કહેલું કે આ તમે છોડી કેમ નથી દેતાં? તો એણે મને કહેલુ કે હું તો એ વિના મરી જાઉં. મને આ તદ્દન સાચું લાગેલું જાહેર જીવનનો જોમ એનાથી એને ચઢે છે એ મોજીલી છે, છપ્પન ભોગ ખાવાનુ મન થાય, કરોડાધિપતિની દીકરી નથી, પણ કરોડાધિપતિની દીકરીના જેવો એશઆરામ એણે ભોગવ્યો છે, એટલે એ છોડી શકતી નથી એ સાદાઈને, દુખ ભોગવવાનું ભાષણ કરી આવે અને તરત છપ્પન ભોગ ભોગવવા બેએ પણ મને ખાતરી છે કે મારા જેવો માણસ મળે તો તે ભોગને આવા મૂકે. એ બાઈ જ એવી છે મે એને પહેલી જોઈ ત્યારે મને એમ થઈ ગયુ કે, 'આ બાઈ સાથે તે કેમ કામ લેવાય?' આશ્રમમા આવેની ત્યારે એક જ વાર હું એને આશ્રમનો ખોરાક આપી શકેલો. ઇંગ્લંડમા હું જમીન ઉપર ખાલી શેતરંજી ઉપર બેસી કામ કરતો — અનાથ આશ્રમમાં તો તમે ગાદીતકિયા આપો છો પણ ત્યાં ગાદીતકિયા નહોતા ત્યારે એક દિવસ અચાનક આવી, હું ખાતો હતો તેમાંથી લઈને ખાવા લાગી એની પાસેથી તો એની વાત કઢાવાય જ શી રીતે? પછી તો હું એને સીના સવાલો પૂછવા લાગ્યો 'તમારું ગૃહજીવન કેવું? તમે સૂઓ ક્યારે, ઊઠો ક્યારે?' તેના ઉત્તરમાં તેણે કહેલુ 'આઠ વાગ્યે ઊઠું'. છોકરાંઓ તો ઊઠેલાં જ હોય અગાઉથી, તેઓ નાનામોટાં બધાં મારી પથારીમાં આવીને મને ખૂબ ખૂંદે' આ કેવી સ્થિતિ કહેવાય? આના કરતા ભારે માનો પ્રેમ કયો હોઈ શકે? હૈદરાબાદમાં પણ શું? — છોકરાઓની જોડે એનો કેવો સંબંધ? — એના ઉપર છોકરાં કાગળો લખે તે કેવાં? એના છોકરાં ઉપરના કાગળો કેવા? મેં જોયુ છે કે એણે છોકરાંઓને અનેક વાતોનું જ્ઞાન આપ્યુ છે. કેવું એનું શરાતન? ઇંગ્લંડમાં મારી આરવાર ટુકડી (ઍમ્બ્યુલન્સ કોર) સાવ તૂટી ગઈ ત્યા સુધી મારી સાથે એકલી એ રહેલી. મારા કહેવાથી વિલાયતમા ટુકડીના વૉલંટિયરોને હિંદુસ્તાનીમા ભાષણ આપેલુ. એ કેવી સમજી ગઈ છે મારી સ્થિતિ? મે એને સમજાવી કે દેશની ખાતર પણ તમારે તમારો અંગ્રેજીના શોખનો ભોગ આપવો જોઈએ. એ ઘૂંટડો એને તુરત ઊતરી ગયો અને કહ્યુ 'તારી વાત સાચી' એ બાઈ હિંદુસ્તાનને માટે જ જીવી રહી છે, પોતાની બોલવાની અને લખવાની અદ્ભુત શક્તિ હિંદુસ્તાન માટે જ ખર્ચી રહી છે હા, એનામાં માયરિયાજી જેવાને અમર્યાદ લાગે એવું વર્તન હોય, ટોળટપ્પા કરે, મસ્તી પણ કરે, પણ મને લાગે છે કે એ તો એને માફક જ હોય હું એના પતિને ઓળખુ છુ, શરો માણસ છે, એણે એને સંપૂર્ણ સ્વતંત્રતા આપી છે. બને વચ્ચે શુદ્ધ પ્રેમ છે. મને લાગે છે કે એના વર્તનમાં કશુ ગુપ્ત નથી. એ જ એની શુદ્ધિ પુરવાર કરે છે મેં તો એ બાઈને ખૂબ તપસી છે અને આટલું હું ખાતરીથી

કહી શકું છું. હા, ખોડો એનામાં છે. અતિશયતા ગમે તેમાં વાપરી દે. મારે વિષે જે એણે લખ્યું છે તે માટે મેં એને ખૂબ ઠપકો દીધેલો. મેં એને કહેલું કે તેં મારું અપમાન કીધેલું છે. તું આવા શબ્દો મારે માટે ન લખી શકે. પણ એનો તો સ્વભાવ જ છે કે જે વરના માફામાં બેસીને જતી હોય તે વરનાં ગીતો ગાય. આટલું બાદ કરીએ તો હિંદુસ્તાનને માટે જ જીવી રહેલી બીજી બાઈ કોણ છે?"

ટ્રેનમાંથી ઊતરી રથમાં બેઠા. વડોદ ગામના લોકોનો ઉત્સાહ અપૂર્વ હતો. મંડપ સુંદર રચ્યો હતો. ખૂબ હરખથી વાજતેગાજતે લઈ ગયેલા.

વાતવાતમાં બાપુ કહે: "જર્મની અહીંના કિનારા પર આવે તો કેવો અમૂલ્ય અવસર છે! હથિયાર વિનાના આપણી સામે તો લડે

૧૨-૪-'૧૮ નહીં અને આપણે એમનુ કહેલું માનીએ નહીં."

નડિયાદમાં કમિશનરની જંગી સભા. એક પછી એક લોકોએ બેધડક થઈને કહ્યું કે અમે તો પ્રતિજ્ઞા પાળવાના જ, કદી છોડવાના નથી. કલેક્ટર, કમિશનર વગેરેના દેખતાં તે જ સભામાં ગાંધીજીના જયનાદ ગવાયા. કમિશનરના શબ્દોમાં મીઠાશ હતી, અમલદારનો મિજાજ ન હતો. "ગાંધી મારા મિત્ર છે, એ પવિત્ર આત્મા છે, મોટા સંન્યાસી છે; પણ સંન્યાસી તમને આવી બાબતમાં સલાહ નથી આપી શકતા." એણે જે ઠંડા તોરથી વાત કરી, એ અત્યાર સુધીની આપણી વર્તણુકનું પરિણામ છે.

ગઈ કાલની ટપાલમાં કેટલાક ભારે કાગળો હતા. એક બળવંતરાય ઠાકોરનો અને બીજો પૅટ્રિક ગેડિઝનો. પૅટ્રિક ગેડિઝના પત્રના મુખ્ય મુદ્દાઓ:

¶ ૧. પરિષદ સાચે જ સંપૂર્ણ રીતે ઇંગ્લિશ (અંગ્રેજી ઢબની) હતી. તેમાં યોગ્ય માણસોએ યોગ્ય છટાથી અને યોગ્ય પ્રતીતિ સાથે પ્રસંગને શોભાવે એવાં ભાષણો કર્યાં.

૨. અહીંની કોઈ મોટી સાર્વજનિક પરિષદે હજી સુધી અંગ્રેજો પાસે સાચું શું શીખવાનું છે તેનો વિચાર જ કર્યો નથી. ત્યાં તો એવન નદીને કાંઠે સ્ટ્રૅટ્ફર્ડમાં શેક્સપિયરનાં નાટકો ભજવાય છે. તમારી નાટકશાળાઓ આવી બાબતમાં નિષ્ક્રિય છે. તુલસીદાસનું નામનિશાન નથી.

૩. પશ્ચિમના દાખલા અને પદ્ધતિઓ ઉપરથી એના જેવું કેમ કરતા નથી? વેલ્સમાં દર વર્ષે એક મોટો જલસો થાય છે. ગયાની પહેલાંના જલસામાં હું હાજર હતો. ત્યાં મેં લૉર્ડ જ્યૉર્જને તેના પૂરા બહારમાં, તેની અગ્નિ ઝરતી વાણીમાં બોલતો સાંભળ્યો, કારણ તે પોતાની માતૃભાષા વેલ્સમાં બોલતો હતો. તેણે કહ્યું: અહીં હું ગાવા આવ્યો છું.

૪ તેમના મડપમા જુદા જુદા મડળો માટે વિભાગ પાડ્યા હતા વૃન્દ સગીતમા દરેક પ્રકારના સૂરવાળા મેડળો હતા

૫ આયરિશ લેકો પોતાની ભાષાને સજીવન કરી રહ્યા છે. તેમાથી તમને કેટનાક મુદ્દા મળી રહે દાખલા તરીકે લામી છૂટીના દિવસોમા તેઓ નાના નાના સમેલનો ગોઠવે છે

૬ પ્રોવેન્સનો દાખલો લો તેમના મહાકવિ મિસ્ટ્રાનને એ લેકો પૂજે છે સ્વીડ લેકોએ વૃદ્ધ મિસ્ટ્રાનને નોબેલ પ્રાઈઝ આપ્યુ, ત્યારે એ પૈસામાથી તેણે પ્રોવેન્સનુ સગ્રહસ્થાન બાધ્યુ એ સગ્રહસ્થાન કેવળ કાચના કબાટમા મૂકેલી શોભાની વસ્તુઓનુ નહોતુ

૭ ડેન્માર્કમા એક બિશપે અને એક ગૃહસ્થે ભેગા મળીને તેમના યુવાનો અને યુવતીઓને સગીન કેળવણી આપવાની યોજના કરી તેમા લખતા વાચતા શીખવવાનુ નહોતુ પણ ખેતી અને ગોપાલનની તાલીમ અપાતી તે ઉપરાત લોકગીતો અને લોકવાર્તાઓ શીખવવામા આવતા

૮ તમારે પણ તમારી સભાઓ માટે અત્યારે ઊભા કરવામા આવે છે એવા રેડિયાળ મડપો — જેમા બધાને અવાજ પહોચે એવી કશી વ્યવસ્થા હોતી નથી — ન રાખવા જોઈએ પણ તમારી મોટી સભાઓ અને તમારી નાટક શાળાઓ ખુલ્લા મેદાનમા હોવી જોઈએ પહેલા ગ્રીક લોકો એમ જ કરતા અને એની મારફત જ એમણે પોતાની ભાષા અને સાહિત્ય ખી વ્યા હતા

૯ હિન્દી અને ઉર્દૂને એક કરી નાખવાની ચળવળ જોરથી ઉપાડો એ સેકસન અને ફ્રેન્ચ શબ્દભડોળાને એક કરવા જેવુ છે અગ્રેજોએ આ રીતે બન્ને માથી ગુણ ગ્રહણ કર્યા છે જર્મન કુટુબની ભાષાઓનું ઘરેલુ સોસરાપણું અને જોમ અને તેની સાથે શિષ્ટ સાહિત્યની નવી ચોકસાઈ અને નવુ ગૌરવ તેને મળ્યા તમે પણ આવતી પરિષદમા ઉર્દૂ અને હિન્દીના સયોગ માટે ઇનામો આપીને, નિબધો અને કાવ્યો ન લખાવી શકો ?*

આને નીચે પ્રમાણે ઉત્તર આપ્યો

"પ્રિય પ્રોફેસર ગેડિઝ,

"તમારા મજુ માયાળુ પત્ર માટે સાચે જ હું આભારી છુ પશ્ચિમની અમે હલકી નકલ કરીએ છીએ તે માટે મને જેટલું દુખ થાય છે તેટલું બીજાને નહી થતું હોય મારે તો પશ્ચિમ પાસેથી ઘણુંયે લેવુ છે, પણ કશુ વગર વિચાર્યે લેવુ નથી ઇંદોરના જેવા જલસામાં હુ ભાગ લઉં છુ કારણ મારે તો લોક હૃદયને પહોચીને તેના ઉપર અસર પાડવી છે અને તેને ગની શકે તેટલું

*આ સૂચનાઓ ઇંદોરમા ભરાયેલા હિંદી સાહિત્ય સમેલનને અનુલક્ષીને છે

ભૌતિકવાદની અસરમાંથી છોડાવવું છે. દેશી ભાષાઓના પ્રશ્નમાં એક બાજુ આર્થિક છે અને બીજી બાજુ ધાર્મિક છે. હું લોકો આગળ ધાર્મિક બાજુ મૂકવાનો પ્રયત્ન કરી રહ્યો છું. હું મારા શ્રોતાઓને ધાર્મિક બાજુનો કેટલો રસ લગાડી શકયો છું તે ઉપરથી પરિષદની ફતેહનું માપ કાઢવું જોઈએ.

"ગયે વર્ષે અમારી કૉંગ્રેસ માટે મંડપ કાઢી નખાવવાનો મેં પ્રયત્ન કર્યો હતો અને સૂચવ્યું હતુ કે માત્ર સવારના વખતમાં મેદાનમાં સભા થાય. એ હિંદી પદ્ધતિ ગણાય અને તે ઉત્તમ છે. ખુલ્લી અર્ધગોળાકાર નાટકશાળા (એમ્ફીથિયેટર) તે એના જ ઉપર સુધારો છે કે કેમ તે હું જાણવા ઇચ્છું છું. મારો આદર્શ તો એ છે કે ઝાડ નીચે ઊભા રહીને લોકો આગળ બોલીએ. હજારો અથવા લાખો લોકો હોય તેમને અવાજ ન પહોંચી શકે તેનીયે હું તો દરકાર કરું નહીં. લોકો કાંઈ સાંભળવાને નહીં પણ જોવાને આવે છે. અને આપણે કલ્પના કરી શકીએ તે કરતાં તેઓ વધારે જોઈ જાય છે. એમ્ફીથિયેટરમાં જગ્યાની મર્યાદા તો આવી જ જાય છે. ખરી ખૂબી તો એમાં રહેલી છે કે અસંખ્ય લોકો ત્યાં આવી શકે અને છતાં બધું કામ બિલકુલ વ્યવસ્થિત ચાલે. જૂના વખતના વાર્ષિક મેળા આવા થતા હતા. અત્યારના નવા સામાજિક અને રાજકીય જીવનમાં ધાર્મિક તત્ત્વ તમે ઉમેરો એટલે સંપૂર્ણ વસ્તુ તમને મળી રહેશે, જેની મારફત બરાબર કામ લઈ શકાય.

"પણ આ બધું હું તમને શું કામ લખું? આપણે બન્ને ખૂબ કામમાં પરોવાયેલા છીએ. પશ્ચિમના દુષ્ટ વાયરાએ આપણને ઘેરી લીધા છે. સનાતન સ્વરૂપની વસ્તુઓ માટે આપણી પાસે નવરાશ નથી. આપણે માટે વધારેમાં વધારે કહી શકાય તો તે એટલું જ છે કે આપણે સનાતનની ઝંખના કરીએ છીએ. જોકે આપણી પ્રવૃત્તિ તો આપણા એ દાવાને જૂઠો પાડે છે.

"તમારો કાગળ મૂલ્યવાન ધન છે. એનો હું જાહેર ઉપયોગ કરું?

"સસ્તાં છતાં ટકાઉ ઘર કેમ બાંધી શકાય એ તમે મને જણાવશો? છેક પાયાથી તે છાપરા સુધીની બધી વિગત જોઈએ.

સેવક

મો૦ ક૦ ગાંધી"

બાપુનો એક ઉદ્‌ગાર:

"કોઈ અંગ્રેજને મેં એવો જાણ્યો નથી કે આવતી કાલે શું મળશે એમ જેને થાય."

ત્યારે તો તેઓ યોગી છે એમ મને (મહાદેવને) થયેલું. આપણી પ્રજા દીન છે.

બળવંતરાય ઠાકોરના પત્રના મુદ્દા :

૧. 'ઇન્ડિયન સોશિયલ રિફૉર્મર'માં ખેડાની પરિસ્થિતિ ઉપર જે અગ્રલેખ છે તેમાંના કમિટી સિવાયના બધા મુદ્દા ઠીક લાગે છે એટલું જ નહીં પણ અત્યંત નરમાશથી રજૂ થયેલા લાગે છે.

૨. આપણામાં વધારે ઉત્પાદન કરવાનું કૌશલ્ય નથી.

૩. મુલતવી અને માફીના ધોરણને ઝડપી, સ્વયંચાલક અને ઠીક ઠીક આધારપાત્ર બનાવવાનો પ્રશ્ન મોટો છે.

૪. મહેસૂલખાતાં જેવાં અડાબીડ ખાતાંઓની રચનાઓની મહાભારત જાળ શાખાપ્રશાખાયુક્ત અને સીધાં તેમ આડકતરાં અનેકાનેક સારાંમાઠાં પરિણામો ઉપજાવનારી હોય છે. ઘરડા દરદીનો રોગ મટાડવાને જેમ શસ્ત્રપ્રયોગ ન યોજાય, ગર્ભવતી સ્ત્રીને જેમ આકરી દવા ન અપાય તેમ આવાં ખાતાંનો સુધારો પણ તાત્કાલિક કે જલદ ઉપાય વડે શક્ય નથી.

૫. સામાન્ય જેયાજ્યના લોભિયા પુરુષો, દ્વેષ કેળવવામાં દેશસેવા થાય છે એમ માનનારા પુરુષો, લોકપ્રિયતા અને ધાંધલના ભૂખ્યા પુરુષો એ પ્રમાણે વર્તે. તમે કોઈ હિલચાલ ઉપાડો છો તે ધર્મબુદ્ધિથી જ ઉપાડો છો. આરંભ કરતાં કંઈ ભૂલ થઈ હોય તો તે જણાય કે તુરત સ્પષ્ટ કબૂલ કરતાં અને તમારી પ્રવૃત્તિનું રૂપ ફેરવતાં તમે કદી અચકાયા નથી: એટલે ખેડા પ્રકરણને લગતી તમારી પ્રવૃત્તિ મારાથી સમજાતી નથી.

આનો જવાબ:

"ભાઈશ્રી બળવંતરાયજી,

"તમારો પત્ર મળ્યો. એ તમારી મારા પ્રત્યેની પ્રીતિ સૂચવે છે. હું આભારી થયો છું. ભાઈ નટરાજને ઉતાવળે અભિપ્રાય બાંધ્યો છે એમ મેં તેમને જણાવી દીધું છે. તમારી દલીલોના રદિયા આપવા કરતાં હું સત્યાગ્રહ કોને કહું છું તે સમજાવી જાઉં. જોકે હું 'પૅસિવ રિઝિસ્ટન્સ' શબ્દો વાપરું છું પણ તે મારા આશયસૂચક શબ્દો નથી. અંગ્રેજી 'પૅસિવ રિઝિસ્ટન્સ'ને ભૂલી જજો. જે કાયદાને વશ થઈને આપણે કુટુંબમાં વર્તીએ છીએ તે કાયદો રાજપ્રકરણી વિષયોમાં લાગુ પાડું છું. હિંદુસ્તાનમાં હું જોઉં છું કે લોકો ભયને વશ વર્તે છે, ભયથી સાચું નથી બોલતા, સરકારને છેતરે છે ને પોતાને છેતરે છે. નાનામાં નાનો પોલીસ અમલદાર મોટા ધનાઢ્યની લાજ લૂંટી શકે છે. આ સ્થિતિમાંથી મુક્તિ મેળવવી એ બધા આગેવાનોનો ધર્મ સમજું છું. અમલદાર વર્ગ પ્રજાને ગાંઠતા નથી. પોતાના કામને ઈશ્વરી હુકમરૂપે જુએ છે. તેની સામે ન જ થવાય એમ તેઓ માને છે. આ માન્યતામાંથી તેઓને મુક્ત કરવામાં

તેઓની સેવા છે અને તેથી રાજ્યની સેવા છે. એટલે જ્યાં જ્યાં લોકોને ભયથી અન્યાયને વશ થતા જોઉં છું ત્યાં ત્યાં લોકોને સલાહ આપું છું કે જબરીથી મુકાયેલાં દુઃખોમાંથી છૂટવાનો રસ્તો જ્ઞાનપૂર્વક દુઃખ વેઠવું એ છે આ સત્યાગ્રહ છે. દુઃખોમાંથી છૂટવાને દુઃખ દેવું એ દુરાગ્રહ છે, પશુબળ છે. બળદને દુઃખ થાય ત્યારે તે લાત કે પાટુ મારે છે. મનુષ્યને દુઃખ થાય ત્યારે તેણે આત્મબળ વાપરી દુઃખનું નિવારણ કરતાં દુઃખ વહોરી લેવું.

"ખેડા જિલ્લાની રૈયત ઉપર આ વેળા જ દાવાનળ આવ્યો એમ નથી. અગાઉ ઘણું સહન કર્યું છે. આમ બૈરાંઓ પણ મારી સ્ત્રીની સાથે વાતો કરે છે. આ વેળાએ મહેસૂલનું દુઃખ તેઓએ જણાવ્યું. જો મહેસૂલ ભરે તો મરજીથી નહીં પણ બીકથી. તેમાં ઘણાઓએ પોતાનાં ઢોર વેચવાં રહ્યાં, અથવા અમૂલ્ય ઝાડો કાપવા રહ્યાં. આ દુઃખ આપણે કેમ જોઈ શકીએ? મેં તે સગી આંખે જોયું. આનું નિવારણ શું? અરજીઓ કરું? તે તો કરી. નટરાજન કહે છે વાઈસરૉય પાસે જાઓ, ઇંગ્લંડ જાઓ. આમાં રૈયતને શી રાહત? દરમ્યાન ઝાડો કપાઈ જાય અને પૈસા ભરાઈ જાય. પછી પોકાર શો કરવો? સમજવાનું છે કે આ લડત કાયદો બદલાવવાની નથી, પણ કાયદાના અમલની સામે છે. ગુનેગાર ફાંસીએ ચડી જાય પછી અપીલ શા? આવા તો કેટલાય નિર્દોષ માણસો ફાંસીએ ચડી ગયા છે ને તે આપણી ગફલતથી. આપણી પાસે એ જ ઉપાય હતા. કર લેવા આવે તેને ડંડો મારીને હઠાવી દેવો અથવા તો તેને વિનયપૂર્વક કહેવું કે અમે કર નથી ભરવાના. છતાં લઈ તો જશે, પછી મેં શો બચાવ કર્યો? એવો સવાલ તો તમને નહીં ઊઠે? ઊઠે તો શરૂઆતમાં જ મેં તેનો ઉત્તર આપી દીધો છે.

"આ લડતમાં અનાયાસે લોકોને ધર્મની, નીતિની, સંપની, સત્યની અને અહિંસાની તાલીમ મળે છે. સરકારને પ્રજામતને માન આપવાની તાલીમ મળે છે. દ્વેષભાવને અવકાશ જ નથી. સરકારને દબાવીને દાદ નથી લેવી. તેની ન્યાયવૃત્તિ જાગ્રત કરીને લેવી છે. પરિણામ કુશળ છે. અંતમાં આત્માનો વિકાસ જ છે. લોક નબળા હોવાથી પડશે તોય શું? તપેલું તપ નાબૂદ થાય જ નહીં. પડયા તે ચડવાને સારુ.

नेहाभिक्रमनाशोऽस्ति, प्रत्यवायो न विद्यते ।
स्वल्पमप्यस्यधर्मस्य त्रायते महतोभयात् ॥

"ગૂંચવાડો હજુ રહે તો પૂછશોજી.

મોહનદાસના વંદેમાતરમ્"

આજે દેવદાસના પત્રનો ઉત્તર આ યો  દેવદાસે અગાઉ એક પત્રમા ઉપવાસ સબધી એક પ્રીતિથી ઊભરાતો ઉપાલભ આપેલો, તેને જવાબ

' ચિ દેવદાસ

"તમારો મગળ મળ્યો હુ તમને લખી ચૂક્યો છુ તે મળ્યો હશે તમારી તબિયતના ખબર તમે નથી આપ્યા બહેનની ચાકરી કરી રહ્યા છો એ તો મને અતિશય સરસ લાગે છે શાસ્ત્રોમા આપણે વાચીએ છીએ કે શિષ્ય ગુરુને સારુ મેવા કરવા નીકળી પડતા એ જેવી મધુર ભાષામા મુકાયુ છે એવુ મનોહર અને સ્વાભાવિક તમારુ વાક્ય છે આ તમારી સેવા તમને કેટલે ઊચે સ્થળે લઈ જશે તેનુ માપ હુ તો નથી કરી શકતો

"મે પાત્રીસ ટકા એક દિવસથી વધારેને સારુ ન લીધા તેનુ રહસ્ય સમજવુ તો સહેલુ છે માગેથી વધારે તણાય જ નહી માલિકોએ મજૂરોના મક્કમપણાને લીધે નથી આપ્યા, પણ મારા ઉપવાસને લીધે આપ્યા છે એમ તેઓ હજી માને છે જો હુ વધારે માગત તો તો મે અત્યાચાર કર્યો ગણાત હુ વધારે માગી શકવાની સ્થિતિમા હતો ત્યારે મે ઓછામા ઓછુ લીવુ, એ મારી સરળતા મારી નમ્રતા અને મારી વિવેકબુદ્ધિ સૂચવે છે ઉપવાસ ન કર્યો હોત તો મજૂરો પડવાના જ હતા ઉપવાસથી જ ટકયા આવી ટેકને સારુ ઓછામા ઓછી માગણી જ યોગ્ય ગણાય આવી ટેકના અક્ષરાર્થ પળાય તે પળાયો અને મારા ઉપવાસમા જે દોષો હતા તે દોષો મારી ઓછામા ઓછી માગણીથી હળવા — ઘણા હળવા થયા ઉપવાસનુ રહસ્ય એસ્થરબહેન ખૂબ સમજ્યા તેમણે એક બાઈબલનુ વાકય તારમા મોકલ્યુ તેનો અર્થ આ છે 'પોતાનો જાન પોતાના મિત્રને સારુ આપે તેના કરતા વધારે પ્રેમ માણસ બતાવી શકતો નથી' મારો એ ઉપવાસ એ મારુ હજુ સુધીમા મોટામા મોટુ કાર્ય હુ ગણુ છુ એ ઉપવાસ વેળાએ મે જે શાતિ ભોગવી તે અલૌકિક હતી

'અમદાવાદના કાર્યમા જે આનદ મને મળતો હતો તે અહીં નથી મળી શકતો મનમા ઉદ્વેગ રહ્યા કરે છે અને તરગો આવ્યા કરે છે લોકો રહસ્ય બરાબર સમજ્યા એમ ઘણી વેળા જોઉ છુ કોઈ વેળા નથી સમજ્યા એવો આભાસ આવી જાય છે, તેથી કાયરતાઉ છુ કામ તો સરસ જ થઈ રહ્યુ છે પણ હવે મન થાક્યુ છે મહમદઅલીની લડતનો બોજો મને ક્ચરી નાખે છે ઉપાડ્યે જ જૂઉ છુ છે ઈશ્વર અને ઉપવાસની શક્તિ આપશે એમ ધારી એ છુ ને તેથી ઊડે ઊડે શાતિ પણ છે આ મારી સાથે જ છે.

"છોટેનાનને કહેશો કે તેની કલમ પાછી થાકી ગઈ જણાય છે વણાટ કામની વધારે વિગત મને મોકલજો

– બાપુના આશીર્વાદ'

. રાત્રે મુંબઈ જવાના હતા. કમિશનરની નિષ્ફળ સભા, ખેડૂતોની મક્કમ પ્રતિજ્ઞાઓ. આ બધાથી ખુશ ખુશ થઈ ગયા હતા. પુષ્કળ વાતો ચાલતી હતી. તે દરમ્યાન નીકળેલા ઉદ્ગારો :

અંગ્રેજોની ખૂબીઓનો મેં બરોબર અભ્યાસ કર્યો છે, અને તે મેં જીવનમાં ઉતારી છે. હું જેટલી સરળતાથી એ લોકોની સાથે વર્તું છું તેટલી સરળતાથી કોઈ નહીં વર્તતું હોય. મારા જેટલા અંગ્રેજ મિત્રો છે તેટલા હિંદમાં ભાગ્યે જ કોઈને હશે. અંગ્રેજો દીન નથી, આપણે દીન છીએ. કોઈ અંગ્રેજને એવો દીન નથી જોયો કે જે આવતી કાલે શું ખાવાનું મળશે તેનો વિચાર કરતો હોય.

આપણી લડત દરમિયાન ખેડૂતોને આપણે સમજાવી શકીએ છીએ કે સ્વરાજની લડત આપણે લડી રહ્યા છીએ. આપણી સ્વરાજ પાર્લમેન્ટનું પ્રથમ કાર્ય આપણને આપણી જમીન અપાવવાનું રહેશે. માણસો ઊભા રહ્યા હશે તો તો હું જીવતો હોઉં ત્યાં સુધી એ શી રીતે ભૂલું?

ગવર્નમેન્ટથી પ્રજાની સામે સત્યાગ્રહ થાય જ નહીં.

મેર સંધવાણી અને તેની ઘોડીની વાત કાઢી. કાઠિયાવાડમાં વીરરસ તો ખદબદી રહ્યો છે. પણ એ વીરરસ ખોટો. સામસામેની, માંહોમાંહેની લડાઈનું શરાતન. કાવાદાવા, પ્રપંચમાં વાપરી નાખેલી હોશિયારી. તરકટ, છેતરપિંડી એ જ પૈસા કમાવાનું સૂત્ર.

| | |
|---|---|
| | મુંબઈ ગયા. મુંબઈમાં કારમાઇકલ અને ડુબોલેને મળ્યા. લોકોનું નીતિબળ આ લડતથી વધશે કે? તેઓની વફાદારી વધશે કે ઘટશે? |
| ૧૩-૪-'૧૮ | આ સવાલોનો ઉત્તર તેમને આપ્યો. મુલાકાત દોઢ કલાક ચાલી. ચંદાવરકર વગેરેને મળ્યા. |

| | |
|---|---|
| | મુંબઈથી આવ્યા. સત્યાગ્રહનું મૂળ પ્રેમ એ ઉપર અતિશય હૃદયભેદક બોધ. બપોરે સ્વયંસેવકોને સૂચના લખી. મહમદઅલી વિષે |
| ૧૪-૪-'૧૮ | મેફીને પત્ર. |

| | |
|---|---|
| | બાપુના ઉદ્ગાર : "આજે બરોબર સ્થિતિમાં શરીર આવી ગયું છે." પ્રૅટનો પત્ર. સભાની નિષ્ફળતાને લીધે દુઃખિત થયેલા, |
| ૧૫-૪-'૧૮ | ચિડાયેલા ખિજવાટભર્યા ઉદ્ગારો. તેને ઉત્તર |

પ્રૅટના ભાષણનો ઉત્તર પ્રેસ માટે,* કારમાઇકલને કાગળ. ચંદાવરકરને કાગળ. પ્રૅટના ભાષણના ઉત્તરવાળો ખેડાની રૈયતને સંદેશ. *

*જુઓ પરિશિષ્ટ પહેલું

સ્વામી સત્યદેવ સંબંધે લફ્ટનન્ટ ગવર્નરને કાગળ. રાત્રે પ્રેસના બંને કાગળો પોતે જોઈ ગયા. બીજા ખાનગી કાગળો લગભગ દસબાર. આટલી પ્રવૃત્તિ સામાને આભા બનાવે. “આત્માની શક્તિ ઓળખવી એ આત્મજ્ઞાન. આત્મા તો બેઠો બેઠો દુનિયા હલાવે. હું તો શું કરું છું?” એ શબ્દોનો સાક્ષાત્કાર. “પ્રતિજ્ઞા જેણે નથી લીધી તે સુકાન વિનાના વહાણની જેમ આમતેમ ગબડાય છે, અને આખરે નાશ પામે છે” એ શબ્દોમાં મને પણ સાથે સાથે આપી દીધેલો બોધ.

૧૬–૪–’૧૮ દતેલી અને ચિખોદરા. ચિખોદરામાં સુંદર સભા. ભાષણ પણ સભાને અનુરૂપ. “દયાનંદ સ્વામીનું શાસન જ્યાં પ્રવર્તે છે ત્યાં વેદના ધ્વનિ હજી થતા જ હશે. અને યમનિયમાદિ પળાતા જ હશે. માટે પ્રતિજ્ઞાને માટે આ તો બહુ જ અનુકૂળ ભૂમિ છે.” એ ભાવને આખા ભાષણમાં ઘટાવ્યો.

નાયકાના ભાઈઓને પત્ર :

“તમારામાંના પચીસ જણની જમીન ખાલસા થઈ ગયાનું મેં હમણાં જ સાંભળ્યું. જો તેમ થયું હોય તો તમને પહેલા થવાને સારુ મુબારકબાદી આપું છું. જે જમીન ખાલસા થઈ છે તે ચોપડે જ ખાલસા રહેશે એમ માનું છું. છતાં તમે તો એ બધાં દુઃખ સહન કરવાની પ્રતિજ્ઞા લીધી છે. એટલે તમને મારે દિલાસો દેવાપણું નથી રહેતું. તમને તો મુબારકબાદી જ આપું છું.”

૧૭–૪–’૧૮ ઓડ ગયા. લોકોએ હાક ભારે કરેલો, પણ સભાનું કંઈ ફળ ન આવ્યું. લોકોમાં બહુ જ બહોળાં અને ઊંડાં તડો છે. જોહાનિસબર્ગની ટપાલ — મણિલાલને, મિ., મિસિસ, અને મિસ વેસ્ટને સુંદર પત્રો લખ્યા. નકલ નથી જડતી. પઢિયારનું અંત્યજ સ્તોત્ર વાંચ્યું, સુધાર્યું અને ભૂમિકા લખી. આ બધું સભાની પહેલાંના બે કલાકમાં. સાંજે ઘેર જતાં બેંકર અને હું ભૂલા પડ્યા, ચાર માઈલનું ચક્કર ખાધું, અને ભાલેજ સ્ટેશને પહોંચતાં બાપુની પાસેથી ભારે ઠપકો મળ્યો.

૧૮–૪–’૧૮ રાસ ગયા. ત્યાંના સૃષ્ટિસૌંદર્યથી — કુદરતી ખુલ્લી નાટકશાળા જેવા મેદાનથી ચકિત થઈ ગયા. સુંદર ભાષણ. ‘લોકસંગ્રહ’ શબ્દનો પ્રયોગ.

નડિયાદ. રામનવમી. કેટલાક કાગળો લખ્યા. મુખ્ય હનમંતરાવને અને
કેટલાક મદ્રાસીઓને. કુંભાકોણમથી વીસ વકીલો અને
૧૬–૪–'૧૮ ગ્રૅજ્યુએટોએ લખ્યું કે અમે હિંદી શીખવા માટે ઇંતેજાર
છીએ, હિંદી શિક્ષક કોઈ મોકલી આપો. દેવદાસને
મોકલવાનો વિચાર.

મદ્રાસીઓને પત્ર :

* "તમારી આટલા બધાની સહીઓ સાથેનો કાગળ મળતાં મને બહુ આનંદ થયો. મારાથી બની શકશે તેટલો વહેલો હું તમને શિક્ષક મોકલી આપીશ. કોઈ અવૈતનિક માણસ જે કાર્ય પ્રત્યેના પ્રેમથી હિંદી શીખવવા તૈયાર થાય, એવાની સેવા મેળવવા હું પ્રયત્ન કરી રહ્યો છું. મદ્રાસ પ્રાન્તમાં લોકો કેટલું કરે છે એના ઉપર જ આ મહાન રાષ્ટ્રીય પ્રયત્નની સફળતાનો આધાર છે. તામિલ ભાઈબહેનો પ્રસંગને ઉચિત શૌર્ય દેખાડશે જ, એવી મારી ખૂબ શ્રદ્ધા છે. હિંદી ભાષાને હિંદુસ્તાનના એક છેડાથી બીજા છેડા સુધી વ્યવહાર માટે સામાન્ય ભાષા બનાવી દઈએ કે તરત રાષ્ટ્રસેવા કરવાની આપણી શક્તિને કશી મર્યાદા રહેશે નહીં."

સૂબેદાર આવેલા. તેની સાથે વાતો. અમારે પૈસા જોઈતા નથી, પૈસા મુંબઈથી ભેગા થઈને આવે તેની નૈતિક અસર બહુ જ ખરાબ થાય. રાત્રે 'પેઈલ ફેઈસ્ડ' શબ્દના ગુજરાતી માટે સૂબેદારે ખૂબ માથાકૂટ કરી. આખરે કંટાળીને બાપુએ કહ્યું : "ભાઈ રહેવા દો, એ શબ્દ આપણે નથી ખોળવો, 'ગોરા' શબ્દ ઠીક છે."

અજરપુરા, કાસોલ, અને સામરખા : ત્રણે ઠેકાણે મીટિંગો. અજરપુરામાં
સુંદર ભાષણ. અજરપુરામાં કહ્યું કે "આ લડાઈથી ગ્રામ-
૨૦–૪–'૧૮ પંચાયતોનો પુનરુદ્ધાર કરવાનો પણ હેતુ છે." રસ્તે સૂબેદારને
તથા મળતી થઈ. રાત્રે અમદાવાદ ગયા. અંબાલાલ, આનંદશંકર
૨૧–૪–'૧૮ વગેરેને મળ્યા. બીજે દિવસે રાત્રે પાછા ફર્યા. પાછા ફરતાં
અહમદનગરથી સત્યાગ્રહપદ્ધતિ શીખવાને આવેલા દક્ષિણી
ભાઈ વિષે વાત નીકળતાં બોલ્યા : "એ લોકો એમ જ સમજે છે કે આ તો એક પ્રકારનો સંચો ચલાવવાનું છે તે તરત જોઈને શીખી શકાય. નાનામાં નાનાથી તે ઠવે સુધી તમામ દક્ષિણીઓની એ ખોડ છે." તા. ૨૮મીએ દિલ્હીમાં જોશી અને બીજા એક દક્ષિણી ભાઈ આવેલા. તેમણે પાંચ મિનિટમાં વાત પતાવી ત્યારે ઍન્ડ્રૂઝ બોલ્યા, "આ માણસો બહુ ડાહ્યા છે, એક પણ મિનિટ વધારે લેતા નથી." તેને બાપુએ કહ્યું : "આ મહારાષ્ટ્રની ઉત્તમ બાજુ છે."

સવારે પંડોળી અને સુણાવ ગામે સભાઓ સુણાવનો અપૂર્વ ઉત્સાહ, લગભગ બે હજાર માણસ. પંડોળીમાં ઝાંઝપખાજ સાથે

૨૨-૪-'૧૮ આવકાર મળેલો તેનું સૂચન કરી કહ્યું કે ઝાંઝપખાજનું માધુર્ય અને સરળતા સુણાવમા મળેલા બૅન્ડમાં નથી. આપણી પ્રવૃત્તિ બૅન્ડના જેવી કૃત્રિમ ન થાય એ જ જોવાનું છે. ઝાંઝપખાજમાં પુરાતન માધુર્ય જળવાયુ છે. બૅન્ડ બેસૂરું છે આપણી પ્રવૃત્તિ એકરાગી, મધુરી હોવી જોઈએ, બેસૂરી નહીં સુદર ભાષણ. ત્યાથી આવીને પ્રૅટને કાગળ, ઘોસલને કાગળ. ચાર્લસગેયને કાગળ.

રાતે મુમ્બઈ જવા નીકળ્યા. મેલમાં ગિરદી હોવાને લીધે છૂટા પડી ગયા. બાની પાસેથી સંતોકબહેન અને મગનલાલભાઈ વચ્ચે તકરારની અને બીજી વાતો સાંભળેલી, તેના ફડચા માટે સવારે ઊઠીને જ મેલમા કાગળ લખતા મેં જોયા. કાગળો નીચે પ્રમાણે :

"ચિ મગનલાલ,

"બાના કહેવામા આવ્યુ છે કે તમારી ને સંતોકની વચ્ચે કાંઈ બોલાચાલી થઈ રહી છે, તમારું મુખ મ્લાન હતુ. આમ તમારે વિષે

૨૩-૪-'૧૮ ન જ થાય એવું ઇચ્છું છુ. સંતોકને તમે ધીરજથી આગળ ચલાવો. અધીરાઈ પ્રેમનો અભાવ સૂચવે. આપણે સામેનાને તેના અપકાર્યમાં મદદ ન કરીએ એટલુ બસ છે. તમારી ચિંતા તમને બાળે છે, વધવા દેતી નથી. એ સ્થિતિમાથી હવે તો તમારે મુક્ત થવું જ જોઈએ.

मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदाः ।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥

આ શ્લોકનો વિચાર કરી તેનું રહસ્ય તમારા આત્મામાં ઉતારો અતિશય જોરવાળો એ શ્લોક છે. મને તો ઘણી ચિંતાને સમયે એ શ્લોકે શાંતિ આપી છે. ભૂપતરાયના કુટુમ્બક્લેશમા સંતોકને વાપરો. તે ક્લેશ દૂર કરી શકાય, દૂર થવો જ જોઈએ"

"વહાલી કસ્તૂર,

"તારે મગનલાલને માનુ સુખ આપવું રહ્યુ છે તેણે માબાપને તજ્યાં છે. મારું કામ તેણે પોતાનું કર્યું છે. મારા કામનો વારસો લેવાને તૈયાર તો અત્યારે મગનલાલ છે તેને શક્તિ કોણ આપે? તેને દુઃખે તુ રડે, તેને તું હેતથી જમાડે, તેને અનેક ચિંતામાંથી તું ઉગારી લે એ તારું કાર્ય છે ભૂપતરાયના ઘરમાંથી ક્લેશ છે તે મટાડ. આવાં કામો તું કરતી રહે એમ ઇચ્છું છું.

એમા ખરી વિદ્વત્તા છે, મોટાઈ છે ધોળી સાડી ડાગ વિનાની પહેરવામા જરાયે અડચણ નથી માનવાની હું વહેલો આવવાની તજવીજ કરીશ "

બપોરે 'ભિખારી કમિટી'ની સભામા ગયા ત્યાથી આવી જમ્મા રાહ જોઈને બેસી ગયો હતો રાત્રે હોમરૂલવાળાએ બોલાવેલી ખેડા સબંધી સ્થિતિની મીટિંગ — નામદાર પટેલ પ્રમુખ હતા તિલક પણ અચાનક આવી ચડેલા પટેલે ગુજરાતીમા શરૂ કર્યું અને બધા ભાષણો ગુજરાતી અને મરાઠીમા જ થા યા નશો ચડયો હોય એવી રીતે ચગી જઈને આપેલુ પટેલ સાહેબનુ ભાષણ સૂબેદાર, હોર્નિમેન વગેરેના ભાષણો ગાળોથી ભરેલા હતા પ્રેગ્ની ટેકડી એમા હતી બાપુનુ શાન્ત, સૌમ્ય, સુરુચિયુક્ત ભાષણ

મુબઈમા મારો ડાગ આશરે રૂપિયા સવાસો તથા રૂપિયા પચીસસોની ડિપોઝિટ રસી॰ સાથે ચોરાયો બીજે દિવસે સવારે મૌલાના અબ્દુલ
૨૪-૪-'૧૮ બારીને મળ્યા બપોરે જમનાદાસ આવ્યા હતા, તેની સાથે ઘણી વાતો થઈ તે દરમ્યાન કહ્યુ કાલની સભાનો સૂર મિનબ્ય ન ગમ્યો અગ્રેજોને પોતાના નામની ઉપર મશ્કરી કરવામા આવે તે અતિશય ખરાબ લાગે છે અને એવુ જ ગઈ કાલની સભામા ચાલ્યુ હતુ મારે કોઈક દિવસ આની સામે પણ સખત વાધો ઉઠાવવો પડશે

બપોરે સાડાચાર વાગ્યે દિલ્હી જવા નીકળ્યા સાજ સુધીમા ખાવુપીવુ અને સહેજસાજ વાતો થઈ લખનૌની કોંગ્રેસમા વૉલન્ટિયર હતો ત્યારનુ ઓળખાણુ કાઢીને એક સિંધી વિદ્યાર્થી મળવા આવેલો તેને ટિકિટ અને જગ્યા રાખવાનો હુકમ કરી દીધેલો રસ્તે અમારા ડબ્બામા તે આવ્યો તેણે કહ્યુ કે પોતે ઇન્ડિયન ડિફેન્સ ફોર્સમા તાલીમ લઈ આવ્યો છે તરત જ એને વળગ્યા અને કહ્યુ "થોડા દિવસ મારા આશ્રમમા નકી જઈ આવો? વેકેશન ક્યારે છે? અને ત્યા તમે જેટલુ શીખી આવ્યા હો તેટલું અમારા છોકરાઓને આપો!"

રાત્રે મારા બાપુજી નવસારી સ્ટેશન ઉપર મળ્યા તે મને જોઈને અતિ હરખાયા ગાડી ઊપડતા બાપુએ માત્ર એટલો જ પ્રશ્ન પૂછ્યો, 'કેમ નિશ્ચિંત થયા છો ને?' મારા બાપુજીએ થોડી વારે કહ્યુ, "હા જી"

બીજે દિવસે સવારે મેલ ચાલુ હતી તે દરમ્યાન સવાલ લાબી નાખી પછીથી હરિલાલની વાત નીકળી, સૂબેદારની નીકળી, બેંકરની
૨૫-૪-'૧૮ નીકળી અને અનેકની નીકળી હરિલાલે કલકત્તામા મનુ સૂબેદારની ભલામણ લઈ જવાનું કહેલુ, અને મે કઈ વિરોધ ન બતાવેલો તે સાભળીને મને નીચે પ્રમાણેનો બોધ આપ્યો એ બોધમા જણાઈ

આનતી મારે માટેની અપૂર્વ મમતા, મને સુધારવાની તીન ઇચ્છા અને એ બંને ઉપરાત મારા સ્વભાનની તલસ્પર્શી પરીક્ષાએ હુ ચકિત થયો મને માગ વખાણથી કદી આનદ નથી થયો તેવો આ પરીક્ષાથી થયો "તમે તદ્દન મોળા છો હુ આ તમારો દોષ છે એમ કહુ છુ, ગુણરૂપે નહી તમે તમારી આસપાસના વાતાવરણને વશ થઈ જાઓ છો વાતાવરણને દબાવીને ઊચે ચડવાની શક્તિ તમે નથી બતાવતા એનો અર્થ એ કે તમે દુષ્ટ વાતાવરણમા જરૂર પડી જાઓ બીભત્સ વસ્તુ જોઈને ચિત્રમા બીભત્સતા આણ્યા વિના ન રહે એવા ચિતારાના જેવા તમે છો તમે અયોગ્ય વાતાવરણમા મુકાઓ તો તેનાથી તદ્દન અળગા થઈ જવાને બદલે તેમા તમે રસ લો છો, માણો છો"

મે કહ્યુ આપનુ આ પૃથક્કરણ તદ્દન સાચુ છે હુ કબૂલ કરુ છુ, અને એ સુધારવાનો હુ પ્રયત્ન બરોબર કરવાનો પણ જેવાને હુ સુધારવા બેસુ ?

બાપુ બીજાને સુધારવાની વાત જ ક્યા છે? જગતમા કોઈ પારકાને સુધારી શકતુ જ નથી જાતે સુધરવાનુ છે અળગા થઈ જાઓ, એટલે અળગા રહીને જ તમે પ્રભાવ પાડો અમુક વાતો તો તમારી સમક્ષ કદી ન જ થઈ શકે. તમારી આગળ અમુક શબ્દો કે વસ્તુઓ વિષે બોલતા સામો માણસ શરમાય ત્યારે જ તમારો પ્રભાવ પડ્યો કહેવાય અતિશય શુદ્ધ વાતાવરણમા જ રહેતા શીખો

કળા અને નીતિનો સબધ જાણતો છતા નીતિની દૃષ્ટિએ ખરાબ પુસ્તકોમા શૈલીની ખાતર કે વિષયની ખાતર રસ લેવાની મારી પ્રકૃતિ મે જણાવી બાપુએ તરત જ કહ્યુ, હુ તો તમારી આ પ્રકૃતિ બરોબર જેતો જ આવ્યો છુ

બાપુ મુસાફીવાળા ટોળામા મને તો માત્ર બેકર સરસ લાગ્યા ઉમર પણ ખરો હ જબરો મુસલમાન છે મુસલમાનના ગમાઅણગમા બહુ તીવ્ર હોય છે એ સિવાય બહુ સુદર માણસ છે, બહુ સરનારી પણ છે

હરિલાલે એક ક્ષણમા આખી જિંદગી બગાડી નાખી છે માત્ર સર્વ દોષો હુ એનામા આકૃતિને મોટી દેખાડનારા કાચમાથી પ્રતિબિબિત થયેલા જોઉ છુ ગુણો આકૃતિને નાની દેખાડનારા કાચમાથી પ્રતિબિબિત થતા જોઉ છુ મારામા જે વસ્તુઓ, જેમ કે ઉદારતા ગુણરૂપે હતી તે તેનામા અવગુણ થઈ ગઈ છે માત્ર ત્રણે ઓકરાના તરફથી થતા અસતોષનો મ લો વારસા દેવદાસ જન્મેલો છે, એમ મને લાગે છે

સ્ટેશન ઉપર આવતા આવતા ત્રોલેલા કે, મારી કેળવણીના ખર્ચ પેટે વિલાયતથી આવીને મે માના બધા ઘરેણા વેચી નાખેલા તમને ખબર ન હોય કે બાની પાસે માત્ર હાથની બગડી છે હરિલાલ પણ એમ ગી શકે છે અમરાજ

વરનો બાપ ઓછામાં ઓછા સત્તરસો રૂપિયાનાં ઘરેણાં કરાવે. એટલે કન્યાના બાપને કંઈ ખર્ચવાનું હોતું નથી. અને મુશ્કેલીને પ્રસંગે વરને એ ઘરેણાં વાપરવાનો બાધ નથી.

ટ્રેનમાં ભરતપુરથી ચંદાવરકર, પરાંજપે તથા પટેલ સાથે ફર્સ્ટ ક્લાસમાં ગયા. બહુ વાતો કરી હશે. મેં પૂછેલું કે કંઈ તેઓને એક વિચારના કરી શકયા? તો નિઃશ્વાસ નાખીને કહે, નહીં. કાંઈ મતભેદ ખાસ નહોતો, ત્યાં જઈને શું કરવું એ જ વિચારતા હતા. મને આપણા મોટા માણસો બહુ જ નાના લાગે છે. જુઓની આ લોકોને જાણે આ પ્રસંગે પણ કંઈ જ હોય નહીં એવું એમનું વર્ણન હું જોઈ રહ્યો છું.

ગાડીમાં 'હિંદુ' પત્રનો પ્રતિનિધિ વ્યાસરાવ મથુરાથી સાથે થયો. મરજિયાત અને ફરજિયાત લશ્કરભરતીની વાતો કરી: અહિંસાવ્રતવાળા તમે કેમ લશ્કરભરતીને ઉત્તેજન આપી શકો? મને તમારી સ્થિતિ સમજાવો. એને કહ્યું કે લડાઈની તો વિરુદ્ધ જ છું. પણ જેને લડવું હોય તેને લડવાનું કહું ખરો. પેલો એ નહીં સમજ્યો. બાપુએ કહ્યું:

ગ "માણસમાં આવેશો ભરેલા છે તે હું માન્ય રાખું છું. માણસ મરતાં શીખે તે પહેલાં એનામાં મારવાની શક્તિ હોવી જોઈએ. કોઈ મારી સલાહ પૂછવા આવે કે લડવું એ સારું છે કે નહીં તો હું એને સ્પષ્ટ કહું કે ના, સારું નથી. પણ કોઈ પોતાના મનમાં ચોખ્ખી પ્રતીતિ સાથે આવે કે લડવું એ તો સારું જ છે પણ અમુક પ્રસંગે લડવું એ સારું છે કે નહીં એ વિષે એને શંકા છે તો હું એને સલાહ આપું કે આજની પળ લડાઈમાં ભાગ લેવાની છે."

આટલું કહ્યા પછી તેને પૂછ્યું કે સમજ્યા? સમજ્યા હો તો કહો કે શું સમજ્યા? પેલાએ કંઈક કહી બતાવ્યુ, પણ સમજેલો જણાયો નહીં. પછી કહે કે:

ગ "એક સીધો દાખલો લો. મારો છોકરો આવીને મને કહે કે પરણ્યા વિના તો તે રહી શકે એમ નથી. હું ચોક્કસ માનું છું કે બ્રહ્મચર્ય એને માટે ઉત્તમ છે પણ મારે તેને પરણવા દેવો જોઈએ. કેવળ એટલા જ માટે કે તે અવળે રસ્તે ન ચડી જાય. તેના લગ્ન પછી હું તેને સમજાવું ખરો કે બને તેટલો વધારે સંયમ તે પાળે."

રાત્રે ખૂબ મળી બેઠી સૂઈ ગવા. સવારના પહોરમાં મને બોલાવીને પ્રવચન આપ્યું: તમે પ્રેમથી કર્યું છે એટલે શું કહું? પણ

૨૬-૪-'૧૮ આધ્યાત્મિક રીતે તમે બહુ ખોટું કાર્ય કર્યું એમ મારે કહેવું પડે છે. તમે તે દિવસે મારા આવ્યા વિના ન કેમ જમ્યા? મને તે દિવસે બહુ કષ્ટ થયું. તમે પ્રીતિની લાગણીથી ન જમ્યા

હો તે એ પ્રીતિ નકામી છે માત્ર હું આવુ અને ત્યાર પછી આનંદથી ભેગા જમશુ એ લાગણીથી ન જમ્યા હો તો એ તો વિનય કર્યો જેવુ કહેવાય તમને મારે તુરત ક્યાંક મોકલવાના હતા પણ મે જોયુ કે તમે તો જમ્યા ન હતા હુ શી રીતે આ પ્રમાણે તમારી પાસે કામ લઈ શકું? તમને તમારી બૂરી ટેવને પણ સારી માનવાની ટેવ પડી છે અમુક ન થઈ શકે એમ તે શુ હોય? તમારા પિતાએ અને દુર્ગાએ તમને બહુ ૫પાળ્યા છે

સવારે હિલની પ્રારંભિક મીટિંગમા ગયા 'તિલક, મિસિસ બેસંટ, અને અલીભાઈઓ વિષે પહેલી તકરાર ઊભી હિલે પૂછ્યુ તેમની ગેરહાજરી બાબત કોને વાંધો છે? માત્ર બાપુજી જ બોલી ઊઠ્યા કે "મને વાંધો છે' બીજા કોઈએ ટેકો આપ્યો નહી ખૂબ ચિડાઈને આવ્યા પત્ર લખવો શરૂ કર્યો લખી એન્ડ્રૂઝને બતાવ્યો સુધારાવધારા થયા મઝહરુલ હક હતા કાગળ લખાયા પછી માલવિયાજી આવ્યા

"પ્રિય સર ક્લોડ હિલ,

"આ બહુ અગત્યની પરિષદમા કમિટીઓ નિમાય તેમાની કોઈ પણ કમિટીમા રહેવાનુ અથવા તો મુખ્ય ઠરાવ ઉપર બોલવાનુ માન લેવાનુ મારે ના પાડવુ પડ્યુ તેનુ મને ઓછુ દુખ થયુ નથી

"મને લાગે છે કે વધુ સમર્થ નેતાઓને એ પરિષદમાથી બાકાત રાખવામા આવ્યા છે, એટલે પરિષદ મોટે ભાગે નિષ્ફળ નીવડવાની છે. શ્રી તિલક, મિસિસ બેસંટ અને અલીભાઈઓની ગેરહાજરીથી પરિષદ સાચી રીતે વજનદાર રહેતી નથી મારે કબૂલ કરવુ જોઈએ કે આજની મીટિંગમા હાજર હતા તે પૈકીના અમારામાથી કોઈની પણ લાગવગ આમજનતા ઉપર આ નેતાઓ જેટલી નથી પરિષદમા એમને બોલાવવાની ના પાડવાનો અર્થ એટલો જ થાય છે કે સરકારની ધુરા જેઓ વહી રહ્યા છે તેમની ખરી ઇચ્છા અત્યાર સુધી અંગીકાર કરેલી નીતિમા કશો ફેરફાર કરવાની નથી અને નીતિમા કશો ખરો ફેરફાર કર્યા વિના તમે જે છૂટછાટો આપવો તેમાં કશી શોભા કે બળ નહી રહે આમજનતામા એ સાચી વફાદારી પ્રગટાવી શકશે નહી પરિષદનો હેતુ હું ખરી રીતે સમજ્યો હોઉ તો તમારી ઇચ્છા એવી છે કે આમજનતા ઉપર અસર પાડી હિંદી પેઢીમા અંગ્રેજોના જેવી વફાદારી કેવી રીતે પ્રગટાવવી એ હિંદી નેતાઓ સામે સવાલ છે હું નમ્રતાપૂર્વક કહું છુ કે જ્યા સુધી તમે આમજનતાના વિશ્વસ્ત નેતાઓ ઉપર વિશ્વાસ મૂકવા તૈયાર નથી અને એ વિશ્વાસનો જે અર્થ થાય તે મંજૂર કરતા નથી ત્યા સુધી વફાદારી પ્રગટાવવાનુ અશક્ય છે અલીભાઈઓ વિષે હું જાણુ છુ કે લોકોની આગળ તેમના ગુનાની કશી સાબિતી નથી દુશ્મન સાથે પત્રવ્યવહાર કર્યાના

તહોમતનો તેમણે ભારપૂર્વક ઇન્કાર કર્યો છે અત્યારની પરિસ્થિતિ વિષે અલીભાઈઓનો જે મત છે તે જ ઘણા મુસલમાનોનો છે

"મને લાગે છે કે બીજા કારણોસર પણ પરિષદમા હું કાંઈ અસરકારક કામ કરી શકીશ નહી વિલાયતની મૈત્રીમા આવેલા છાપા મે હમણા જ વાચ્યા છે તેમા છૂપા કોલકરારો વિષે ચર્ચા છે જે વસ્તુઓ પ્રગટ કરવામા આવી છે તે વાચતા બહુ દુ ખ થાય છે છાપામા જણાવ્યા પ્રમાણેના કોલકરારો સાચેસાચ થયા હોય તો હવે મિત્ર રાજ્યોનો કેસ મિનકુન ન્યાયી છે એમ હું કેમ કહી શકુ તે જાણતો નથી આ સમાચારની અસર હિંદુસ્તાનના મુસલમાનો પર શી થશે તે હું કહી શકતો નથી હિ સરકાર સામ્રાજ્યની ઉત્તમ સેવા તો જ કરી શકે જો શાહી સરકારને સલાહ આપવાની તે હિંમત કરે કે આ કોલકરારોથી તેણે પોતાની જાતને ખોટી અને અનીતિમય સ્થિતિમા મૂકી છે તેમાથી તે પાછી હઠી જાય વર્તમાનપત્રોમા આવેલી હકીકત તદ્દન ખોટી છે એવુ સાબિત થશે તો મારા જેટલો આનદ બીજા કોઈને નહી થાય

"જ્યા સુધી સ્થાનિક અમલદારો, તેઓ ખેડામા કરી રહ્યા છે તેમ પોતાનો વહીવટ ચલાવશે ત્યા સુધી હિંદુસ્તાનમા આતરિક શાન્તિ રહેશે નહી મારી ખાતરી છે કે વાઇસરૉય એમ તો ન જ ઇચ્છે કે લોકો અન્યાય અને જુલમનો કશો વિરોધ ન કરે ખેડામા લૂટ ચલાવીને મહેસૂલ વસૂલ કરવાનો ઇરાદો રાખવામાં આવ્યો છે તે એકદમ બધ કરવામા આવશે અને ખેડાના લોકોની ન્યાયી માગણીઓ મજૂર કરવામા આવશે, એવી હું આશા રાખુ છુ

'ફરજિયાત લશ્કરભરતી શરૂ કરવા સામે પણ સરકારને હુ બરાબર ચેતવવા ઇચ્છુ છુ હિંદુસ્તાનની ભૂમિ ઉપર એ વસ્તુ કદી સફળ નહી થાય એવી હું આશા રાખુ છુ પરન્તુ કોઈ પણ રીતે જ્યા સુધી મરજિયાત ભરતી કરવાના બધા પ્રયાગો પ્રામાણિકપણે કરવામા આવે અને તે સફળ ન થાય ત્યા સુધી તો ફરજિયાત લશ્કરભરતી દાખલ ન જ કરવી જોઈએ બળજબરીથી લશ્કરભરતી કરવાની જે વાતો અત્યાર સુધીમા સાભળવામા આવી છે તે વાતોને દાબી રાખવામા નેતાઓએ ખૂબ જ સયમ વાપર્યો છે એ તો તમે પણ કબૂલ કરશો હું એમ માનવાનુ સાહસ કરુ છુ કે હવે ભયસ્થાને આપણે પહોચી ચૂકયા છીએ

' છેવટે હું જણાવુ કે હોમરૂલની સગીન કેળવણી આમજનતામા એટલી બધી ઊડી અને વ્યાપક થઈ ગઈ છે કે નજીકના ભવિષ્યમા હોમરૂલ મળવાનુ છે એના ખૂબ જ મજબૂત પુરાવાથી કાંઈ પણ ઓછુ હશે તો લોકોનો સાચો સહકાર મળી શકશે નહી

"હવે હું કમિટીઓમા રહેવાની કેમ ના પાડુ છુ અને બોલવાની કેમ આનાકાની કરુ છુ તે તમે સમજી શકશો અને કદાચ એની કદર પણ કરી

શકશો પરિષદમાં ભાગ ન લઈને જ સરકાર પ્રત્યેનો મારો સદ્‌ભાવ હું સારામા સારી રીતે દર્શાવી શકું:

"આ કાગળ વાઈસરૉયની સમક્ષ વહેલામા વહેલી તકે તમે મૂકશો એવી મારી વિનતી છે

સેવક

મો૦ ક૦ ગાંધી"

કાગળ લખાઈ રહ્યા પછી માલવિયાજી આવ્યા માલવિયાજીને લખાણ બહુ કડક લાગ્યુ સૂચનો તો અંદર કાંઈ ન કરી શક્યા માત્ર છેલ્લા પૅરેગ્રાફમા 'ઍન્ડ ઓબ્લાઈજ' (કૃપા કરશો) એવુ ઉમેરવાની સૂચના કરી બાપુએ ના કહી ઍન્ડ્રૂઝ કાગળ લઈને ચાલ્યા સાથે હું અને બાપુજી પણ હતા માલવિયાજી પોતાની ગાડીમાથી ઊતરી અમારી સાથે ચાલતા હતા રસ્તામા અનેક વાતો થઈ પોતાના છોકરાને એ 'Secret of Success' અને 'Plain living and high thinking' 'સફળતાની ચાવી' તથા 'સાદુ જીવન અને ઊંચા વિચાર' વચાવે છે અને સાથે સાથે ભાગતમાથી શ્લોકો પણ આપતા રહે છે એમ કહ્યુ ઍન્ડ્રૂઝ જરા હસ્યા એટલે આ પુસ્તક ઉપર માલવિયાજીએ ભાષણ આપ્યુ. પછી રસ્તે કોઈકને મળવા માલવિયાજી છૂટા પડ્યા ઍન્ડ્રૂઝ તો કાગળ વિષે 'કમાલ,' 'ભવ્ય' એમ બોલ્યા જ કરતા હતા માલવિયાજી ગયા એટલે બાપુજીએ કહ્યુ "મારી ખાતરી છે કે પંડિતજીને કાગળ ગમ્યો નથી કાગળ પૂરો થઈ ગયા પછી એ આવ્યા એ સારુ થયુ નહી તો આપણે પૂરો જ ન કરી શકત કાગળને એવો નથી મોળો કરી નાખવાનો એ પ્રયત્ન કરત કે તેમા કશુ રહે જ નહી"

માલવિયાજી ભેગા થયા પછી પરચૂરણ વાતો ચાલી મેગ્નક હાઉસમા પહોચ્યા ઍન્ડ્રૂઝ કાગળ આપવા ગયા કાગળ આપીને આવ્યા પછી ઍન્ડ્રૂઝે બધુ વર્ણન આપ્યુ

"હું હેલીને રસ્તામા મળ્યો તેણે મને પૂછ્યું, "આટલી મોડી રાતે કેમ આવ્યા છો?" મે કહ્યુ, "મારે સર ક્રૅડોક હિલને મળવુ છે" તેઓ મને ત્યા લઈ ગયા તે અંદર ગયા અને સર ક્રૅડોકને કહ્યુ કે હું બહાર રાહ જોઉ છુ સર ક્રૅડોક બહાર આવ્યા અને રઘવાટમા મને કહ્યું "જુઓ મિસ્ટર ઍન્ડ્રૂઝ, હું બહુ કામમા છુ એક મિનિટ પણ તમને આપી શકુ એમ નથી" મે કહ્યુ "મારે એક પણ મિનિટ જોઈતી નથી હુ તો આ કાગળ તમને હાથોહાથ આપવા આવ્યો છુ એ બહુ અગત્યનો કાગળ છે અને હું આશા રાખુ છુ કે આજે જ રાતે તમે એ વાચશો"

કૉન્ફરન્સમાં ન ગયા. મેફીને પણ ઉપરનો પત્ર મોકલ્યો તેની સાથે નીચે પ્રમાણે કાગળ લખ્યો:

૨૭–૪–'૧૮ ¶ "હમણાંહમણા આખી પરિસ્થિતિમા જે ફેરફારો થયા છે તે ઉપરથી મારો અભિપ્રાય એ છે કે અલીભાઈઓની મુક્તિ એ અત્યંત જરૂરની વસ્તુ થઈ પડી છે. ખૂબ આનાકાની અને બહુ ગંભીર વિચારણા પછી હું એ નિર્ણય ઉપર આવ્યો છુ કે હું પરિષદમા ભાગ લઈ શકીશ નહી અને જે હેતુને માટે પરિષદ બોલાવવામા આવી છે તે હેતુ સાધવામા મદદ કરી શકીશ નહીં. મગ ફ્રનોક હિલ ઉપરના મારા કાગળમા મારા કારણો મે જણાવ્યા છે. તે કાગળની એક નકલ આ સાથે તમને મોકલુ છુ. હુ જાણતો નથી કે હજી પણ અલીભાઈઓની બાબતમાં વાઈસરૉય સાહેબ મને મળવા ઇચ્છે છે કે કેમ હુ તા ૨૯મી સુધી દિલ્હીમાં જ છુ અને જો જરૂર હોય તો મારું રહેવાનુ લબાવી શકું એમ પણ છુ."

આ પત્ર અગિયાર વાગ્યે ગયો બપોરે વળી મેફીનો કાગળ આવ્યો તેમાં ત્રણ વાગ્યે વાઈસરૉયે ઇન્ટરવ્યુ લેવાની ઇચ્છા બતાવી હતી. વાઈસરૉયને મળ્યા બે કલાક વાતચીત થઈ. કૉન્ફરન્સની બહાર રહીને કૉન્ફરન્સ ન ભાંગો. કૉન્ફરન્સમાં આવીને કૉન્ફરન્સ ભાગવી હોય તો ભાગો. બધી વાત તમે તમારા મિત્રો આગળ મૂકી શકો છો અને તેમને તમારા પક્ષમા લઈ શકો છો પણ તમારા પક્ષમાં કોઈ આવશે એમ તમને લાગે છે? કૉન્ફરન્સમાં ન આવો તો હિંદુસ્તાન ઉપર બહુ ખરાબ અસર થશે

ગુપ્ત તહનામાની વાત નીકળી વાઈસરૉયે કહ્યુ કે તમને એ બાબતની ખાતરી છે? બીજા પક્ષને જ્યા સુધી નથી સાભળ્યો ત્યાં સુધી તમે કાઈ નહીં કહી શકો બાપુએ તદ્દન પ્રામાણિકપણે ગુપ્ત તહનામાં વિષેના પેરેગ્રાફ સંબંધે વાઈસરૉયને વાત કહી દીધી. "મને તો કાઈ ખબર હોતી નથી હુ તો પેપરો વાંચતો નથી. મને તો ઍન્ડ્રૂઝે 'નેશન'ના કેટલાક અંકો વંચાવ્યા તેમાં મેં જોયું. અને મને અને ઍન્ડ્રૂઝને બંનેને લાગ્યુ કે આ બાબતમાં તમને લખવું જ જોઈએ, એટલે તમને મેં લખ્યુ. મને વિશેષ માહિતી નથી પ્રધાનમંડળને આ બાબતમાં શુ કહેવાનુ છે તે આપણે સાંભળવું જોઈએ એ વાત સાચી"

સવારે ભારે મનોમથન ચાલતું હતું કૉન્ફરન્સમા જવું કે ન જવુ? ઍન્ડ્રૂઝને કહ્યુ:

૨૮–૪–'૧૮ ¶ મારી ક્ષાત્રવૃત્તિ મારી ન્યાયવૃત્તિ ઉપર વિજય મેળવે છે મને કારી ઘા વાગ્યો, જ્યારે તેણે કહ્યુ, 'કોઈક દિવસ હિંદુસ્તાનમા તમે એકલા પડી જવાના છો કોઈ તમારી સાથે સંમત

થશે નહીં અને તમને અનુસરશે નહીં. તમે જે કહો છો તે તમારા મિત્રોને સમજાવવાનો પ્રયત્ન કરો અને પછી હું જે કહું છું તેની તમને ખબર પડશે.'

કૉન્ફરન્સમાં જતાં પહેલાં સર વિલિયમ વિન્સેન્ટની જોડે મુલાકાત મેળવવા માટે ઍન્ડ્રૂઝને મોકલ્યા. ઍન્ડ્રૂઝને પા કલાક એક બાથરૂમમાં બેસાડી રાખ્યા. ત્યાર પછી કહ્યું કે એકાદ મિનિટ હું આપી શકીશ. ઍન્ડ્રૂઝને શેકહેન્ડ પણ ન કરી અને, આવો મિસ્ટર ઍન્ડ્રૂઝ, તમારે માટે હું શું કરી શકું એમ પૂછીને વાત શરૂ કરેલી. દસ વાગ્યે બાપુ એને મળ્યા. બાપુને કહ્યું: તમને હું એક મિનિટ પણ આપી શકું એમ નથી. અલીભાઈઓના પ્રશ્નને લશ્કરભરતીના પ્રશ્ન સાથે શી લેવાદેવા છે? બાપુએ કહ્યું, ઘણી લેવાદેવા છે. અલીભાઈઓની મુક્તિથી લશ્કરભરતીનો આખો પ્રશ્ન ઊકલી જશે. સર વિલિયમે કહ્યું: એ તો ઠીક. પણ તમે યુદ્ધપ્રયાસ માટે શું કર્યું છે? હું જાણું છું ત્યાં સુધી તો સ્થાનિક અમલદારોને તમે કેવળ ખૂબ હેરાનગતિ આપી છે. બાપુએ કહ્યું: મેં ઇંગ્લંડમાં ઘણું કામ કર્યું છે અને અહીં પણ એવું જ કામ કરવાની માગણી મેં તો કરી હતી. પણ મારી માગણી નકારવામાં આવી. સર વિલિયમ બોલ્યા: સલામ. આમ વાત ખલાસ થઈ અને બાપુ ચાલ્યા.

કૉન્ફરન્સની 'મનુષ્યબળ કમિટી'માં હાજરી આપી. કંઈ બોલ્યાચાલ્યા નહીં. સાંજે આવીને વિચાર કર્યો કે કૉન્ફરન્સની શરૂઆતમાં જેવો પત્ર લખાયો છે તેવો પત્ર કૉન્ફરન્સને અંતે પણ વાઇસરૉયને મોકલવો. પત્ર ઘડ્યો. સારો પત્ર હતો. તેમાં શસ્ત્રબંધીનો કાયદો અને પ્રેસ ઍક્ટ કાઢવા માટે અને સ્વરાજ્ય તુરત આપવા માટે લખેલું હતું. પત્રની માલવિયાજીને ત્યાં રાત્રે બાર વાગ્યા સુધી ચર્ચા થઈ. માલવિયાજીએ રાત્રે પત્ર ઉપર સહી કરવાનું વચન આપ્યું. સવારે ફસકી ગયા. માલવિયાજીએ સહી નહીં કરી એટલે બીજા સત્તર જણાએ સહી કરી હતી તોપણ પત્ર ન મોકલવાનો નિશ્ચય કર્યો. કૉન્ફરન્સમાં ઉર્દૂમાં ઠરાવ રજૂ કરવાનો વિચાર કર્યો. ઍન્ડ્રૂઝને રજા માગવા મોકલ્યા. બીજે દિવસે વાઇસરૉયે રજા આપી. સાથે જ સંદેશો પણ મોકલ્યો:

"તમારા બધા મિત્રોને ખાતરી આપશો કે માગથી થઈ શકે તે બધું મેં કર્યું છે. જે યોજના રજૂ કરવામાં આવી છે તે પૂરેપૂરી કૉંગ્રેસલીગ યોજના જેવી તો નથી, પણ તત્ત્વતઃ એના જેવી હશે. હું આશા રાખું છું કે આવતી કાલે જરાય લેવડદેવની વાત નહીં થાય અથવા કશી રકઝક નહીં થાય. આખી દુનિયા, ખાસ કરીને ઇંગ્લંડ આતુરતાથી રાહ જોઈ રહ્યું હશે કે આવતી કાલે શું બને છે. સૌની નજર આવતી કાલ ઉપર ચોંટી છે અને હું આશા રાખું છું કે જરાય રકઝક નહીં થાય.

કોન્ફરન્સમા બે વાક્ય ઉર્દૂમા બોલી ફનાર રજૂ કરી આ યા માનવિયાજી
ન્ધોરે મળ્યા આ યા મહાભારત અને પુરાણોમાથી સતતિ
૨૬-૪-'૧૮ શાસ્ત્ર ઉપર વાતો કરી શ્રીકૃષ્ણ અને સત્યભામા, પુત્રી
અને સાત બાર વર્ષના બ્રહ્મચર્યના ફળ, વાદળ તથા
પક્ષીઓમા પ્રેમભાવ, આનદ, નિર્દોષ જીવન વગેરે ઉપર વાતો થઈ

માનવિયાજીના ભાષણ ઉપર વાત કરતા બાપુ બોલ્યા હવે એમની શક્તિ ખલાસ થઈ ગઈ છે

સર ક્લોડ હિલ સાથે વાતો થઈ ગઈ કાલની વર્તણૂક માટે એ શરમાયો

વાઈસરોય ઉપરનો પત્ર લખાવા માડયો થોડી વાર મને લખાવ્યો, રાત્રે ઍન્ડ્રૂઝને જોવા માડયો એ વાગ્યા સુધી સુધારા થયા

વાઈસરોયની કોન્ફરન્સમા જવાની ખબર આપતા તેમના ખાનગી મત્રીને લખેલુ

¶ "ભય અને કપ સાથે એક ફરજ ખાતર પરિષદમા ભાગ લેવાનુ મે નક્કી કર્યું છે વાઈસરોય સાથેની મુલાકાત પછી અને ત્યાર પછી તમને મળ્યા પછી મને લાગે છે કે હુ બીજુ કાઈ કરી શકુ નહી '

તેનો ઉત્તર આ પ્રમાણે આવેલો·

¶ "તમારા 'ભય અને કપ સાથે'મા વાઈસરોય માનતા નથી ૬ પણ નથી માનતો

'તમે પરિષદમા ભાગ લેશો એ સાભળીને વાઈસરોય બહુ રાજી થયા છે મે સર ક્લાડ હિલને ખબર આપી છે કે તમે મનુષ્યબળ કમિટીમા પણ ભાગ લેશો એ અગિયાર વાગ્યે મળે છે'

રાત્રે વાઈસરોયની ઉપરનો પત્ર લખાતો હતો ત્યા મેફીનો પત્ર આ યો

¶ ' ભાઈશ્રી ગાધી,

"અત્યારે હુ જોઉ છુ કે આજ સવારની ધમાલમા તમારા કાગળનો છેલ્લો ભાગ મે વાચેલો જ નહી એટલે તમારા પહેલા પ્રશ્નનો — તમારા ભાષણ વિષેનો — મે જવાબ આપેલો

'તે વિષે હુ કહુ કે તમારી હાજરીની તમે જે થોડા શબ્દો કહ્યા અને જે રીતે એ કહ્યા તેની વાઈસરોય ઉપર બહુ જ અસર થઈ છે

'યુદ્ધપ્રયાસને માટે અવકાશ છે એમ તમને લાગે છે તેથી હુ બહુ રાજી થયો છુ એ કામની ખૂબ જ જરૂર છે અને તે માટે તમને દિલગીરી નહી જ થાય હક્ક મેળવવા માટે આગ્રહ કરવો એ હમેશા તે મેળવવાનો

ઉત્તમ રસ્તો હોતો નથી અમારા ઉપર વિશ્વાસ પડતો હોય તો અમારે માટે લડો, અમારે વિષે અધીરા ન થાઓ

"અમે આજે રાત્રે અહીંથી જઈએ છીએ કોઈ પણ વખતે તમારી કાંઈ પણ સેવા હુ કરી શકુ એમ હોઉં તો મને જણાવશો"

મેફીને ઉત્તર

¶ "ઢગલા કામમા દબાયેના હોવા છતા મારો કાગળ ફરી વાચ્યો અને તેનો જવાબ આપવાનો વખત કાઢ્યો તે તમારી મમતા બતાવે છે વાઈસરોય સાહેબે જે માબાબાન બતાવ્યો છે તે માટે હુ આભારી છુ

"તમારે માટે હું બે કાગળો પૂરા કરી રહ્યો છુ તે તમને સિમલા પહોચશે તમે અહીંથી નીકળો તે પહેલા હુ ભાગ્યે જ એ તૈયાર કરી શકું એમ છુ એક કાગળમા મારી સેનાઓનો તમે શી રીતે ઉપયોગ કરી શકો એ વિષે ચોક્કસ સૂચનાઓ છે બીજા કાગળમા અત્યારની પરિસ્થિતિ ઉપરના મારા વિચારો મે પૂરેપૂરા દર્શાવ્યા છે

"અગ્રેજો ઉપરનો મારો વિશ્વાસ ઝટ ડગી જાય એમ નથી હક્કો વિષે તમે જે લખ્યુ છે તેમા હું સપૂર્ણ સમત થાઉ છુ લાબો કાગળ લખીને તમારો વખત લેવાનુ મને ઠીક લાગતુ નથી

"જ્યારે હુ તમને લખુ છુ ત્યારે હમેશ મને લાગે છે કે હુ એક પાપ આચરી રહ્યો છુ

સેવક

મો૦ ક૦ ગાધી"

સવારે પણ વાઈસરોયના પત્ર ઉપર મરામત ચાલી, તે સાજ સુધી ચાલ્યા જ કીધી એન્ડ્રૂઝે શબ્દેશબ્દ અને કાનોમાત્રા પણ

૩૦-૪-'૧૮ તપાસ્યા આખરે જે પત્ર તૈયાર થયો તેથી સૌ કોઈ ચકિત થયુ રુદ્ર, એન્ડ્રૂઝ વગેરેએ ભવ્ય, ઉત્કૃષ્ટ, કમાલ વગેરે વિશેષણ વાપર્યા રાત્રે રેવ આયર્નેન્ડને પત્ર લઈ જવાને તૈયાર કર્યા ઇન્ટર ક્લાસમા જઈ શકુ છુ કહી રૂપિયા સિત્તેરમાથી માત્ર વીસ જ રૂપિયા લઈ ગયા તે જ દિવસે સાજે સર વિલિયમ વિન્સેન્ટ અને મેફીને બીજા પત્ર લખ્યા

¶ "ભાઈશ્રી મેફી,

"વાઈસરોય સાહેબ ઉપર લખેલો મારો કાગળ તમે વાચી જશો એમ હું ઇચ્છુ છુ અને મને નડિયાદ તાર કરો કે એ કાગળ પ્રગટ કરવામા તેમને કાંઈ વાધો છે કે કેમ તેનો ઉદ્દેશ વિરોધી લોકોને પહોચી વળવાનો છે મારી સ્થિતિ વિષે ખુલાસો પૂછનારા કાગળોની મારા ઉપર ઝડી વરસી રહી છે લોકો

મૂંઝાઈ ગયા છે. ગામગપાટા જેટલું તોફાન કરી શકે એટલું કરી રહ્યા છે મારે એ બધાને પહોંચી વળવું છે મારી દેખીતી અધીરાઈ માટે તમે મને ક્ષમા આપશો

"બીજા કાગળમાં મારી સેવા આપવાની વાત છે તમારે એનો જે ઉપયોગ કરવો હોય તે કરો. લૉર્ડ ચેમ્સફર્ડ જેને સાચું યુદ્ધકાર્ય ગણે એવું કાંઈ કરવાની મારી બહુ ઇચ્છા છે મને એવો વિચાર આવે છે કે તમે મને તમારો મુખ્ય ભરતી અમલદાર બનાવો તો હું તમારા પર માણસોનો વરસાદ વરસાવું મારી આ ધૃષ્ટતા માટે ક્ષમા કરશો

"ગઈ કાલે નામદાર વાઇસરોય બહુ ફિક્કા જણાયા ભાષણો ધ્યાન દઈને સાંભળતા જ્યારે હું તેમને જોઈ રહ્યો હતો ત્યારે મારું આખું હૃદય તેમના પ્રત્યે દ્રવી રહ્યું હતું. તેમની ઉપર અને તેમના વફાદાર અને નિષ્ઠાવાન સેક્રેટરી તમારી ઉપર ઈશ્વરની કૃપા હો અને તમારા બન્નેનું તે રક્ષણ કરો મને લાગે છે કે તમે એમને મન સેક્રેટરી કરતાં વિશેષ છો

સેવક

મો૦ ક૦ ગાંધી"

"પ્રિય સર વિલિયમ વિન્સેન્ટ,

"રવિવારે મેં તમને હેરાન કર્યા. પણ જે હેતુને માટે તમે તમારી જાતને ઘસવી નાખી રહ્યા છો તે હેતુ આગળ વધારવાને માટે જ હું તમારી પાસે આવ્યો હતો. મારે તમને ફક્ત એટલું જ કહેવું હતું કે અલીભાઈઓના છુટકારાથી લશ્કરભરતીના કામને બહુ વેગ મળશે આમ હું ન માનતો હોઉં તો તમારા વખતમાંથી તમે મને એક મિનિટ પણ આપો એવી મારે આશા રાખવી એ મારે માટે પાપરૂપ થાય

"તમે મને પૂછ્યું કે મેં સરકારને એક પણ રંગરૂટ મેળવી આપ્યો છે ખરો? હું તમને સૂચવું છું કે એ સવાલ વાજબી નહોતો માણસ સામ્રાજ્યની સાચી સેવા કરતો હોય અને છતાં એક પણ રંગરૂટ ન લાવે એમ બને.

"હું આશા રાખું છું કે તમે આ કાગળથી ચિડાશો નહીં, પણ જે મુલાકાત વિષે તમે ઉતાવળે ગેરસમજ કરી લીધી તેના પ્રમાણિક ખુલાસા તરીકે આને સ્વીકારશો.

સેવક

મો૦ ક૦ ગાંધી"

તે જ દિવસે સાંભળ્યું હતું કે રવીન્દ્રનાથ ટાગોર ઍન્ડ્રૂઝ સાથે ઑસ્ટ્રેલિયા કે હિંદુસ્તાનની બહાર બીજે કોઈ ઠેકાણે જવાના છે બહુ ચર્ચા

અને વિચાર કરીને ઍન્ડ્રૂઝ કલકત્તા ગયા. તેમની સાથે કવિને નીચેનો પત્ર મોકલ્યો :

૧ "પ્રિય ગુરુદેવ,

"ઍન્ડ્રૂઝને થોડો વધુ વખત મારી સાથે રાખવાનું મને ઘણું ગમે, છતાં મને નક્કી લાગે છે કે આજે રાત્રે તેણે કલકત્તા જવા નીકળવું જ જોઈએ. હું જાણું છું કે અત્યારે તમારી તબિયત સારી રહેતી નથી. તે વખતે તમારે પડખે ઍન્ડ્રૂઝની હાજરી હોય તેથી તમને બહુ શાતા રહે. તમને જરૂર હોય ત્યાં સુધી તમારી પાસે એમને રાખજો. આપણે અત્યારે દેશમાં મહાન ફેરફારને ઉંબરે ઊભા છીએ. દેશના નવજન્મને ટાંકણે સઘળાં શુદ્ધ બળોની હાજરી દેશમાં હોય એ મને ગમે. તેથી દેશમાં જ કોઈ જગ્યાએ તમને આરામ મળી શકે એમ હોય તો હું તમને અને ઍન્ડ્રૂઝને વીનવું કે અત્યારે તમે દેશમાં જ રહો અને અવારનવાર ઍન્ડ્રૂઝની મદદ પણ મને આપતા રહો. કેટલીક વખત એનું માર્ગદર્શન મને બહુ કીમતી થઈ પડે છે. × × ×

સેવક

મો૦ ક૦ ગાંધી"

વાઈસરૉયને જે મુખ્ય પત્ર લખાયો તે એક ચિરંજીવ સાહિત્ય છે એમ ઘણાએ કહ્યું. એમાં ધર્મ, સત્યાગ્રહનું રહસ્ય અને બધા આદર્શો આપી દેવાયા છે એમ બાપુએ કહ્યું. પત્ર છાપવાની રજા મળી અને પત્ર પ્રસિદ્ધ પણ થયો. આ રહ્યો તે :

૬ "તમે જાણો છો કે પાકો વિચાર કર્યા પછી આપ નામદારને જણાવવાની મને ફરજ પડી હતી કે ૨૬મી એપ્રિલના કાગળમાં જણાવેલાં કારણોસર હું યુદ્ધપરિષદમાં હાજર રહી શકીશ નહીં. પણ આપની સાથેની મુલાકાત પછી મેં મારા મનને સમજાવ્યું, કે મારે તેમાં જોડાવું જ જોઈએ. બીજા કોઈ કારણસર નહીં તોપણ આપના પ્રત્યે મને બહુ આદર છે તે કારણે પણ મારે અવશ્ય ભાગ લેવો જોઈએ. નહીં જોડાવાનાં કારણમાં સૌથી મજબૂત કારણ એ હતું કે લોકમાન્ય તિલક, મિસિસ બેસંટ અને અલીભાઈઓને એ પરિષદમાં આમંત્રણ ન હતું. એમને હું મોટામાં મોટા અને સમર્થ લોકનેતાઓ ગણું છું. મને તો હજી પણ લાગે છે કે તેમને આમંત્રણ ન આપવામાં સરકારે ગંભીર ભૂલ કરી છે. હું માનપૂર્વક સૂચવું છું કે હવે જે પ્રાંતિક પરિષદો ભરાવાની છે, તેમાં આ નેતાઓને આમંત્રણ મોકલીને સરકારને પોતાની ભૂલ સુધારી લેવાનો અવકાશ છે. પ્રાંતિક પરિષદોમાં સરકારને તેમની સલાહનો લાભ મળી શકશે. મારો નમ્ર અભિપ્રાય છે, કે આમજનતાનું પ્રતિનિધિત્વ ધરાવતા

આના પ્રૌઢ નેતાઓને, તેઓની સાથે ગમે તેવા મતભેદ હોય છતા, કોઈ સત્તનત અવગણી શકે નહી સાથે સાથે અટનુ કહેતા મને આનદ થાય છે, કે પરિષદની કમિટીઓમા સઘળા પક્ષના વિચારો છૂટથી વ્યક્ત કરવા દેવામા આવ્યા હતા મારે માટે હુ જણાવુ, કે ઉપર જણાવેના કારણોને લીધે જ, પરિષદની કમિટીઓમા રાખવાનુ મને માન આપેનુ હોવા છતા તેમા હાજર રહીને મે મારા વિચારો જણાવ્યા નહી પરિષદમા પણ હુ કાઈ વિશેષ બોલ્યો નહી મને લાગ્યુ કે પરિષદના હેતુઓની હુ વધારેમા વધારે સારી સેવા પરિષદમા રજૂ થયેના ઠરાવને કેવળ ટેકો આપીને જ કરી શકીશ અને એ ટેકો મે મનમા જરાયે આડી રાખ્યા વિના આપ્યો છે આ સાથેના જુદા કાગળમા કેટલીક સૂચનાઓ કરુ છુ તે સૂચનાઓ સરકાર સ્વીકારે કે તરત મારા ઠેરાવનો અમલ કરવાની હુ આશા રાખુ છુ

'જે સત્તનતમા સામ્રાજ્યના બીજા ભાગોની સાથે નજીકના ભવિષ્યમા અમે સપૂર્ણતાએ ભાગીદાર થવાની આશા રાખીએ છીએ તેને આપત્તિકાળે જરાયે આનાકાની વિના પૂરેપૂરી મદદ આપવાનો અમારો ધર્મ છે પણ મારે આટનુ સ્પષ્ટ કરવુ જોઈએ, કે તેની સાથે એ આશા રહેની જ છે કે અમારી મદદને પરિણામે અમારા ધ્યેયને અમે સત્વર પહોચી શકીશુ કર્તવ્યનુ પાલન કરવાની સાથે જ તેને લગતા હકો આપોઆપ મળી જાય છે, એ ન્યાયે લોકોને આટનુ માનવાનો અધિકાર છે કે જે સુધારાઓ તુરતમા થવાની આશા આપના ભાષણમા આપવામા આવી છે તે સુધારામા કોંગ્રેસ અને મુસ્લિમ લીગની મુખ્ય માગણીઓનો સમાવેશ થશે હુ ચોક્કસ માનુ છુ કે આ શ્રદ્ધાને લીધે જ પરિષદના ઘણા સભ્યો સરકારને પૂરા હૃદયથી સહકાર આપવા શક્તિમાન થયા છે

' હુ મારા દેશબધુઓને સમજાવી શકુ તો, યુદ્ધ ચાલે છે તે દરમિયાન કોંગ્રેસના બધા ઠરાવો તેમની પાસે ઊચા મુકાવુ અને 'હોમરૂલ અથવા 'જવાબદાર રાજ્યતત્ર' એ શબ્દનુ ઉચ્ચારણ સરખુ ન કરવા દઉ, તથા સામ્રાજ્યની આ અણીને વખતે બધા સશક્ત હિંદીઓને તેના રક્ષણ અર્થે મૂગે મોઢે હોમાઈ જવા પ્રેરુ હુ જાણુ છુ કે આટનુ કરવાથી જ અમે સામ્રાજ્યના મોટામા મોટા અને આદરપાત્ર ભાગીદાર બની જઈએ, અને રગભેદ તથા દેશભેદ તો ભૂસાઈ જ જાય

"પણ હિંદુસ્તાનના આખા શિક્ષિત વર્ગે આનાથી ઓછો અસરકારક માર્ગ લેવાનુ નક્કી કર્યું છે હવે એમ કહેવુ શકય નથી, કે શિક્ષિત વર્ગની આમ જનતા ઉપર કશી લાગવગ નથી દક્ષિણ આફ્રિકાથી હિંદુસ્તાન આવ્યો ત્યારથી જ જનતાના ગાઢ સંપર્કમા હુ આવતો રહ્યો છુ અને હુ આપને ખાતરીપૂર્વક

જણાવવા ઇચ્છું છું કે હોમરૂલની તમન્ના જનતામાં ઊંડી વ્યાપેલી છે. કૉંગ્રેસની ગઈ બેઠકમાં હું હાજર હતો અને પાર્લમેન્ટ કાયદાથી ચોક્કસ સમય નક્કી કરે તેટલા સમયની અંદર હિંદુસ્તાનને પૂરેપૂરું જવાબદાર રાજ્યતંત્ર આપી દેવું જોઈએ એ ઠરાવમાં મેં પણ ભાગ લીધો હતો. હું સ્વીકારું છું, કે આ બહુ સાહસી પગલું છે. પણ તેની સાથે મને એ પણ ચોક્કસ લાગે છે કે ટૂંકામાં ટૂંકા વખતમાં હોમરૂલનું સ્પષ્ટ દર્શન ન થાય તો લોકોને જરાયે સંતોષ થવાનો નથી. હિંદુસ્તાનમાં એવા ઘણા છે જેઓ માને છે કે હોમરૂલ મેળવવાને સારુ જેટલો ભોગ આપીએ તેટલો ઓછો છે. તેની સાથે તેઓ એટલું સમજવા જેટલા પણ જાગ્રત છે, કે જે સામ્રાજ્યમાં પૂરેપૂરું માનનું સ્થાન મેળવવાની તેઓ આશા રાખે છે, તે સામ્રાજ્યને માટે ભોગ આપવાને તેઓએ એટલા જ તૈયાર રહેવું જોઈએ. તેમાંથી એ ફલિત થાય છે કે સામ્રાજ્યને તેની ઉપર ઝઝૂમતા ભયમાંથી મુક્ત કરવાને માટે અમે કશું બોલ્યાચાલ્યા વિના પૂરેપૂરા હોમાઈ જઈએ તો જ અમારા ધ્યેયને અમે વહેલા પહોંચી શકીએ. આ સાદું સત્ય ન સ્વીકારવું એ રાષ્ટ્રના આત્મઘાત સમાન છે. અમારે સમજવું જ જોઈએ કે સામ્રાજ્યને બચાવવામાં અમે બરાબર હિસ્સો લઈશું, તો એટલાથી જ અમારું હોમરૂલ અમારા ખોળામાં આવીને પડશે.

"તેથી જોકે સામ્રાજ્યને સારુ જેટલા સૈનિકો આપી શકાય તેટલા અમારે આપવા જોઈએ એ સ્પષ્ટ છે, છતાં આર્થિક મદદને વિષે હું એમ નથી કહી શકતો. લોકોની સ્થિતિ અંદરખાનેથી હું જાણું છું અને તે ઉપરથી કહું છું કે હિંદુસ્તાન જે મદદ આપી ચૂક્યું છે તે એના ગજા ઉપરવટ છે. આમ કહેવામાં મારા દેશબંધુઓની મોટી બહુમતીનો અભિપ્રાય હું વ્યક્ત કરું છું.

"પરિષદમાં મેં અને બીજા જેઓએ ટેકો આપ્યો છે તેમણે તો મરતાં લગી મદદ આપવાનો નિશ્ચય કર્યો જ છે. પણ અમારી સ્થિતિ કફોડી છે. આજે અમે સામ્રાજ્યના સમાન ભાગીદાર નથી. અમારા બલિદાનનો પાયો ભવિષ્યની આશા ઉપર બંધાયેલો છે. એ આશા કઈ છે એ સાફ સાફ અસંદિગ્ધ ભાષામાં હું ન જણાવું તો આપને અને મારા દેશને હું બેવફા ગણાઉં. હું આજે સાટું કરવા નથી ઇચ્છતો. પણ આપે એટલું તો જાણવું જોઈએ, કે અમને નિરાશા સાંપડશે તો સામ્રાજ્યને વિષેની અમારી આજ લગીની માન્યતા એક ભ્રમણા રૂપ થઈ પડશે.

"બીજી એક વાત પણ કહેવાનું મારે ચૂકવું જોઈએ નહીં. આપે ઘરના કજિયા ભૂલી જવાનું સૂચવ્યું છે. તેનો અર્થ જો એમ હોય, કે અમલદારોના જુલમો અને અપકૃત્યો અમારે મૂંગે મોઢે સહન કર્યાં કરવાં તો એ અમારે માટે અશક્ય છે. વ્યવસ્થિત અત્યાચારનો તમામ શક્તિ વાપરીને સામનો કરવો

કરવો એ હું ધર્મ સમજું છું. એટલે આપની અપીલ તો અમલદારોને હોવી જોઈએ, કે તેઓ એક પણ માણસને કનડે નહીં, લોકોની સાથે સલાહ મસલત કરીને કામ કરે અને અત્યાર સુધી નથી આપ્યું એટલું માન લોકમતને આપે. ચંપારણમાં સદીઓથી ચાલતા જુલમની સામે થઈ ને બ્રિટિશ ન્યાયનું સર્વોપરીપણું મેં સિદ્ધ કરી બતાવ્યું છે. ખેડાની રૈયત સરકારને ગાળો દેતી હતી તે આજે સમજી ગઈ છે કે તેનામાં જ્યારે સત્યને સારુ દુઃખ વેઠવાની શક્તિ હોય છે ત્યારે ખરી સત્તા સરકારની નહીં પણ લોકોની ચાલે છે. આજે તેમનામાં કડવાશ ઓછી થઈ ગઈ છે. અને જે રાજ્યસત્તાએ સવિનય કાયદાભંગને માન્ય કર્યો તે સત્તા લોકમતને છેક અવગણનારી ન હોય એવી તેની પ્રતીતિ થઈ છે. તેથી મારી એવી માન્યતા છે, કે ચંપારણ અને ખેડામાં મેં જે કામ કર્યું છે તે, આ યુદ્ધમાં મારો સીધો, સ્પષ્ટ અને વિશિષ્ટ ફાળો છે. એવી જાતનું મારું કામ બંધ કરવાનું જો આપ મને કહો તો આપ મારો શ્વાસોચ્છ્વાસ બંધ કરવાનું કહો છો એમ હું માનું. જો શસ્ત્રબળને બદલે આત્મબળને એટલે કે પ્રેમબળને લોકપ્રિય કરી મૂકવામાં હું સફળ થાઉં તો હું જાણું છું કે હું હિંદુસ્તાનને એવું બનાવી શકું જે, આખા જગતની તેની ઉપર કરડી નજર થાય તો તેની સામે પણ ઝૂઝી શકે. તેથી હરહંમેશ કષ્ટ સહન કરવાનો આ સનાતન નિયમ મારા જીવનમાં વણવાને હું મારા આત્માને કસ્યાં કરીશ, અને એ નિયમનો સ્વીકાર કરવા બીજાઓને નોતર્યાં કરીશ. બીજી કોઈ પ્રવૃત્તિમાં હું ભાગ લેતો દેખાઉં, તો તેનો હેતુ પણ આ જ સનાતન નિયમની અદ્વિતીય શ્રેષ્ઠતા સિદ્ધ કરવાનો છે.

"છેવટમાં મુસલમાન રાજ્યો વિષે ચોક્કસ ખાતરી આપવાનું બ્રિટિશ પ્રધાનમંડળને સૂચવવા હું આપને વીનવું છું. આપ જાણો છો કે દરેક મુસલમાન એને વિષે ચિંતાતુર છે. પોતે હિંદુ હોઈને હું તેમની લાગણી વિષે બેદરકાર નથી રહી શકતો. તેમનાં દુઃખ એ અમારાં હોવાં જ જોઈએ. આ મુસલમાન રાજ્યોના હકને જાળવવામાં, પોતાનાં ધર્મસ્થાનો વિષેની તેમની લાગણીને માન આપવામાં અને હિંદુસ્તાનની હોમરૂલ વિષેની માગણીનો વેળાસર સ્વીકાર કરવામાં સામ્રાજ્યની સહીસલામતી રહેલી છે. હું આ લખું છું કારણ અંગ્રેજ પ્રજાને હું ચાહું છું અને (સામ્રાજ્ય પ્રત્યે) જે વફાદારી અંગ્રેજમાં હોય તે જ વફાદારી દરેક હિંદીમાં જગાવવા હું ઇચ્છું છું.

સેવક

મો૦ ક૦ ગાંધી"

સાથે જે પત્ર મોકલ્યો હતો તેમાં લશ્કરભરતીના કામમાં પોતાની સેવા લેવાને માટે સરકારને વિનંતી કરેલી. દક્ષિણ આફ્રિકામાં અને ઇંગ્લેન્ડમાં સારવાર ટુકડીઓ ઊભી કરવાના પોતાના અનુભવો પોતાની લાયકાત તરીકે રજૂ કરેલા.

દિલ્હીથી નીકળ્યા. આજે રસ્તે તબિયત ઠીક ન હોવાથી સૂઈ રહ્યા. હરિલાલને નીચે પ્રમાણે પત્ર ગાડીમાં જ લખ્યો:

૧–૫–'૧૮ "તમારો કાગળ મને દિલ્હીમાં મળ્યો હતો. તમને શું લખું ? સહુ પોતાના ખવાસ પ્રમાણે કરે છે. ખવાસો ઉપર અંકુશ મેળવવામાં જ પુરુષાર્થ છે, એ જ ધર્મ છે. તમે એ પુરુષાર્થ કરો એટલે તમારા દોષો ભુલાઈ જશે. તમે ચોરી તો નથી જ કરી એમ કહો છો એટલે હું માનીશ; જગત નહીં માને. જગતનું મહેણું સહેજો અને હવે પછી સાવધાન રહેજો. જગતનો વિચાર બદલજો. તમારું જગત તમારા શેઠ છે. કોરટમાં તમારો ન્યાય થાય તેથી ન ડરજો. મારું માનો તો વકીલ ન રાખજો. તેમના જ વકીલને બધું સમજાવજો.

"તમારે હાથે હીરો હતો તે તમારી સાહસિક અને અધીરી પ્રકૃતિથી ખોઈ બેઠા છો. તમે બાળક નથી. તમે જગતનો રસ થોડો નથી ચાખ્યો. જો ધરાયા હો તો પાછા વળજો. હિંમત ન હારજો. તમે સાચા છો તો સત્ય ઉપરથી વિશ્વાસ ન છોડજો. સાચ એ જ પરમેશ્વર છે. ગુણો જડ નથી, ચૈતન્યમય છે. તમારી જિંદગી વિચારરહિત અને સ્વચ્છંદી રહેલી છે. હવે વિચારમય અને સંયમમય કરો એવું ઇચ્છું છું.

"મારાથી સહેજે દિલ્હીમાં અતિ ભારે કામ થઈ ગયું છે. તેનું થોડું વર્ણન તમે છાપાંમાં જોશો. મને લખવાનો વખત નથી. ભાઈ મહાદેવ નવરાશ શોધી તમને લખશે. તે બધું તેણે જોયું. એણે તમારી ગરજ સારી છે પણ તમે તેની જગ્યાએ હોત તો કેવું સારું, એવી મમતા હજી નથી જતી. જો મને બીજા પુત્રો ન હત તો ઝૂરીને મરી જાત. પણ જે થયા છે તેને ખસેડ્યા વિના જ્યારે તમારે જ્ઞાનપૂર્વક પુત્ર બનવું હોય ત્યારે તમારી જગ્યા છે જ.

બાપુના આશીર્વાદ"

સવારે નડિયાદ પહોંચ્યા. દિલ્હીની વાતચીત થઈ. રાત્રે મુંબઈ

૨–૫–'૧૮ જવા નીકળ્યા.

મુંબઈ પહોંચ્યા, મિસિસ બેસંટને મળ્યા. લશ્કરભરતીના સંબંધમાં બાપુજીનો પક્ષ તેમણે સ્વીકાર્યો. સાંજે કોંગ્રેસકમિટીની મિટિંગમાં ગયા.

૩–૫–'૧૮ મુખ્ય ઠરાવ સરકાર માટે માણસો ઊભા કરવા બાબતનો હતો. ખાપરડે, તિલક વગેરે 'અમને સ્વરાજ આપો તો અમે મદદ આપીએ.' એવો આગ્રહ ધરીને બેઠા. બાપુએ બિનશરતી સહકાર વિષે અસરકારક શબ્દો કહ્યા:

આ સામ્રાજ્ય અત્યારે કટોકટીમાંથી પસાર થઈ રહ્યું છે અત્યારની પરિસ્થિતિ વિષેનો મારો આંક બહુ જ ખરો છે આપણે આપણી શરતો પૂરતી સ્પષ્ટ રીતે જણાવી છે એ શરતોનું પુનઃકથન કરવાની જરૂર નથી. આપણે આપણામાંથી લશ્કર ઊભું કરવું જોઈએ અને જરૂર પડશે તો આપણું એ જ લશ્કર, જે બ્રિટિશ સરકારને માટે ઊભું કરવામાં આવે છે તે જ, સરકારનો સામનો કરવાને શક્તિમાન થશે આપણે સરકારને મદદ કરીએ કે નહીં, સરકાર તો દેશમાંથી પાંચ લાખ માણસની ભરતી કરવાની જ છે તો પછી આપણે અગમચેતી વાપરીને આપણી પસંદગીનું લશ્કર તેમને શું કામ ન આપીએ? હું જાણું છું કે અત્યારની સ્થિતિ ખરી કસોટીની છે અને તે ઉપરથી હું ધારું છું કે આખું લશ્કરભરતીનું કામ આપણા પોતાના હાથમાં હોય તો સારું. એમ કરીને આપણે જે દુઃખો અને હાડમારીઓનું સાંભળીએ છીએ તેમાંથી આપણા જુવાનોને બચાવી લઈ શકીશું આપણા તરફથી બહુ વિચારપૂર્વક પગલું ભરાય એ શાસ્ત્રિયારે કહ્યું તેમ બહુ જરૂરનું છે. પણ હું તો એથીયે આગળ જાઉં છું પરિસ્થિતિનો નિર્ણય હિંદુસ્તાન જ કરશે એમ મને લાગે છે. જો હિંદુસ્તાન ખલાસ થઈ જાય તો સામ્રાજ્યનો પણ નાશ થાય. સામ્રાજ્યનો નાશ થાય એની પરવા આપણે કદાચ ન કરીએ પણ આપણા દેશનો નાશ થાય એની પરવા તો આપણે કરવી જ જોઈએ આપણા નેતાઓએ ખેડૂતોને કહેવું જોઈએ કે તમારા હળકરમ છોડીને લશ્કરમાં જાઓ આ વખત લૂલા પાંગળા ઠરાવો કરવાનો નથી. હું તો તમને સૂચવું કે મારા જેવી લાગણી તમને થતી હોય તો તમારે લશ્કરભરતી કરનારી સમિતિ નીમવાનો નિર્ણય કરવો જોઈએ. એ સમિતિ કામ શરૂ કરે તે પહેલાં તમે સરકારને કહી શકો કે આપણી ભલામણોને અનુસરીને તેઓ પરિસ્થિતિ અનુકૂળ બનાવે. કામ કરવાની આ રીત ગણાય જ્યારે આપણી કસોટી થઈ રહી રહી છે, હોમરૂલરો કસોટી ઉપર છે તે વખતે આપણે ગંભીર અને ઉત્સાહી થવું જોઈએ અત્યારે આપણે એવા ઉત્સાહવાળા જણાતા નથી. મારા દિલમાં જે ખળભળાટ મચી રહ્યો છે તે હું તમને જણાવું છું. આપણે જો સમજી જઈએ કે અત્યારે આપણે આપણો દેશ ગુમાવી બેઠેલા છીએ અને આ અગીને ટાણે ખરું પગલું નહીં ભરીએ તો પરાધીનતામાં જ આપણે રહેવું પડશે અને આપણા ઇતિહાસનું પુનરાવર્તન આપણે હાથે જ થશે. તો આપણે ગંભીર બનવું જોઈએ અને પરિસ્થિતિ આપણને અનુકૂળ કરી લેવાનો બનતો બધો પ્રયત્ન કરવો જોઈએ

બીજો ઠરાવ ખેડા બાબતનો હતો બધાઓએ બાપુજીને પોતાનો ધાર્યો ઠરાવ પસાર કરવાનું કહી દીધું ઠરાવ ઘડાયો અને પસાર પણ થયો એટલે શાસ્ત્રિયારે કાનૂની પ્રશ્ન (પૉઇંટ ઑફ ઑર્ડર) ઉઠાવ્યો અને કહ્યું કે નોટિસ

વિનાં આવા અગત્યના ઠરાવ પસાર ન થઈ શકે. સી. પી. રામસ્વામીએ કબૂલ કર્યું કે નિયમની રૂએ શાસ્ત્રિયારનો વાંધો બરાબર છે. પણ સાત દહાડાની નોટિસનું બની નહીં શકેલું તેનો ખુલાસો કર્યો અને ઠરાવ પોતે રજૂ કરે છે એમ કહ્યું. બાપુએ કહ્યું કે આ સંજોગોમાં હું ઠરાવ ખેંચી લેવા માગું છું. ફરી ફરીને કહ્યું પણ કોઈએ માન્યું નહીં. બધા બોલી ઊઠયા ઠરાવ અમને કબૂલ છે. શાસ્ત્રિયારે બહુ જ દુઃખથી નમ્રપણે ઊઠીને કહ્યું, 'હું દિલગીર છું કે હું ઠરાવને મારી સંમતિ આપી શકતો નથી.' રાત્રે ઘેર આવતાં બાપુ બોલ્યા કે શાસ્ત્રિયારે આજે હદ કરી. એનું કાળજું કપાઈ જતું હતું એમ જણાયું. પણ એ તો પવિત્ર માણસ છે એટલે પોતાની પવિત્ર રીતે સામા થયા. રાત્રે તેમને પત્ર લખ્યો તેમાં લખ્યું :

¶ "તમારી 'ના'ની મારે મન ખરી કિંમત હતી. બધાની 'હા' કશા મૂલ્યની નહોતી."

અમૃતલાલ ઠક્કર કહેતા હતા કે શાસ્ત્રિયારે પણ પત્ર વાંચીને કહેલું કે "માત્ર ગાંધી જ આવો કાગળ લખી શકે." પ્રમાણિકતા અભિશુદ્ધ પોતામાં જ હોવી જોઈએ એટલું જ નહીં, પણ પારકામાં પણ તેટલી જ પ્રમાણિકતા દેખીને રીઝવાનું આ એક સુંદર દૃષ્ટાંત.

વાઇસરોયની પરવાનગી આવી. પત્ર બધે છાપવા માટે આપી આવ્યો. હું અગાસીમાં સૂતેલો હતો ત્યાંથી ઉઠાડીને પલંગ પર મને સુવાડ્યો. વડોદરા સ્ટેશન પર બતાવેલી પહેલી મમતા, આ બીજી.

૪-૫-'૧૮ પત્રનું ભાષાંતર દોઢ કલાકમાં લખાવ્યું. પ્રેસનોટનો ઉત્તર* સમાપ્ત. બધે મોકલી આપ્યું. રાત્રે બિજાપુર જવા નીકળ્યા.

૫-૫-'૧૮ બપોરે બિજાપુર પહોંચ્યા. હુટગીથી બિજાપુર જતાં ટ્રેનમાં અહમદનગરના થોડા વકીલો પોતાના જિલ્લામાં એક ઑસ્ટ્રેલિયન કે અમેરિકન કંપનીને માટે સરકારે મેળવવા ધારેલી જમીનથી ઊભા થયેલા અસંતોષની વાત ચર્ચવા લાગ્યા. સરકારને પોતે કરેલી અરજી તથા બીજો પત્રવહેવાર બતાવ્યો અને કૉન્ફરન્સમાં પસાર કરવા ધારેલો ઠરાવ બતાવ્યો. આ બાબતમાં મૂળ ભૂલ એ છે કે ખેડૂતો નાહક લૂંટાય છે, અને તે લૂંટાવા ન જોઈએ તે બતાવવું રહી ગયું છે એમ તમોને નથી લાગતું?

* ખેડા જિલ્લાની લડત બાબત નિષ્પક્ષ પંચ નીમવાની અનાવશ્યકતા સૂચવતી સરકારી યાદી તા. ૨૪-૪-'૧૮ના રોજ બહાર પડેલી તેનો ઉલ્લેખ છે. ઉત્તરના મજકૂર માટે જુઓ પરિશિષ્ટ પહેલું.

એ પ્રશ્ન બાપુએ કર્યો, અને પેલાઓને નવી દિશા સૂઝી. ઠરાવ પસાર કરવાને બદલે લોકોને પોતાના હક સમજાવી, લોકોને ખરેખર લાગે કે પોતાના હકો ડૂબે છે તો જ તેઓની પાસે મોટી અરજી કરાવવી. તેમાં સ્પષ્ટ લખાવવું કે અમારી જમીન અમે કદી છોડવાના નથી, કાં તો અમને કેદ કરો કાં તો અમારી જમીન અમારી પાસે રહેવા દો, આવી સૂચના આપી. આ કર્યા પહેલાં . . .ને મળીને તેને પોતાની સ્થિતિ બાબત શું કહેવાનું છે તે સમજી લેવું. તેનો જવાબ સાંભળવો અને પછી તેમને ઉઘાડા પાડવા.

એક ગૃહસ્થ — 'મરાઠા'ના ઉપતંત્રી — હોમરૂલ ડેપ્યુટેશનના પાસપોર્ટ રદ થયા તેની વિરુદ્ધ સત્યાગ્રહ કરવાની દરખાસ્ત વિષે બાપુ સાથે વાત કરવા આવ્યા. સત્યાગ્રહ કરનાર બહુ ચુસ્ત જોઈએ, મોટા પાયા પર સત્યાગ્રહ થઈ શકે એવો સત્યાગ્રહનો પ્રકાર હોવો જોઈએ, સામાનું કાર્ય પાશવી, જુલમી, અનીતિમય અને અન્યાયી ન હોય ત્યાં સુધી સત્યાગ્રહનો સવાલ નથી ઊઠી શકતો, એ સમજાવ્યું.

નવ વાગ્યે સબજેક્ટ્સ કમિટી મળી. તેમાં ભરતી માટે પણ વાતો થવા માંડી. બીજે દિવસે દિલ્હી કૉન્ફરન્સ બાબત પોતાની સ્થિતિ વર્ણવવાનું બાપુજીએ કબૂલ કર્યું. કબૂલ કરતાં જ કહ્યું કે, “ જો મને પૂરી સત્તા આપવામાં આવે તો હું એક જ સાદો ઠરાવ રજૂ કરું. એમાં કોઈ પણ જાતની શરત દાખલ કરવામાં આવે તેનો મારા બધા બળથી હું વિરોધ કરું.

રાત્રે સાડાનવ વાગ્યા પછી અંત્યજ પરિષદ ભરાઈ. શ્રી શિંદે બહુ જ આગ્રહપૂર્વક બાપુજીને તેડી લાવ્યા હતા. બહુ ઠરાવો થયા પછી મોડી રાત્રે લગભગ બાર વાગ્યે બાપુજીને એક ઠરાવ રજૂ કરવાનું કહેવામાં આવ્યું. ઠરાવ એવો હતો કે આ કૉન્ફરન્સ કૉંગ્રેસલીગ સ્કીમને ટેકો આપે છે, અને અંત્યજોનું પણ સ્થાન સરકાર સ્વીકારશે એવી ભલામણ કરે છે. ઠરાવ રજૂ કરતાં પહેલાં સભા સમક્ષ જોઈને બાપુએ પૂછ્યું, “ આ સભામાં કેટલા અંત્યજો છે? બીજી વાર પૂછ્યું, ત્રીજી વાર પૂછ્યું; કોઈએ ઉત્તર ના આપ્યો. આખરે કોઈકે કહ્યું કે એક પણ અંત્યજ નથી. આ સાંભળીને બાપુ હિંદીમાં બોલ્યા:

તો બાર બાર વાગ્યા સુધી આપણે અહીં શું કરીએ છીએ? પોપટ 'નારાયણ', 'નારાયણ' કરે તેવી આપણી સ્થિતિ છે. ભાઈ શિંદેને હું કહું છું કે આવી પરિષદો કરવાનું મૂકી દઈ બીજા સંગીન કાર્યમાં જ મચ્યા રહે. અસ્પૃશ્યતાના પાપમાંથી મુક્તિ હૃદયશુદ્ધિથી જ મળે છે. હાર્દિક ભાવથી જ કામ થાય છે, કૃત્રિમતાથી આપણું કામ નથી થતું. અસ્પૃશ્યતા દૂર કરવાને માટે આપણે બહુ ઠરાવો કરીએ છીએ, પણ તેનું કશું પરિણામ નથી. 'એક માણસે સર્વાનુમતે

ઠરાવ ન થવા માટે કહ્યું કે આ પરિષદ અવ્યવહારુ છે, હું પણ કહું છું કે આ પરિષદ અવ્યવહારુ છે.

કોંગ્રેસલીગ સ્કીમ પસાર કરાવવાનો ઠરાવ મેં વાંચ્યો ત્યારે તેને કોઈ અંત્યજ અનુમોદન દેશે એમ મેં ધારણા રાખેલી, પણ અહીં અંત્યજ તો કોઈ છે જ નહીં. ત્યારે એ ઠરાવ કરવાનું ફળ શું? એ ઠરાવનું મોન્ટેગ્યુ પાસે વજન શું પડશે? હું આ ઠરાવ નથી રજૂ કરી શકતો. આ ઠરાવ પસાર કરવાનો જરા પણ અહીં અધિકાર નથી એટલે એ ઠરાવ આપણે અહીં નથી લાવી શકતા. આપણે આપણી કૃત્રિમતા તજીને સરળ થઈએ એટલું જ બસ છે. આપણે વર્ણાશ્રમ પાળતા નથી, બ્રાહ્મણે બ્રાહ્મણનો ધર્મ તજ્યો છે, ક્ષત્રિયે ક્ષત્રિયનો ધર્મ ત્યજ્યો છે, વૈશ્યે વૈશ્યનો ધર્મ ત્યજ્યો છે અને જે વસ્તુ આપણા ધર્મમાં નથી તેને પકડી રહ્યા છીએ. આપણે સ્વરાજ્યને લાયક નથી.

જેઓ સ્વરાજ્ય માગે છે તેઓ અંત્યજ માટે શું કરશે? આ સવાલ આપણને લૉર્ડ સિડનહામ જેવા ભાઈઓ જરૂર પૂછશે, અને તેનો ઉત્તર આપતાં આપણે શરમાવું પડશે. જે સ્વરાજ માગે છે તેણે બીજાને સ્વરાજ આપવું જોઈએ. ન્યાય માગે છે તેણે ન્યાય આપવો જોઈએ, એવું કાયદાનું સૂત્ર છે. હું તમને સહુને કહું છું કે આ ખેલ છોડીને સાચા હૃદયથી આ મધરાતે પ્રાર્થના કરી લો કે જેથી આપણાં પાપ, આપણી કઠોરતા નષ્ટ થાય.

સવારે દિલ્હી પરિષદ વિષે પોતાના અભિપ્રાય જણાવનાર છે એમ સૌને ખબર હતી. એટલે સૌ સાંભળવાને ઉત્સુક હતું. બાપુજી નીચે પ્રમાણે બોલ્યા :

૬–૫–'૧૮

મેં એક ગંભીર ભૂલ કરી છે. એક મિત્રે આવીને મને કહ્યું કે મિર્ઝાપુરમાં બે પક્ષ છે અને તેમાં હું નાહકનો ખળભળાટ ઉપજાવી રહ્યો છું. મને ખરી સ્થિતિની ખબર નહોતી. અહીં હું લડાઈ માટે મસાલો આપવા અથવા તો બે પક્ષોની લાગણીઓને ઉશ્કેરવા આવ્યો નથી. લોકમાન્ય તિલકે તમને અને મને દોરવા માટે અહીં આવવું જોઈતું હતું. રાજ્યપ્રકરણમાં હું તો ત્રણ વર્ષનું બાળક છું. મારે તો હજી બધું જોવાનું, વિચારવાનું અને શીખવાનું છે. એટલે મેં ખળભળાટ ઊભો કર્યો હોય તો તે માટે હું તમારી માફી માગું છું. જાહેરસભામાં માણસ પોતાના વિચારો પૂરેપૂરી છૂટથી દર્શાવે તેના ઉપર ખળભળાટ ઊભો કરવાના વિચારનો આરોપ મૂકી શકાય નહીં. મેં જે કાર્યક્રમ આંકી રાખ્યો છે તે હું પોતે અમલમાં મૂકવાનો ઇરાદો રાખું છું. એટલે હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં કેવી લાગણી પ્રવર્તી રહી છે તે જાણી લેવા ઇન્તેજારી રાખવાની જરૂર નથી. પણ તમે બધા અહીં

પહેલેથી બાંધી લીધેલા વિચારો સાથે આવ્યા છો એટલે મારી સ્થિતિની ચર્ચા હું કરી શકું નહી. તમારી સાથે વિચારોની આપલે કરવાનું, તમારી લાગણીઓ સમજવાનુ, તમે કયા હેતુથી નિર્ણયો બાંધ્યા છે અને તમારા મનની પાછળ કઈ વસ્તુ કામ કરી રહી છે તે જાણવાનુ મને ગમે. પણ તે માટે વાતાવરણ વધુ શાંત હોય ત્યારે આવવાનુ હું રાખીશ અને જ્યારે આપણે ઠરાવોથી બંધાઈ ગયા ન હોઈએ ત્યારે તમારાં હૃદય ચોરવાનો પ્રયત્ન કરીશ. મને લાગે છે કે શ્રી કેળકરે તદ્દન વાજબી વાત કહી છે. આ તબક્કે આપણે કોંગ્રેસ કમિટીનો ઠરાવ સ્વીકારવો જોઈએ.

આ પછી ગિરમીટ પ્રથા રદ કરવા સબંધી એક ઠરાવ રજૂ કર્યો અને બપોરે મિર્ઝાપુરથી નીકળ્યા. ગાડીમાં સૂતા, થાક પુષ્કળ લાગેલો હતો.

૭–૫–'૧૮ સવારે મુંબઈ દિવસ લોકોને મળવામાં ગાળ્યો. અવંતિકાબાઈની પ્રિય રસોઈ જમ્યા. રાત્રે નીકળ્યા. અહીંથી સ્વામી સત્યદેવ સંબંધે બિહાર સરકારને એક પત્ર લખેલો તેના ઉત્તરમાં બિહાર સરકારનો એક સુંદર પત્ર આજની ટપાલમાં મળ્યો. સ્વામીને કેમ દફન કરવામાં આવ્યા, એમનાં કયાં ભાષણો વાંધાભર્યાં હતાં, હવે પછી શું થશે એનુ વિગતવાર વર્ણન હતુ, અને એ પણ લખ્યુ હતું કે સ્વામીજી ઉપર તમે અંકુશ રાખો છો તે માટે લેફ્ટનન્ટ ગવર્નર આભારી છે.

૮–૫–'૧૮ નડિયાદ. વાતો. પત્રો લખ્યા.

મે બાપુને એક પત્ર લખીને વલ્લભભાઈની સાથે મોકલ્યો તેનો વલ્લભભાઈ મારફતે જ ઉત્તર.

૯–૫–'૧૮ "ભાઈશ્રી મહાદેવ,

"જે વચન મે તમારા ઉપરની મારી અતિશય શ્રદ્ધાને લઈને કહ્યુ તેનો તમે ઊંધો જ અર્થ કરશો તે તો મારા સ્વપ્નામાય ન હતુ. તમે મારામાં એટલા બધા વીંટળાઈ ગયા છો કે તેને લીધે તમને ચંપારણ્ય જવામાં આઘાત પહોંચે તે હું ધારતો હતો પણ તમે અપૂર્ણ નીવડ્યા તેથી તમને ફેંકી દેવાની મે આડી યુક્તિ ગોઠવી એ તમારી કલ્પનામાં પણ કેમ આવી શકયું ? તમે જ મારી આશા પૂરી કરી શકો એવા મે તમને માન્યા અને ચંપારણ્ય સૂચવ્યુ. દુર્ગાના ગજા ઉપરાંતનું બહુરવાન કામ નથી, એમ મે માન્યુ છે. એ ગણતરી ભલે ખોટી હોય. હમણા તો તમારી શાંતિને અર્થે એટલુ જ કહું છુ કે તમે કરેલી બધી કલ્પના ખોટી છે. તમારી બંનેની

શક્તિને વિષેનું મારું માન એ જ મારી સૂચનાનું કારણ છે. તમારી મદદ વિના મને અગવડ પડશે એની હું રાવજીભાઈ તથા દેવદાસ બંને સાથે વાત કરી ચૂક્યો હતો. તમે એવી સ્થિતિ કરી મૂકી છે કે તમારી જગ્યા પૂરવી લગભગ અશક્ય છે. પોલાકને લખેલાં વાક્યો ખરાં જ છે. તમે મને નિરાશ નથી કર્યો. તમને મેં મારા રાજપ્રકરણી કાર્યને સારુ, કુશળતાને સારુ ને તમારા ચારિત્ર્યને સારુ પસંદ કર્યા છે, તમે મને નિરાશ નથી કર્યો. તે ઉપરાંત તમે મને અતિ પ્રેમથી બનાવેલી ખીચડી ખવરાવી શકો છો, એ વિશેષ છે. વધારે ગળશું ત્યારે.”

૧૦–૯–’૧૮ રાત્રે અમદાવાદ આવ્યા.

૧૧–૯–’૧૮ સવારે મારા બેવકૂફી ભરેલા પત્ર ઉપર ભાષણ. તમે આવો અનર્થ કરશો એવો મને ખ્યાલ ન હતો. તમે મને ભારે અન્યાય કર્યો. હિંદુસ્તાનમાં હું જે નિર્ભયમાં નિર્ભય માણસ ગણાઉં તેને તમે બાયલો બનાવ્યો. હું સીધી રીતે તમને નહીં કહી શકું તે તમને આડકતરી રીતે કહ્યું! તમને ખોવામાં મારે જે ભોગ આપવો પડે તે ભોગ હું બહેરવાની શાળાને માટે આપવા તૈયાર થયો છું એટલું પણ તમે ન સમજી શક્યા. મને ખાતરી હતી કે હું તો તમને જ્યાં નાખું ત્યાં તમે કામ પાર ઉતારો. એ લાયકાત સમજીને તમને સૂચના કરેલી. તમારા પત્રથી તમે એ લાયકાત તમારી નથી એમ પુરવાર કર્યું.

મેં કહ્યું: નરહરિને ન મોકલી શકાય અને મને મોકલી શકાય એમ કહ્યું ત્યારે મને એમ થયું કે મારી જરૂર બહુ ઓછી છે.

બાપુ: એ વાત સાચી છે. અહીંની શાળાને માટે નરહરિની જરૂર છે, ત્યાંથી તેને કેમ મોકલાય? હું મારા સેક્રેટરી વિના ન જ ચલાવી શકું એમ નથી. મને અગવડ પડે પણ હું ચલાવી શકું. તમે આપેલું કામ બીજો ન આપી શકે, પણ હું તો મારું કામ મારી મેળે કરતો હોઉં ચલાવી લઈ શકું. માત્ર એટલું કે તમે હો તો હું કરું તેના કરતાં બમણું કામ કરું. એ ભોગ આપવા માટે હું તૈયાર થયેલો.

બપોરે ટપાલ લખી. સાંજે શહેરમાં ગયા.

ટપાલમાં મિસ એસ્થરને એક અગત્યનો કાગળ લખ્યો:

“પ્રિય એસ્થર,

“તમારો કાગળ મળ્યો છે. તમે નાતાલમાં આશ્રમમાં આવશો તેની હું અથવા અમે રાહ જોઈશું. તે વખતે મુખ્ય મકાન બંધાઈ ગયું હશે અને હવા બહુ સુંદર હશે.

"હું આશા રાખું છું કે વાઈસરૉયને લખેલો મારો કાગળ અને પ્રેસના ભાષણના જવાબમાં લખેલું નિવેદન એ બન્ને તમે વાચ્યા હશે. એ બે કાગળોમાં સરકાર વિષે અને જીવનની ફિલસૂફી વિષે મારા વિચારો ટૂંકમાં આવી જાય છે. વાઈસરૉય ઉપરના કાગળમાં પ્રેમ અને કષ્ટસહનના કાયદા વિષેના મારા વિચારો બહુ સ્પષ્ટ રૂપમાં દર્શાવેલા છે. 'પેસિવ રિઝિસ્ટન્સ' શબ્દ એ વિચારને બહુ કઢંગા રૂપમાં રજૂ કરે છે. 'નબળાના હથિયાર તરીકે' એ શબ્દનો ખરેખર મને અણગમો છે. પ્રેમના કાયદાની એ તદ્દન ખોટી રજૂઆત કરે છે. પ્રેમ એ તો બળનું સત્ત્વ છે. જ્યારે ભયનો બિલકુલ અભાવ હોય ત્યારે જ પ્રેમ મુક્તપણે વધી શકે છે. પ્રમીજનોની સજા એ તો આત્મા ઉપર ઠંડા મલમ બરાબર છે.

"તમારા 'વિવર' માટે સંપૂર્ણ ઉપવાસનો અખતરો તમે ન કરો? ઉકાળેલું પાણી પુષ્કળ પીઓ અને એથી ન ચાલે તો સંતરાનો રસ તેમાં પાણી નાખીને પીઓ. તેથી નબળાઈ લાગે અને ચક્કર આવે તો પથારીમાં પડ્યા રહો અથવા વધારે સારું તો પગ અને શરીરનો ઉપલો ભાગ પાણીની બહાર નાખીને ઠંડા પાણીમાં બેસી કટિસ્નાન લો. એ બહુ તાજગી આપનાર વસ્તુ છે. વિવરની ફરિયાદ માટે ઉપવાસ કરવા જેવો બીજો એકે ઉપાય નથી.

અમદાવાદ. કાલે રાત્રે લશ્કરભરતી માટે બિનશરતે સહકાર આપવાનો
૧૨–૫–'૧૮ ગુજરાતસભાનો ઠરાવ થયો.

ઢુંઢકૂવામાં સભા. ઢુંઢકૂવાથી બારોબાર અમદાવાદ ગયા. સાથે દુર્ગા
૧૩–૫–'૧૮ અને મા પણ હતા. રાત્રે દુર્ગાદાસ અડવાની આવ્યા.

કહલાલમાં નરહરિને ત્યાં અમારો મુકામ. બાપુને સખત લૂ લાગેલી.
૧૪–૫–'૧૮ આખો દિવસ ભીને લૂગડે સૂઈ રહ્યા.

ઢુંઢકૂવાના ભાષણનો રિપોર્ટ મેં બતાવ્યા વિના 'ક્રૉનિકલ'માં મોકલ્યો તેથી
જરા ચિડાયા. ખાડવાલાનો એક 'ખરાબ' રિપોર્ટ દીઠો
૧૫–૫–'૧૮ તેથી. આજની ટપાલમાં કેટલાક અગત્યના પત્રો લખ્યા:

ડૉ. મહેતાને:

"ખેડાની લડતનું તો શું લખું? એ લડત અતિશય ભારે છે. બે ત્રણ હજાર રૂપિયાના મુસાફરી વગેરેના ખર્ચથી આ લડત લડી શકાય એ કોઈની ગણતરીમાં આવી જ નથી. શાન્તું રૂપિયા પચીસ હજાર એકઠા થયેલા હશે તે પાછા અપાવ્યા અને ઘણે ઠેકાણેથી પૈસા મોકલવાના કહેણ આવે છે. સા

મારે ના લખવી પડે છે. જો પૈસા લઉં તો લડત બગડે, અનીતિ દાખલ થાય અને લોકોની અવનતિ થાય. આ બધામાંથી પૈસા ન લેવાથી બચી ગયો છું ને લડત ચોખ્ખી રાખી શક્યો છું. આ લડતને આખું હિંદુસ્તાન જોઈ ને સમજી શક્યું છે. શાસ્ત્રયાર નથી સમજ્યા એનો મને શોક રહ્યો છે. કાળાંતરે સમજી જશે. તે પોતે પવિત્ર આત્મા છે એટલે હું નિશ્ચિંત છું. લડતની યોગ્યતાને વિષે મારા મનમાં કંઈ શંકા જ નથી."

દાભોલકરનો પત્ર: બિનશરતી સહકારના ઠરાવની વિરુદ્ધ. માગે નહીં તો માએ ના પીરસે, સરકાર પાસે માગવું જ જોઈએ એવા આશયનો. તમારો વાઈસરૉયનો પત્ર ત્રણ વખત વાંચ્યા પછી પણ અંદર પોલિસીની ખાતર જ લખેલું બધું લાગે છે.

તેમને જવાબ:

"આપનો પત્ર મળ્યો. મને એવા ખુલ્લા દિલથી લખ્યું છે તેથી આભારી થયો છું. મારા લખાણમાં પોલિસીની ગંધ પણ નથી. જે હું માનું છું એ જ મેં અક્ષરેઅક્ષર લખ્યું છે. તમે મારા વિચારનો શુદ્ધ સારાંશ આપ્યો છે. હું અવશ્ય માનું છું કે આપણે મૂંગે મોઢે લાખોની આહુતિઓ આપીએ તો આપણને આજે જ સ્વરાજ્ય છે. એ કેમ છે એ મારો કાગળ વાંચતાં છતાં પણ જો તમે ન સમજી શક્યા હો તો હું આ કાગળમાં તો ન જ સમજાવી શકું. એટલે મારી વિનંતી છે કે જ્યાં સુધી સમજ ન પડે ત્યાં સુધી એ કાગળ વાંચવો અને શબ્દેશબ્દે વિચારવો. એ પ્રયત્ન ફોગટ નહીં જાય. એ કાગળ મેં ઉતાવળે નથી લખ્યો. ઘણા પ્રયત્નથી, શુદ્ધભાવે, અને દેશની પ્રીતિને અર્થે જ લખાયેલો છે. એમાંથી પૂર્ણ નથી સમજી શકાતું અથવા તો બે અર્થ નીકળે છે એટલી મારી તપશ્ચર્યાની ખામી સમજું છું. મારી યોજના જો દેશ સમજી જાય અને તેનો અમલ કરે તો મારી ખાતરી છે કે તેમાં સ્વરાજનો અને બીજી સેંકડો વસ્તુઓનો સમાવેશ થઈ જાય છે. સ્વરાજ આપો પછી લડશું એમ કહેવું એ મને તો સ્વરાજનું તત્ત્વ નહીં સમજવા જેવું લાગે છે. વાઈસરૉયને જેટલા કાગળો લખું તે બધા પ્રજાની આગળ મૂકવાને બંધાયેલો છું તેની પ્રતિનિધિ તરીકેની મારી ફરજ હું સમજતો નથી. મારી આખી જિંદગીમાં પ્રતિનિધિ તરીકે જે કાર્ય મેં કરેલાં છે તેમાંનાં ઘણાં અને મારી દૃષ્ટિએ કીમતી લાગતાં એવાં તો ગુપ્ત રહેલાં છે અને રહેશે. વાઈસરૉય-સાહેબની ઉપર લખેલો મારો પહેલો કાગળ એ કેવળ એમને સારુ જ હતો. મારા કેટલાક ઉદ્‌ગારો મેં એમને સદ્‌ગૃહસ્થ જાણી મિત્રભાવે એમની આગળ રેડ્યા તે હું જાહેરમાં ન જ મૂકું. એમાં વાપરેલી વિનયવાળી છતાં કડવી

ભાષા પ્રજાની આગળ મૂકવાથી અનર્થ થાય. તેમની સાથે થયેલી વાત કહી શકાય તેટલી હું કહી ગયો છું. મારો બીજો કાગળ હું કરવા માગું છું તે આમન છે, અને પહેલાંની સરખામણીમાં તેમાં કાંઈ જ નથી."

હનુમંતરાવનો કાગળ. શાસ્ત્રિયારના દિલ્હી કોન્ફરન્સના ભાષણ સંબંધે 'હિંદુ'ની કડવી ટીકાનો ઉત્તર આપવાની હનુમંતરાવની વિનંતી. 'હિંદુ'ની ટીકાનો મુદ્દો એ હતો કે શાસ્ત્રિયારનુ ભાષણ કાંઈ સારું ન હતુ અને શાસ્ત્રિયારને દેશના પ્રતિનિધિ તરીકે અમે સ્વીકારતા નથી. તેને લખ્યુ:

" શ્રી શાસ્ત્રિયારના ભાષણ ઉપર 'હિંદુ'ની ટીકા વખોડી કાઢવા જેવી છે. અને હું ધારું છુ કે એની નોટિસ ન લેવી એ જ એનો ઉત્તમ જવાબ છે. કસ્તૂરી આયંગર એવા માણસ છે કે જેને દલીલથી અથવા તો ન્યાયબુદ્ધિની અપીલથી ખાતરી કરાવી શકાય નહીં. એ પોતે પોતાના ખ્યાલો ધરાવે છે અને બીજા કોઈ માણસમાં મેં ભાગ્યે જ જોઈ હોય એવી જક્કથી એને વળગી રહે છે. જેઓ શાસ્ત્રિયારને ઓળખે છે તેમના ઉપર 'હિંદુ'ની ટીકાઓની કશી અસર થવાની નથી અને જેઓ કસ્તૂરી આયંગરના શબ્દને વેદવાક્ય માને છે તેઓ બીજા કોઈની વાત સાંભળવાના નથી. શાસ્ત્રિયારના ઊંચા ચારિત્ર્યથી અને વિદ્વત્તાથી કટ્ટરમાં કટ્ટર દુશ્મનની સામે તેઓ ઊભા રહી શકે એમ છે એવો વિશ્વાસ આપણે રાખવો જોઈએ. હું ધારું છું કે બીજો કોઈ માણસ કસોટીમાં પાર ન ઊતરી શકે ત્યારે શાસ્ત્રિયાર પોતાની જાતનો બરાબર હિસાબ આપી શકે એવા છે. હું ધારું છુ કે આ વસ્તુ તે જાણે છે અને તેથી તદ્દન નિશ્ચિંત રહે છે. એટલે કસ્તૂરી આયંગર અથવા તો બીજા કોઈના પણ મનસ્વી હુમલાને માટે મારે કે તમારે ચિંતિત થવાની જરૂર નથી. કરવા જેવું તો એ છે કે આપણે બધાએ એકઠા મળીને પોતાના શરીરની સંભાળ રાખવાની તેમને ફરજ પાડવી જોઈએ. હું માનુ છુ કે તેમની તબિયત ન સુધરે એવી નથી.

સેવક

મો૦ ક૦ ગાંધી"

ગઈ ગુજરાતસભાની સાધારણ સભા. હું ન જઈ શકેલો. બિનશરતી સહકારનો ઠરાવ પસાર.

રાત્રે આવીને ખાંડવાલાને લીધા. રિપોર્ટિંગ ઉપર કેટલાક સૂચક ઉદ્‌ગારો :

આવી રીતે રિપોર્ટ મોકલાતા હશે? તમે શું કર્યાં કરો છો? તમને વખત તો બહુ મળે છે રિપોર્ટ તો એવા થાય કે એક દિવસના રિપોર્ટને બીજા દિવસ સાથે સંબંધ, બીજાને ત્રીજા દિવસ સાથે સંબંધ, અને બધા વાંચી જઈએ તો તેમાંથી આખો ઇતિહાસ નીકળી આવે. હું નામ ભૂલી ગયો પણ ઘણું કરીને

તેનુ નામ રસેન હતુ તેણે પેકિંગની ચડાઈના રિપોર્ટમા એવો તો તાદૃશ ચિતાર આપેલો કે સૌ દિગ થઈ ગયેલા એડવિન આર્નોલ્ડે 'જાપાન બાય લૅન્ડ એન્ડ સી' કરીને કાગળો લખ્યા છે તે પણ એના સુદર તમે કઈ રસેલ કે આર્નોલ્ડ ન થઈ શકો એમ માનવાનુ કારણ નથી એ લોકો કઈ શરૂઆતથી એવી શક્તિ લઈને નહી આવેલા પ્રયત્ને જ થયેલા તમારે તો ખરુ જોતા કાલે એવો કાગળ લખવો જોઈએ કે

"હુ દિલગીર છુ કે એક રેઢિયાળ રિપોર્ટથી હુ દોરવાઈ ગયો અને તમને કાગળ લખ્યો, જે ઉપરથી તમે આવુ અતિશયોક્તિ ભરેલુ મથાળુ કરવાને દોરવાયા કે 'રૈયત અને સરકાર વચ્ચેની તૂટ વધતી જાય છે.'"

બીજે દિવસે આવો જ મુસદ્દો પોતે તૈયાર કરી આપ્યો

સવારમા નડિયાદ આવી પહોચ્યા સંદેસર ગામે જવા નીકળ્યા ત્યા અદ્ભુત મીટિંગ બે હજાર પુરુષો અને પાચસો સ્ત્રીઓની

૧૬-૫-'૧૮ હાજરી અદ્ભુત આવકાર અદ્ભુત ભાષણ અમે ગેરહાજર બેવકૂફી કરીએ તે વખતે કઈ સુદર ખોતા જ હોઈએ છીએ એ નિશ્ચિત

અમદાવાદ. ચંપારણ જવા રાતની ગાડીએ નીકળ્યા રાતે સ્ટેશન પર હુ

૧૭-૫-'૧૮ અને દુર્ગા ભેગા થયા દુર્ગા નવસારી ગઈ રાત ટ્રેનમા.

ટ્રેનમા બયાના પહોચતા બે કાગળ લખ્યા શાહીથી એક મેફીને "મને પૂરો વિશ્વાસ છે કે તા ૨૯ના કાગળમા કરેલી

૧૮-૫-'૧૮ મારી વિનતી માન્ય રાખવામા આવશે લશ્કરભરતી માટે તૈયારીઓ કરવામા હુ ખૂબ રોકાયો છુ પણ તમારો જવાબ આવ્યા વિના કામ શરૂ કરવાનો નથી"

મગનલાલભાઈને પ્રેમના રહસ્ય ઉપર પત્ર લખ્યો નકલ ન રહી શકી

ટ્રેનમા માલવિયાજી અલાહાબાદ મળ્યા મારા ઉપર પાણીનો વરો કરવાની જોરજુલમથી નવરાવ્યો ગાડીમા બેઠા પછી મને

૧૯-૫-'૧૮ પૂછ્યુ "ટાકીમા પાણી નંખાવ્યુ છે?" મને ખ્યાલ ન હતો "તમને આવી વસ્તુ પણ કહેવી પડે છે? મુસાફરોને શુ શુ જોઈએ તે તમારે જાણવુ જ જોઈએ અહી માણસો બધુ કરવાને તૈયાર હોય છે તો તમારે એટલુ તો કરાવી લેવુ જ જોઈતુ હતુ હુ બહાર જાઉ ત્યારે તમારે એવી વસ્તુ સભાળી લેવી જ જોઈએ એ બધુ તમારે પહેલુ જ શીખવાનુ છે" હુ મૂગો રહ્યો રાતે બાકીપુર પહોચ્યા.

બીજે દિવસે મોતીહારી જવા નીકળ્યા. ટ્રેન પર મોડા થવાને માટે
રસ્તામાં સ્ટીમર પર ચડતાં ભાષણ મળ્યું: "સવારે
૨૦–૫–'૧૮ પાંચ વાગ્યા ત્યાર પછી તમે કીધું શું?" ટ્રેનમાં ઊંઘ
લીધી. મોતીહારી સાડાત્રણ વાગ્યે પહોંચ્યા. રૈયતનો હલ્લો.
લૂખો આવકાર. સાંજે ખૂબ વાતો. સ્વામીજીની સાથે વાતો. સ્વામીનો મિજાજ
તદ્દન બદલાઈ ગયેલો. બાપુજી માટે અપૂર્વ માન અને ભક્તિ બતાવ્યાં. મારા
તરફ પૂર્વની ઉપેક્ષાને બદલે અતિશય આદર.

રાજેન્દ્રબાબુ પટનાથી આવ્યા, તેમની સામે ગોરખબાબુ સાથે વાતો.
હેકોકને મળ્યા. હેકોકે મુલાકાતમાં કહેલું કે હું ધારું છું
૨૧–૫–'૧૮ ચંપારણનું તમારું કામ સમેટી લેવા તમે આવ્યા છો. તેને
જવાબ આપેલો: "મારા મોત સાથે એ બધું સમેટાશે."
લશ્કરભરતી માટે પણ હું બહુ પ્રયત્ન કરવાનો છું એમ કહી આવેલા.
બપોરે સ્વામીને ઉપવાસનું અને અમદાવાદની લડતનું રહસ્ય સમજાવ્યું. મેં
દિલ્હીની કથા કહી. રાતે રાજેન્દ્રબાબુએ પોતાનું હૈયું મારી આગળ ઠાલવ્યું.
રાતે બે વાગ્યે ભિતીહરવા જવા નીકળ્યા.

ભિતીહરવા પહોંચ્યા. આગલે દિવસે ડૉ. દેવને કાગળ લખેલો. તેમાં
તેમણે થોડા દિવસમાં શાળાનું મકાન બનાવી દીધું તે
૨૨–૫–'૧૮ સંબંધે લખેલું: "આપકે પરાક્રમકી બાત સુન રહા હૂઁ."
સવારે પહોંચ્યા. ખૂબ વાતો. મકાન જોઈને ખુશ ખુશ થઈ
ગયા. બાળકોની સાથે બપોરે વાતચીત. "અચ્છા હોનેકે લિયે શરીર, દિલ ઔર
કપડે સાફ રખના ચાહિયે" એટલું હસાવવાનો પ્રયત્ન. રામાયણમાંથી ભરતના
સંબંધમાં બે છંદ બોલ્યા અને બાળકને સમજાવવાને કહ્યું.

સિયારામ પ્રેમપિયૂષપુરણ હોત જનમ ન ભરતકો.
મુનિમનઅગમ યમનિયમ શમદમ વિષમવ્રત આચરતકો.
દુઃખદાહ દારિદ્રદંભ દૂષણ સુયશમિસ અપહરતકો.
કલિકાલ તુલસીસે શઠ હિ હઠિરામ સન્મુખ કરતકો.

પાઠશાળાનો ઇતિહાસ શો તે સમજાવ્યું. સ્વાર્થત્યાગી અને વકીલ છતાં
મજૂરી કરતાં અચકાય નહીં એવા ગુરુ જેવા બનો એ ઉપદેશ.

રાતે મને કહ્યું કે એ છંદ ભવ્ય છે, તમે બરાબર વાંચી જોયો?
અયોધ્યાકાંડ વાંચતાં હંમેશ મને આંસુ આવ્યાં છે.

સેંટ્રલ ઓફિસની વાતો ચાલી. "મોતીહારીમાં તો આપણું મકાન નહીં. પણ જમીન પણ આપણી અને મકાન પણ આપણું જોઈએ. કૅથીડ્રલની તમને ખબર છે ને? કૅથીડ્રલ જેવું મકાન હોવું જોઈએ. જેમાં હર વર્ષ વધારો થયાં કરે, એક કામ માટે અમુક ભાગ, બીજા કામ માટે નવો, વળી ત્રીજા કામ માટે ત્રીજો ભાગ. એમ ભાગો વધ્યાં જ કરે. વેસ્ટ મિન્સ્ટર એબી જેમ મહાન આલ્ફ્રેડ રાજાના વખતનું છે અને અત્યાર સુધી ખંડો અને વિભાગો વધ્યાં કરે છે તેમ વધ્યાં જ કરવા જોઈએ. રાજેન્દ્રબાબુ અને બ્રિજકિશોરબાબુ બંનેમાંથી એક જણે રહેવાને તૈયાર થવું જોઈએ." ગોરખબાબુને કહ્યું કે જમીન લેવાનું તમારે "પ્રણ" લેવું જોઈએ કે આ મહિનાની અંદર જમીન લેવી જ જોઈએ. હું હસ્યો. તો સામા હસીને કહે કે "મારાં તો બધાં એવાં જ કામો છે." મને સંશય થયેલો કે ઓફિસનાં ભાડાંનાં જ્યાં સાંસાં, ત્યાં જમીન અને મકાન પોતાનાં હોવાની વાત શી! છતાં હું જ 'પોચકી' રહ્યો. રાતે બેતિયા પહોંચ્યા.

૨૩-૫-'૧૮ બેતિયાથી બપોરે મોતીહારી આવ્યા. ટપાલમાં ઍન્ડ્રૂઝના બે લાંબા પત્રો પિયર્સનના પકડાવાના સંબંધમાં હતા. પોતાના પ્રયત્નો નિષ્ફળ ગયા અને તેથી દિલ દુઃખી હતું.

જ "છેલ્લાં કેટલાંક વર્ષમાં મને કોઈ મોરામાં મોટી નિરાશા મળી હોય તો આ તેમાંની એક છે. હું વાઈસરૉય પાસે ગયો. તેણે મને ઘસીને ના પાડી. કશી તપાસ કરવાની તેની ઇચ્છા નથી.

"હું મૅફીને મળ્યો. તેમણે એકદમ તમારી વાતો કરવા માંડી અને તમારા કાગળનો શો જવાબ આપવો તે વિષે પોતાની મુશ્કેલીની વાત કરી તેણે કહ્યું કે આ બધી બાબતો પ્રાંતિક છે અને તેણે લૉર્ડ વિલિંગ્ડનને લખ્યું છે, વગેરે . . .

"મેં કહ્યું કે બંગાળના કેટલાક નેતાઓને હું મળ્યો હતો. અને હું માનું છું કે ગાંધીને ત્યાં બોલાવવા માટે તેઓ બહુ ઇચ્છે છે. પછી તેણે કહ્યું કે તમારી સાથે કામ કરવાનું બહુ કઠણ છે. તેને ભય છે કે કંઈક એવો મુદ્દો ફૂટી નીકળશે અને ભંગાણ પડશે. મારે તમને કહેવાની જરૂર ન હોય કે હું એકદમ ટટાર થયો અને મેં તમારો બચાવ કર્યો. હું આશા રાખું છું કે હું બહુ શાંતિથી અને સારી રીતે બોલ્યો હતો. આ વાતમાંથી ક્યાં ગૂંચ છે તે મને જણાવ્યું. તેણે ખેડાનો દાખલો આપ્યો અને તેને તમે યુદ્ધકાર્ય કરો છો એ વિચારથી તે હસ્યો. ફરી પાછો તેની સાથે ઝઘડવા હું તૈયાર થયો અને બધી વાત તેને સમજાવી. લૉર્ડ વિલિંગ્ડનની સ્થિતિનું મેં તેને જણાવ્યું ત્યારે એ કાંઈક

કર્યો ખરો. પણ છેલ્લે તેણે કહ્યું કે એ બધું તો ઠીક, પણ હું આટલું કહું કે હું જો કલેક્ટર હોઉં અને કોઈ આવીને મારી મહેસૂલ વસૂલાતમાં વચ્ચે પડે તો તેનો વિરોધ હું જીવસટોસટીથી કરું.

"મુસલમાનો સંબંધી મારી સૂચનાઓ બહુ નરમ અને મિત ભાષામાં હતી. મેં તમને જે કાગળ બતાવ્યો તેના કરતાં પણ નરમ હતી. પણ એના ઉપર વાઈસરૉય તો એકદમ ચિડાયા. તેમણે ટટાર થઈને મને કહ્યું કે 'અમારે યુદ્ધ આગળ ધપાવવું જોઈએ.' સરકારની જડતા, મૂર્ખતા, દૃષ્ટિનો અભાવ અને પાકો સંગીન વિચાર કરવાની બેદરકારી, એ બધાનો ઉપાય તેમને યુદ્ધ ચલાવવામાં જડે છે. તમારી તો એણે વાત જ ન કાઢી.

"આ છેલ્લા અઠવાડિયામાં વિલી (પિયર્સન)ના વિચારથી મારા મન ઉપર બહુ તાણ પડી છે અને હું બહુ દુઃખી રહું છું."

એને ઉત્તર આપ્યો:

"વિલીના પકડાવાનું વાંચીને મને કશો આઘાત લાગ્યો નથી. વાઈસરૉયની લાગણીઓ પ્રત્યે પણ મારી સહાનુભૂતિ છે. જ્યારે આ ભયંકર યુદ્ધ ચાલી રહ્યું છે ત્યારે આ જાતના કામની તપાસ કરવાનું એને શા માટે કહેવું જોઈએ? વિલીએ અને આપણે નમ્રતાથી સહન કરી લેવું જોઈએ. વિલીના કેસમાં કોઈ સિદ્ધાંતનો સવાલ નથી. એમાં જાતિદ્વેષનો પણ પ્રશ્ન નથી. તેમ લોકલાગણી-નો પણ નથી. પોતાના વિચારો અથવા કાર્યો માટે જેલ મળે તેમાં આપણને સંતોષ હોવો જોઈએ. આવશ્યક તો એ છે કે વિલીની સાથે પત્રવ્યવહારનો સંબંધ બાંધવો. એને જરૂર જણાશે તો પોતાના છુટકારા માટે એ લડી લેશે. એની ચિંતા કર્યા કરવી એમાં એને અન્યાય કરવાપણું છે. મારી ખાતરી છે કે એ જ્યાં પડ્યો હશે ત્યાં સુખી જ હશે. મને લાગે છે કે જાહેર આંદોલન બિનઆવશ્યક છે. મારી સાથે તમે સંમત થતા હો તો વાઈસરૉયને તકલીફ આપ્યા બદલ માફી આપવાનો એક બહાદુરીભર્યો કાગળ તેને લખો. મને કોઈ કોઈ વાર લાગે છે કે ઘણા અંગ્રેજો જેઓ ભાંગી પડ્યા સિવાય યુદ્ધની ભયંકર તાણ સહન કરી રહ્યા છે તેઓ યોગી હોવા જોઈએ. તેમનો આ યોગ સારા કામમાં વપરાય તો તેઓ મોક્ષના અધિકારી થાય."

બીજી ટપાલમાં મૅક્ફરસનને સ્વામીજીના સંબંધમાં પત્ર લખ્યો. રીડને પત્ર લખ્યો. ખોરશેદને પત્ર લખ્યો. બપોરે ત્રણ વાગ્યે બડહરવા જવા નીકળ્યા. કૉલેરા ફાટી નીકળવાને લીધે ધક્કો પડ્યો અને રાત્રે અગિયાર વાગ્યે પાછા આવ્યા.

મોતીહારીમાં જમીનનું નક્કી થઈ ગયું. પાયો નાખવાની તૈયારી પણ થઈ. ખુશ ખુશ થઈ ગયા.

જમીન ટ્રસ્ટીઓના નામ પર કરી આપવા માટે તથા બાંધવાની પરવાનગી માટે સવારે કાગળ લખ્યો બક્ષિસની વાતો
૨૪-૫-'૧૮ કાંઈ બાંધન થાય તો દરેક ટ્રસ્ટીએ ત્યાં ડેરા નામીને બેસવુ જોઈએ, મકાન તોડે તો બીજુ બાંધવુ, ફરી તોડે તો ફરી માંડવુ અને છેક સુધી પાછા ન હઠવુ, એ શરત ટ્રસ્ટી થવાની છે ટ્રસ્ટડીડ લખાયુ

હનમંતરાવને એક અગત્યનો પત્ર લખ્યો

"તમે સોસાયટી સાથેનો સબંધ છોડી દો એમ હુ
૩૦-૫-'૧૮ ઇચ્છતો નથી પણ સોસાયટીમા રહીને જ હિંદીનુ કામ કરો હુ ઇચ્છુ કે શાસ્ત્રિયાર તમને અલાહાબાદ જવાની રજા આપે ત્યા તમે એક વરસ રહો અને હિંદી બરાબર શીખી લો પછી મદ્રાસ જઈને તમારા બીજા કામની સાથે સાથે તેલુગુ લોકોમા હિંદી પ્રચારનુ કામ કરો તમે હિંદીનો અભ્યાસ કરી લીધો હશે તો તમારા કામનુ ક્ષેત્ર તમે મહોળુ કરી શકશો અને પ્રસગ આવે મદ્રાસ પ્રાન્તની બહાર પણ આમજનતામા કામ કરવાની શક્તિ તમે કેળવશો તમારુ ધ્યાન એ વસ્તુ ઉપર ખેચાયુ છે કે નહી એ મને ખબર નથી મારુ તો ખેચાયેલુ છે જ દ્રાવિડ લોકો અને બીજા હિંદીઓ વચ્ચે ન જોડાય એવો અખાત પડી ગયો છે એ સાધવાનો ટૂકામા ટૂકો અને અસરકારક પુલ તે જરૂર હિંદી ભાષા છે અગ્રેજી કદી એનુ સ્થાન લઈ શકે નહી જ્યારે સુશિક્ષિત લોકોની સામાન્ય ભાષા હિંદી થશે ત્યારે હિંદી શબ્દભડોળ આમજનતામા પણ ઊતરવા પામશે. હિંદીમા ન વર્ણવી શકાય એવુ કશુક છે, જેથી એ શીખવી સહેલામા સહેલી થઈ પડે છે કારણ ગમે તે હો, પણ હિંદી વ્યાકરણ સાથે જેટલી છૂટ લઈ શકાય છે તેટલી બીજી ભાષાના વ્યાકરણ સાથે લેવાતી મે જાણી નથી પરિણામે હિંદી શીખવામા સ્મરણશક્તિનુ જ કામ છે એટલે જ હુ તો કહુ છુ કે રાષ્ટ્રીય કામ કરવા માટે હિંદીનુ જ્ઞાન અનિવાર્ય જરૂરનુ છે સોસાયટીનો એક સભ્ય હિંદી શીખી લે તેના કરતા વધુ રૂડુ બીજુ શુ? એક વખત ગોખલેએ મને કહેલુ કે તેઓ બધા સભ્યો માટે હિંદી ફરજિયાત કરવા ઇચ્છે છે અને સોસાયટીની મીટિંગોમા હિંદી જ બોલાય એમ ચાહે છે પણ તેમની મોંઘામા મોઘી મુશ્કેલી તમિલ લોકોની, ખાસ કરીને શાસ્ત્રિયારની હતી તેઓ હિંદી શીખવાને માટે પોતાને બહુ ઘરડા ગણે છે

'સત્યાગ્રહાશ્રમને સોસાયટીથી તમે જુદો માનતા લાગો છો હુ એમ માનતો નથી પોતાના છેલ્લા દિવસોમા ગોખલેજીની એવી ઇચ્છા હતી કે ગુજરાતમા

હુ શાખા ખોલું અને જે પ્રાન્ત રાજદ્વારી આશ્રમોમા મૂરી ગયેલો દેખાય છે તેમા જીવન આણું. એ કાર્યક્રમને અમલમા મૂકવામાં મેં નમ્ર ભાગ ભજવ્યો છે તેનુ મને અભિમાન છે. સત્યાગ્રહાશ્રમને કેટલાક સગીન કારણસર શાખા તરીકે માન્ય નથી કરવામા આવતો તે મહત્ત્વની વાત નથી એનુ કામ તો ત્યા ચાલે જ છે તેમા જેટલુ સારુ છે તેનો યશ મારે મતે સોસાયટીને ભાગે જાય છે અને જેટલી ત્રુટિઓ છે તે મારી મર્યાદાઓને લઈ ને છે એની જવાબદારી સોસાયટીની નથી વખત જતા મારી મર્યાદાઓને હુ ઓળગી જઈ શકીશ ત્યારે આશ્રમ સોસાયટીમા સમાઈ જશે. ત્યા બધાને કહેજે કે તમે આશ્રમમા દાખલ થવા ઇચ્છો તોપણ તમારો સ્વીકાર બીજી રીતે નહી પણ સોસાયટીની એક દેણગી (લોન) તરીકે જ હુ કરીશ આ બધા ઉપરથી તમે જોશો કે હિદી શીખવાના ઉમેદવાર તરીકે તમારો વિચાર કરતા સોસાયટી સાથેનો તમારો સંબંધ છૂટી જાય એવી શકયતા મારી કલ્પનામાં પણ આવતી નથી

સેવક

મો૦ ક૦ ગાધી"

ચપારણથી નીકળ્યા તે દિવસની ડાયરી અનિયમિત થઈ ચંપારણથી અહી આવતા બનેલા બનાવો:

રાતે એક જગ્યે પટના સ્ટેશન ઉપર ખૂમ પંખો કર્યો બાપુ ગાડીમા સૂઈ ગયા. તેની શેતરજી ઉપર તેમના પગ હતા તેથી તે શેતરજી લેતા તેઓ જાગે એમ ધારીને તેણે ન ઉપાડ્યા અને શેતરજી મૂકીને ઊતરી ગયો આ માણસ પોલીસમા હતો અને તદ્દન સાધારણ સ્થિતિનો હતો એમ આગલી વાત ઉપરથી કલ્પના થાય છે બાપુને પાછળથી બહુ ચિતા થઈ મૂગુ કાર્ય કરનારા સર ગિબી આવા રસ્તે છે એમ બાપુ બોલ્યા મને પણ બહુ લાગી આવ્યુ મનમા એમ પણ થયુ કે આવુ મૂંગુ કાર્ય જગતમા જન્મીને મે એકે નથી કીધુ. પણ આ પ્રસગ જનસ્વભાવની વિચિત્રતા જણાવવા માટે લખ્યો છે સવારે એ શેતરજીની વાત થતી હતી, તે એક મારવાડી બેઠો બેઠો સાભળતો હતો મુગલસરાઈના સ્ટેશન ઉપર ઊતરતા એ બોલ્યો કે "મને એ શેતરજી આપો ને, તમારે શો ખપ છે?" બાપુએ કહ્યુ, "નહી, એ તો એના માલિકને મોકલીશ"

પોતે દક્ષિણ આફ્રિકા ગયેલા ત્યારે એક એવા કામ માટે ગયેલા કે જેમા હિસાબનુ કામ બહુ હતુ. "મે તો સામાવાળા વકીલને જમા અને ઉધારની વાતો કરતા સાભળ્યો ને મને એમ થઈ ગયુ કે આ જમાઉધારના ભેદ હું કેમ ઉકેલીશ મને તો રાત બધી તેના જ વિચાર આવ્યા નિશ્ચય કર્યો કે શીખી લેવુ જ જોઈએ મારા અસીલને બે હિસાબનીસ આપવાનુ મે કહ્યુ ન સમજી

તો વારી વારીને, એક વાર બે વાર ત્રણ વાર પૂછુ, અને તેને થકવું. આખરે એ કેસ હું બહુ સરસ રીતે રજૂ કરી શક્યો અને જીત્યો ”

ગાડીના ડબ્બાની રચના તરફ જોઈને મને કહે કે મહાદેવ, હુ ધારત તો ઉત્તમોત્તમ યત્રકાર થઈ શકત હુ જે કોઈ વસ્તુ જોઉ છુ તેમા તરત ખૂચી જાઉં છુ, અને મને તરત તેની રચનાના ગુણદોષો નજરે પડે છે. ગમે તેની ભૂલ હુ પકડી શકુ છુ મને તો લાગે છે કે ડોક્ટરી કરત તો તો હુ હિંદુસ્તાનમા તો પહેલા નબરનો ડૉક્ટર ગણાત, બધાને મારાથી ફુઝાવત અને અનેક ડૉક્ટરો ખોટું કરતા મારાથી અટકત મારા જેવી ચિકિત્સા તો ભાગ્યે કોઈ નહી કરે એમ હુ માનુ છુ મે જે જે કેમો ડૉક્ટરોને સોપ્યા છે તે ડૉક્ટરો માઠી ચિકિત્સા અને માવજતથી અપયશ પામ્યા છે હુ જવા તો ધારતો હતો ડૉક્ટર થવા માટે, પણ મારા બાપ કહે કે ના, એ ચામડા ચૂથવાનુ આપણે ન જોઈએ મેં તો જઈને શરીરશાસ્ત્ર, જીવનશાસ્ત્ર, પ્રાણીવિદ્યા શીખવા માંડેલી પણ રોજ ને રોજ દેડકા ચીરવાનુ થતુ જોઈને મારો વિચાર ફરી ગયો. વૈદકશાસ્ત્રની સારા અભ્યાસને ખાતર પણ જીવતાં પ્રાણીને ચીરવાની બહુ જરૂર નથી એમ મને લાગે છે.

આ પછી થોડો વખત બેસીને, ગભીર થઈ જઈ મને ખોવાયેલા પૈસા લેવાનો આગ્રહ કરવા લાગ્યા મને અનેક વાતો કરીને સમજાવ્યુ પણ મને લેવાનુ મન ન થયુ એટલે એઓએ વધારે દબાણ ન કર્યું, અને હુ ઊગર્યો

આગલી રાત્રે પટનામા ભાષણ થયુ હતુ ત્યારે રસ્તે જતા મઝરૂલ હકને મારી સાથે વાતચીત થયેલી, તેમા મે પુનર્જન્મ માટે શંકા બતાવેલી તે બાબત ઇશારો કરીને કહેવા લાગ્યા મહાદેવ, મને નહોતુ લાગતુ કે તમે આવા હશો. પુનર્જન્મમા ન માનનારને હુ તો હિંદુ ન ગણુ.

મે કહ્યુ : હિંદુ ન ગણો કે ખ્રિસ્તી ગણો કે ગમે તે ગણો, હુ મારા મનને શા સારુ છુપાવુ ? એ પ્રતીતિનો પ્રશ્ન છે અને મને પ્રતીતિ થાય તો હુ જરૂર માનતો થઈશ.

હુ સામી દલીલ કરવા લાગ્યો, તો કહે કે દલીલનુ આમા કામ જ નથી. તમે નથી જોતા કે ક્ષણે ક્ષણે કરોડો જીવો મરે છે અને કરોડો જન્મે છે? એ જ એમ સૂચવે છે કે પુનર્જન્મ હોવો જોઈએ

या मति सा गति પ્રમાણે ઘોડાને મનુષ્ય થવાની અથવા મનુષ્યને ઘોડા થવાની મતિ થતી હશે ખરી ? —એ પ્રશ્નના ઉત્તરમાં કહે છે એ વાત પણ જુદી જ છે છતાં એના કિંગ્સફર્ડ કહેતી કે, મને લાગે છે કે ફ્રાંસમાંના ઘણા માણસો વાદની યોનિમા જન્મશે. એ શુ બતાવે છે ?

મે કહ્યુ કઈ નથી બતાવવનું. માત્ર એમ બતાવે છે કે એના ક્રિસ્ટફર્ડને એ લોકોના દુષ્કૃત્યો જોઈને બહુ આઘાત પહોંચેલો અને તેણે ક્રિસ્ટફર નર્વાવેલો બાપુ કઈ ન બોલ્યા આખરે મેં એમને મ્હ્યુ કે હું માનવાનો પ્રયત્ન કરીશ તો કહે કે જે ન માને તેને પ્રગતિમા વિશ્વાસ ન હોઈ શકે, સેવા કરનારને તો એ માન્યતા હોવી જ જોઈએ મે કહ્યુ તેમલે દરજ્જે હુ ઘણી વાર માની લઉ છુ અને ચોકસ પ્રતીતિ થશે ત્યારે માનતો થઈશ મે 'જ્હોન ક્રિસ્ટોફર'ના ત્રીજા પુસ્તકમા ગૉટ્ફ્રીડ અને ક્રિસ્ટોફરનો સવાદ આવે છે તે બતાવ્યો, અને કહ્યુ કે આવી રીતે તમે મને 'વિશ્વાસ રાખવો, નિરીક્ષણ કરવુ અને પ્રાર્થના કરવી' એટલુ જ કહેવા માગો છો ને? તો કહે કે હા પછી સમેગતા મને કહે કે તમારે આર્નોલ્ડનુ 'મરણોત્તર જીવન' ('લાઈફ બિયોન્ડ ડેથ') વાચવુ જોઈએ.

નડિયાદ આવ્યા બે દિવસ રહ્યા પરચૂરણ કાગળપત્રોમા વખત ગયો ત્યા મે ઠેકાણે સુદર ભાષણો આપ્યા એ બને ભાષણો
૨૮-૨-'૧૮ છપાયા છે

અમદાવાદ-ગયા સાજે પ્રાગજીની સાથે નિશ્ચય થયો કે મારે દુર્ગાને ચપારણ જવાનુ કહેવુ પ્રાગજી અને તેની વહુને પણ ત્યા મોકલવાનુ
૨૦-૫-'૧૮ નક્કી કર્યું. રાત્રે ને કહેવાનો સદેશો કહ્યો કામાતુરાણા ન ભય ન લજ્જા એ ક્રિનિક્સના દાખલાથી સમજાવ્યુ

સવારે હુ કાનિયાવાડી જવા નીકળ્યો ત્યા ૮મી સુધી રહ્યો કાગળપત્રો ચાલતા હતા મારા જવા દરમ્યાન મેંકીને કાગળ, આઉથ
૧ થી ૮-૬-'૧૮ આફ્રિકા સબધે પેપરોમા પત્ર સર જ્યોર્જ બાર્નેસને પણ પત્ર, એકાની સમજૂત તે સબધે પ્રેસમા કાગળ, એ બધુ મકાર પડ્યુ સિમલા ગવર્નમેન્ટને સ્વામીજીને છોડવા માટે તાર કર્યો દુર્ગાએ ચપારણ જવા ન કબૂલ્યુ બાપુનો એને પત્ર

બાપુ રાત્રે અહીંથી મુબઈ જવા નીકળ્યા હુ પણ સવારે મુબઈ પહોંચ્યો તિલકની સાથે મસલત ઠરાવ ઉપર ન બોલવા સબધે
૮ થી અને મનુષ્યબળ કમિટી ઉપર ન કામ કરવા સબધે
૧૨-૬-'૧૮ ગવર્નરને કાગળ બીજે દિવસે મુલાકાત ગવર્નરની મકારા — "ચેમ્સફર્ડ કરતા પણ મારુ ભાષણ ભારે થશે" કૉન્ફરન્સમા ઊભેલી ધમાચકડી રાત્રે ગવર્નરને પત્ર ચદાવરકરને મળ્યા બીજે દિવસે પૂના

જવા નીકળ્યા સર્વન્ટ્સ ઓફ ઇન્ડિયાવાળો પ્રસગ રાત્રે શાસ્ત્રિયારનુ ભાષણ તે પહેલા પૂના અનાથ વિદ્યાર્થી ભવન અને ચીચવડ અનાથ વિદ્યાર્થી ભવન ખોલવાની ક્રિયા કેલકર પ્રમુખ હતા સુદર ભાષણ

સવારના પહોરમા નીકળ્યા પૂના મેલમા ઊઘ ખૂબ આવતી હતી
જગાની સકડાશ ભારે હતી અર્ધશીર્ષ દુખતુ હતુ
૧૩-૬-૧૮ તોપણ મને કહેવાની વાત કહી.

તમે કાલે ડહાપણભરેલી રીતે નથી વર્ત્યા તમે ને એમ શા માટે કહેલુ કે સોસાયટીના વાર્ષિક સમારભમા તમને જવાની રજા મળી છે તમારે તો માત્ર એમ જ કહેવાનુ હતુ કે અહીના નિયમ પ્રમાણે બહારના માણસોને નથી જવા દેતા

મે કહ્યુ એ ખોટુ ન કહેવાય? મને અને દેવદાસને તો રજા દેવે આપી હતી

બાપુ ના, એમા ખોટુ બોલવાનુ આવતુ જ નથી, તમે એમ કહેત કે ત્યા જવાનુ નથી, કારણ આવા નિયમ છે, તેમા કઈ ખોટુ ન હતુ તમને પૂછત જ નહી કે તમે જવાના છો? આમ કર્યાથી તમે ના મનમા વ્યાપેલુ ઝેર, અપમાનની લાગણી, અને તેની થયેલી હિંસા બધુ ટાળી શકત, અને સોસાયટીને પણ બચાવી લઈ શકત કો દેવે તમારી પાસે જ ને કહેવડાવ્યુ ત્યારે તમે આમ વર્તશો એમ ધારીને જ.

મે કહ્યુ પણ સોસાયટીનુ વર્તન અજ્જનાઈ ભરેલુ ગણાય ખરૂ?—ન ગણાય

બાપુ કહે. શા માટે ન ગણાય? મારી સાથે તો અનેક જણા આવે તરેહવાર વિચારના પણ આવે તે બધાને એ લોકો કેમ દાખલ કરી શકે? શાસ્ત્રી કાલે બોલ્યા તેનો કોઈ પણ સામે બચાવ કરવની એમનામા તો શક્તિ છે, પણ બીજામા ન હોય, વળી સ્વાગની સભામા તો બધા પોતાના સમનો હેવાલ રજૂ કરવાના હતા તે વેળા એઓ સામા પક્ષના આદમીને કેમ આવવા દે? આવવા દેવાય જ નહી તમને તો એ સારી રીતે ઓળખે, તટસ્થ તરીકે જાણે, અને તમારામા શ્રદ્ધા એટલે આવવા દે પણ એ તો કઈ નહી ભવિષ્યમા આવુ ન બને હુ આ ઠપકા રૂપે નથી કહેતો માત્ર તમને સમજાવુ છુ કે તમે વિવેક ડહાપણ વાપર્યું હોત તો સારુ કામ થાત

રાત્રે અમદાવાદ જવા નીકળ્યા

મેં કહ્યું : કંઈ નથી બનાવવું. માત્ર એમ બતાવે છે કે એના ક્રિસ્ફર્ડને એ લોકોનાં દુષ્કૃત્યો જોઈને બહુ આઘાત પહોંચેલો અને તેણે ફિટકાર વર્ષાવેલો. બાપુ કંઈ ન બોલ્યા. આખરે મેં એમને કહ્યું કે હું માનવાનો પ્રયત્ન કરીશ. તો કહે કે જે ન માને તેને પ્રગતિમાં વિશ્વાસ ન હોઈ શકે, સેવા કરનારને તો એ માન્યતા હોવી જ જોઈએ. મેં કહ્યું : તેટલે દરજ્જે હું ઘણી વાર માની લઉં છું, અને ચોકસ પ્રતીતિ થશે ત્યારે માનતો થઈશ. મેં 'જ્હૉન ક્રિસ્ટોફર'ના બીજા પુસ્તકમાં ગૉટફ્રીડ અને ક્રિસ્ટોફરનો સંવાદ આવે છે તે બતાવ્યો, અને કહ્યું કે આવી રીતે તમે મને 'વિશ્વાસ રાખવો, નિરીક્ષણ કરવું અને પ્રાર્થના કરવી' એટલું જ કહેવા માગો છો ને ? તો કહે કે હા. પછી સમેટતાં મને કહે કે તમારે આર્નોલ્ડનું 'મરણોત્તર જીવન' ('લાઈફ બિયોન્ડ ડેથ') વાંચવું જોઈએ.

નડિયાદ આવ્યા. બે દિવસ રહ્યા. પરચૂરણ કાગળપત્રોમાં વખત ગયો. ત્યાં બે ઠેકાણે સુંદર ભાષણો આપ્યાં. એ બંને ભાષણો
૨૮-૨-'૧૮ છપાયાં છે.

અમદાવાદ ગયા. સાંજે પ્રાગજીની સાથે નિશ્ચય થયો કે મારે દુર્ગાને ચંપારણ જવાનું કહેવું. પ્રાગજી અને તેની વહુને પણ ત્યાં મોકલવાનું
૩૦-૫-'૧૮ નક્કી કર્યું. રાત્રે. . . ને કહેવાનો સંદેશો કહ્યો. कामातुराणां न भयं न लज्जा એ દ્વિનિકસના દાખલાથી સમજાવ્યું.

સવારે હું કાલિયાવાડી જવા નીકળ્યો. ત્યાં ૮મી સુધી રહ્યો. કાગળપત્રો ચાલતા હતા. મારા જવા દરમ્યાન મેકીને કાગળ, સાઉથ
૧ થી ૮-૬-'૧૮ આફ્રિકા સંબંધે પેપરોમાં પત્ર, સર જ્યૉર્જ બાર્ન્સને પણ પત્ર, ખેડાની સમજૂત, તે સબંધે પ્રેસમાં કાગળ, એ બધું બહાર પડયું. બિહાર ગવર્નમેન્ટને સ્વામીજીને છોડવા માટે તાર કર્યો. દુર્ગાએ ચંપારણ જવા ન કબૂલ્યું. બાપુનો એને પત્ર.

બાપુ રાત્રે અહીંથી મુંબઈ જવા નીકળ્યા. હું પણ સવારે મુંબઈ પહોંચ્યો. તિલકની સાથે મસલત.. ઠરાવ ઉપર ન બોલવા સંબંધે
૮ થી અને મનુષ્યબળ કમિટી ઉપર ન કામ કરવા સંબંધે
૧૨-૬-'૧૮ ગવર્નરને કાગળ. બીજે દિવસે મુલાકાત. ગવર્નરની બડાશ — "ચેમ્સફર્ડ કરતાં પણ મારું ભાષણ ભારે થશે." કૉન્ફરન્સમાં ઊઠેલી ધમાચકડી. રાત્રે ગવર્નરને પત્ર. ચંદાવરકરને મળ્યા. બીજે દિવસે પૂના

બને કાર્ય સચવાય તેમ છે હોમરૂન લીગ ભરતી વિષે કંઈ જ નહી કરે તો તેઓને ભારે ધક્કો પહોચશે × × ×

મોહનદાસના વંદેમાતરમ્"

નડિયાદ આવ્યા લશ્કરભરતીનુ તત્ત્વ સમજાવવા માટે અવૈધ સભા
૧૭-૬-'૧૮ થઈ

અમદાવાદ આવ્યા મુર્ઈનુ ભાષણ પેપરોમા આવ્યુ
સાજે ગુજરાત સભાની મીટિંગ. તદ્દન બેવકૂફી
૧૮-૬-'૧૮ ભરેલી વાતો મીટિંગથી બહુ અસતોષ થયો

૧૯-૬-'૧૮ આશ્રમમા વૉર કૉન્ફરન્સ રાત્રે ફરવા ગયા ત્યા
પણ એ જ ચર્ચા

સવારે નરહરિએ કહ્યુ કે હુ ભરતી થવા તૈયાર છુ મણિબહેનના રુદન
૨૦-૬-'૧૮ રાત્રે નડિયાદ આવ્યા

લશ્કરભરતી માટે અપીલ ઘડી કાઢી. ઉત્તમ પત્રિકા એ ટિસનુ કામ
સાજે નડિયાદમા પ્રથમ લશ્કરભરતી સભા જોરદાર
૨૧-૬-'૧૮ ભાષણ પત્રિકાનુ ભાષાતર કરવાની મને આજ્ઞા
રાત્રે ઇન્દુલાલની વ્યાખ્યાનમય વાતો — શાસ્ત્રીના પ્રસગો સબધે, મેમ્બર સબધે, બાપુ સબધે શાસ્ત્રીની વાક્છટા માટે અતિશય ઊચો અભિપ્રાય શાસ્ત્રીની ભક્તિ નમ્રતા '૧૬મા ઉત્સવ વખતે બોલતા જનક રાજાએ કરેલા સ્વયવર વખતે રામ શિવનુ ધનુ ઉપાડી શકેલા તે પ્રસગ લઈને કહેલુ કે હુ ગોખલેની જગા ન લઈ શકુ વરસો વીતશે, બીજો શિવનુ ધનુ ઉપાડવાને સમર્થ રામ આવે ત્યા સુધી

અમદાવાદમા દિવસ ગાળ્યો હુ ગાડી ચૂકી ગયેલો એટલે નડિયાદ રહ્યો
૨૨-૬-'૧૮ હતો રાત્રે પાછા નડિયાદ આવ્યા

સવારે ભાષાતર સુધારવાનુ કામ આવ્યુ સવારના નવ સુધીમા અડધુ સુધાર્યુ
બહુ ઝડપથી સુધાર્યુ સૂબેદાર આવેલા તેની સાથે વારતા
૨૩-૬ '૧૮ કાગળો વાચીને કહ્યુ કે 'ત્રાહિત માણસ તરીકે મને
એમ જ લાગે કે હરિલાલે ગુનો કીધો છે તમે બેશક એની ઉપર કેસ ચલાવશો" નરોત્તમ શેઠને પણ એમ જ લખ્યુ બપોરે ભાષાતર પાછુ જોયુ મે નકલો કરી સાજે પુષ્કળ કાગળો લખ્યા

સવારે નડિયાદ હું અમદાવાદ ગયો રાત્રે પાછા મુંબઈ જવા
૧૪–૬–'૧૮ નીકળ્યા

ગવર્નરની મુલાકાત નિષ્ફળ રાત્રે એક વાગ્યા સુધી બેસીને
આગલા દિવસની સભા માટે ભાષણ લખાવ્યુ અદ્ભુત
૧૫–૬–'૧૮ ભાષણ

મુંબઈમા કોન્ફરન્સ થઈ તિલકને અપમાન લાગ્યુ પ્રોટેસ્ટ મીટિંગ
થઈ બાપુને બાપુની રીતે સરકારની સાથે સહકાર કરવાની
૧૬–૬–'૧૮ શરતે પ્રમુખ કરવામા આવ્યા મીટિંગ ભારે થઈ. પછીથી
શંકરલાલ બેંકરના વિચાર સરકારના કામમા દખલ કરનાર
જણાયા. "આ કોન્ફરન્સ પછીથી અમને તો સરકારમા કેમ શ્રદ્ધા રહે?
લોકોની તો કાંઈ મદદ કરવાની ઇચ્છા નથી તમે અમારા નેતા છો તમારા
વિના અમે કાંઈ ન કરી શકીએ હવે આ કામમા અમારા નેતા થાઓ નહીં
તો લીગ છોડીને હું તમને વળગુ" આ મતલબનો તેમનો કાગળ

તેને ઉત્તર

"તમારો કાગળ મળ્યો છે તમે લીગ છોડો ને મારી સાથે કામ કરો
એમ તો હું ન જ કહું, પણ તમે લીગમા રહો ને લીગનું વલણ પણ શુદ્ધ દિશામા
દોરો એમ ઇચ્છુ તમને તો જે દશા છે તે જ શુદ્ધ લાગે છે મને તો તે હવે
ભયંકર લાગે છે લીગ જો ભરતીમા ભાગ ની લે તો મુંબઈના ઠરાવ વિરુદ્ધ
ગમા બરોબર થશે લીગમા રહી ભરતી કરવામા ભાગ ન લઈ શકાય એવી
બધા લીગના સભાસદોની માન્યતા હોય તો મુંબઈના ઠરાવ પાસ થવા નહોતા
જોઈતા, મને પ્રમુખસ્થાને બેસાડવો નહોતો જોઈતો મને સહન કરી લીગે
એમ તો બતાવ્યુ કે જેને ભરતીનું કામ કરવુ હોય તે કરી શકે છે.

"બાગમા જે શ્રદ્ધા છે તે ખાસ અંગ્રેજી પ્રજા પરત્વે જ છે એમ નથી,
પણ માનવજાતિના સ્વભાવ પરત્વે છે હરેક મનુષ્યમા કંઈક તો સચ્ચાઈનો
અંશ છે જ તેને પોષવો એ આપણુ કામ છે તેમ કરતા તે આપણને દગો
દે તો તેનુ માઠુ પરિણામ તે ભોગવશે, આપણે નહી.

"તમે ધારો છો એવી પ્રજાની સ્થિતિ નથી એ તો ખાતરીબંધ માનજો.

"તમે મળશો ત્યારે વધારે સમજાવીશ મારી માન્યતા છે કે સમસ્ત હિંદુ
સ્તાનમા દરેક લીગરે આ કાર્યમા ઝંપલાવવુ એ તેઓનું કાર્ય છે તેની જ સાથે
સરકારના અઘરા કાર્યો વિષે જે આંદોલન કરવુ હોય તે કરો આમ કરો તો

એ પ્રજા માટે તિરસ્કાર નથી. હિંદી રાષ્ટ્રભાષા પરિષદમાં એમણે જે ભાષણ આપ્યું હતું, અને તેમાં એમણે એ પ્રજાનાં જે વખાણ ગાયાં હતાં-એ ભુલાય એમ નથી. એમના વિદ્વત્તાપૂર્ણ ભાષણની મેં વાઇસરૉયને પણ વાત કરેલી, અને તેને કહેલું કે તમારી સ્થિતિમાં હું હોઉં તો એને મારી પાસે લઈ લઉં. એ ભાષણમાં કરેલાં અંગ્રેજોનાં યોગ્ય વખાણ, એમની ભારે વિદ્વત્તા, એ બધું એવા શબ્દોમાં નીકળતું હતું, પારકાના શબ્દોમાં નહીં પણ પોતાના શબ્દોમાં એવી રીતે પ્રકટ થતું હતું કે એ બધા વિચાર એમના પચાવેલા વિચારો, પાકા ઘડાયેલા વિચારો છે, એમ મને લાગેલું. એમાંથી પ્રગટ થતું બુદ્ધિનું તેજ જોઈને મને એમ થયેલું કે જ્યાં સુધી આપણે ત્યાં આવાં રત્નો છે ત્યાં સુધી હિંદુસ્તાન માટે આશા ન છોડાય. એ ભાષણમાં એમણે સ્વરાજ્યનુ વાજું નહોતું વગાડયું. ભાષાની ઉત્પત્તિના ઇતિહાસથી માંડીને પરસ્પરના સંબંધ માટે સામાન્ય ભાષા જોઈએ એ વાત ઉપર તેઓ આવ્યા. એ ઇતિહાસ કહેતાં કહેતાં તેમણે કહેલું કે "અંગ્રેજોએ ઘણી સેવા કરેલી છે, તેમાં તે લોકોની મોટી સેવા તો એ છે કે એમણે પ્રાંતિક ભાષાઓનો ઉદ્ધાર કર્યો."

લશ્કરભરતીના ભારે કામમાં પડેલા છતાં દેવદાસને હિંદી ક્લાસને સારુ સૂચનાઓ મોકલવાની તક ખોઈ નથી. લશ્કરભરતીનું રહસ્ય પણ સાથે સાથે સમજાવે છે :

"તમે શિક્ષણકામ ઠીક ઉપાડયું છે એમ જોઉં છું. કાલે મેં કેટલીક સૂચનાઓ મોકલી છે. વ્યાકરણ તુરત આપશો. તેમાં તેઓને રસ પડશે. તથા પદોનાં રૂપ પ્રથમ આપવાથી ઠીક થશે. તેની તામિલ સાથે સરખામણી કરવી. આવનારાની ઉંમર અને તેઓના વિદ્યાભ્યાસનો કંઈક ખ્યાલ આપજે.

"લશ્કરભરતીની પ્રથમ પત્રિકા અહીં નીકળી છે. તેની ત્રણ નકલ મોકલું છું. અંગ્રેજી તરજુમો પણ કર્યો છે. વાંચીને જે વિચારો આવે તે જણાવજે. અહિંસા ધર્મને હું કંઈ જુદા જ પણ ભવ્ય સ્વરૂપે હમણાં જોઈ રહ્યો છું. મારા સંયમની ખામીઓનું દર્શન પણ સાથે સાથે કર્યાં કરું છું. આ કાર્યને સારુ મારી તપશ્ચર્યા ઘણી ઓછી છે. પૂર્વે તપશ્ચર્યાથી જે અનુભવજ્ઞાન મળતું તેનો કરોડમો ભાગ પણ આજે અખબારથી નથી મળી શકતો. હજારો પાણીનાં ટીપાંમાંથી બે ભાગ હાઈડ્રોજન અને એક ભાગ ઓક્સિજન નીકળે, છતાં પાણી તેનું જ બને છે એમ ન કહેવાય. આ અનુમાનજ્ઞાન છે. પણ બે ભાગ હાઈડ્રોજન અને એક ભાગ ઓક્સિજન લઈને હું પાણી બનાવું તો તે નિશ્ચયજ્ઞાન થયું. એ અનુભવજ્ઞાન છે. પાણી ભલે બીજી રીતે બની શકતું હોય પણ એક જ પ્રયોગથી મેં નિશ્ચયપૂર્વક બતાવ્યું કે ઉપરના મિશ્રણથી તો પાણી બને જ. ઘણાં કાર્યો આપણે અનુમાનથી કરીએ છીએ ને હરકત નથી આવતી. મહાન કાર્યોમાં

· સૂબેદારની સાથેની વાતમાં:

શહેરો ઉપર રચાયેલો સુધારો મને સુધારો નથી લાગતો. જેટલાં ગામડાં તેટલાં પ્રજાસત્તાક હોય તો તેથી બંધાયેલું રાજ્ય તે સ્વરાજ. મને તો રાજા તેટલા લૂંટારા લાગે છે. આપણો ઇતિહાસ લૂંટારાઓનો ઇતિહાસ છે. પ્રતાપ વગેરેનાં ચરિત્રો વાંચીને મને કાંઈ ઊર્મિ નથી થઈ આવતી. તેઓ મોટા લૂંટારા. તેઓને અમુક હેતુ સાધવાનો હતો. તેને માટે પરાક્રમો કર્યાં. આપણી પ્રજાએ તો સૌ રાજાઓને સંતોષવાના પ્રયત્ન કર્યા છે. પશુઓને નૈવેદ્ય ધર્યાં છે, નાગનાં પૂજન કીધાં છે. બધું સ્વાર્થ સાધવા માટે. ગમે તે સુધારો હોય, પણ કુદરતનો ઉપયોગ સંયમમય જેમાં હોય તે સુધારો, એવો મારો અભિપ્રાય છે. જેમ જેમ શહેરો વધતાં જાય છે તેમ તેમ દેશ નાશ તરફ જતો જાય છે એમ મને લાગે છે. મોટા ધોધમાં તણખલું ધરીને ધોધ અટકાવવાની લીલા કરતા બાળકની લીલા જેવો, આ સુધારો અટકાવવાનો મારો પ્રયત્ન લાગે છે. પણ મને તો એ બાળલીલા કરવી ગમે છે.

"અંગ્રેજ પ્રજાએ ઘણુંયે પુણ્યકર્મો કીનાં છે" એ લશ્કરભરતી પત્રિકામાંના વાક્ય ઉપર સૂબેદાર કટાક્ષ કરવા લાગ્યા. તેના જવાબમાં કહ્યું: મેં એનાં જેટલાં પુણ્યકર્મો જો છેયાં તેટલાં પાપકર્મો પણ જોયાં છે. એ પાપનો બદલો એને મળશે તેમ એનાં પુણ્યનો બદલો પણ એને મળો એમ હું કહું છું. હું તો ખૂનીને પણ માફી આપું અને એમ કહું કે એને એનાં કરેલાં પુણ્યનો બદલો મળો. એ પ્રજાએ હલકાં કામો કીધાં છે, પણ તેને હલકી વાત ગમતી નથી. એથી એ જ પ્રજામાંથી પોતાની પ્રજાએ કરેલાં પાપ સામે બોલનારા નીકળ્યા છે. એ જ પ્રજાએ અનેક સુધારા કરવાને તત્પરતા બતાવી છે. એક સર હેનરી કેમ્પબેલે દક્ષિણ આફ્રિકાને યુનિયન આપ્યું. યુરોપની અંદર થયેલા મહાન સુધારાઓનું મૂળ ઇંગ્લંડમાં છે. દક્ષિણ આફ્રિકામાં બળવાનું કંઈ પણ ચિહ્ન ન હતું છતાં કેમ્પબેલે લૉર્ડ મિલ્નરને કાઢ્યો અને પ્રજાને જગાડી. લાખો રૂપિયા ખરચીને ચીનાઓને કાઢ્યા અને પ્રજાને સ્વતંત્રતા આપી. ચીનાને રાખવામાં તો સત્યાનાશ વળી જશે, એવો ઘણી ખાણના મૅનેજરોએ પ્રચાર કર્યો, પણ પ્રજા અડગ રહી. એવા અનેક દાખલા છે, પણ એથી એની પૂજા કરવાની જરૂર નથી. એ પ્રજાનું જમે પાસું પણ તપાસવું જોઈએ એટલું જ હું કહું છું. તમને એક જ વસ્તુ હું પૂછું છું. તમારી મુરાદ શી છે? ભાગીદાર, થવાની તમે વાતો કરો છો તે દાંભિક છે, જ્યાં સુધી તમે સામ્રાજ્યના બચાવ માટે લડવાને તૈયાર ન થાઓ. પ્રજાની પાસે ચોખ્ખી વાત કરો અને અમલમાં મૂકો. મૌનવ્રતનો ભારે ગુણ છે, તમારાથી બોલ્યા વિના ન રહેવાય તો જ બોલજો — અને તેવું બોલેલું પાકેલા ફળરૂપે બીજાના કાન ઉપર પડશે. તિલકમાં

અનુમાનની ત્રુટિ ને અનુભવની ભવ્યતા જોઈ શકાય છે તેથી જ પ્રમાદિના પાલનની જરૂર છે. એ અનુભવજ્ઞાનની એક જ ગીડી છે.

બાપુના આશીર્વાદ"

લશ્કરભરતી ઉપરની પત્રિકા સાહિત્યમા અમગ થઈ જાય તેવી છે એ મોકલતા હોર્નિમૅનને લખેલો પત્ર·

ફ "આ સાથે મે જે અપીલ મોકલી છે તેની તરફેણમાં તમારી કલમનો લાભ મેળવવામા હુ સફળ થઈશ કે કેમ તે જાણતો નથી. પણ લાભ મળે તો એને હુ બહુ કીમતી ગણીશ. મારે તેની જરૂર છે મને ચોક્કસ લાગે છે કે સરકારને આપણે સિપાઈઓ પૂરા પાડીએ અને સાથે સાથે સરકારના અન્યાયો સામે લડત પણ આપતા રહીએ એમ કરવામા આપણે બધા સાચી રીતે એક મત થઈ શકીએ સરકારી અમલદારોની મૂર્ખતા સૈન્યભરતીનુ નામ મુરદેલ બનાવે છે. પણ તેથી હુ નાસીપાસ થતો નથી આપણે આપણાથી થઈ શકે તે બધુ કરી છૂટીએ વિશેષસભામાં જે ઠરાવો થયા તેનો હું આવો અર્થ કરુ છુ

સેવક

મો૦ ક૦ ગાંધી"

હોમરૂલમા જોડાવુ કે નહીં તે વિષે વિઠ્ઠલભાઈને લખ્યુ.

"ભાઈશ્રી વિઠ્ઠલભાઈ,

"આપનો પત્ર મળ્યો. મને તો લાગે છે કે હોમરૂલ બહાર રહી બને તે સેવા કરવી એ આપના જેવાને સારુ ઠીક છે હાલ હોમરૂલ લીગ કફોડી દશામાં છે. મ્હારની ઉપાધિને લીધે દશા કફોડી છે એમ નહીં, પણ આતરિક ઉપાધિઓ ઘણી છે. કયો રસ્તો લેવો એ મુકરર નથી કરી શક્યા પજવણી કે મદદ? પજવણી ઘણી કરી હવે તેમાથી નિવૃત્તિ મેળવી થોડુ બાધકામ કરવાની જરૂર છે તે ન થાય ત્યા સુધી લીગની સેવાશક્તિ ખીલવાની નથી જો લીગને સેવા તરફ વાળવાને ખાતર જ દાખલ થાઓ તો જરૂર દાખલ થાઓ પણ નાનામોટા બધાની સાથે સાથ બીડો તો દાખલ થાઓ એવુ લીગરો ન ઇચ્છે કોઈ સસ્થાને તોડવાના ઇરાદાથી તેમા દાખલ થવુ એ તો ચોખ્ખો ... ગણાય. તમિયતને સાચવવાની કળા હાથ કરો તોયે દેશની મોટી સેવા

"વ ન્નભભાઈનો નવો ધધો કેવો લાગે છે? તેઓ થયા છે

મોહ

વિધવાપુનર્વિવાહ સંબંધે વિધવિધ વિચારો ચાલે છે, તો તેના સબંધે ખુલાસો કરશો એવો ભાઈ મોહનદાસ નાગજીનો આવેલો કાગળ તેનો ઉત્તર

"પુનર્વિવાહ વિષે મારો એવો અભિપ્રાય છે કે સ્ત્રી અથવા પુરુષ ધરભંગ થયા પછી ફરી ન પરણે એ જરૂરનું છે. હિંદુ ધર્મનો આધાર સંયમ છે. બધા ધર્મમા સંયમ તો છે જ પણ હિંદુ ધર્મમા તેને બહુ વધારે મોટું પદ આપવામા આવ્યું છે. તે ધર્મમા પુનર્વિવાહ તો અપવાદરૂપે જ હોવા જોઈએ આવા મારા વિચારો છે, છતા જ્યા લગી બાળલગ્ન ચાલ્યા જ કરે છે અને પુરુષ વર્ગ સ્વેચ્છાએ જેટલી વાર લગ્ન કરવા હોય ત્યા સુધી કર્યાં કરે છે, ત્યા લગી કોઈ બાળવિધવા ફરી લગ્ન કરવાની ઇચ્છા કરે તેને રોકવા પ્રયત્ન ન કરવો ને તેની ઇચ્છાને માન આપવું ઠીક. બાકી વિધવાના મનમા પણ હું ફરી વિવાહની ઇચ્છાનું બીજ ન રોપું. પણ ફરી પરણે તો તે ક્રિયાને પાપરૂપ ન ગણું

મોહનદાસ ગાંધી"

રેનોલ્ડ હાર્જ સાથે બાપુને બહુ સારો સંબંધ ચંપારણથી થયો હતો બાપુ ચંપારણ ગયા ત્યારે તેને ન મળી શક્યા તે ઉપરથી તેણે લખેલો પત્ર એના ઉમદા સ્વભાવનો પરિચય આપે છે. એ પત્ર

¶ "હું જાણું છું કે તમે ચંપારણને ભૂલી જશો નહીં. કોઈ દિવસ તમને પાછા મેળવવાની આશા અમે આનંદપૂર્વક રાખીએ છીએ. તમે અહી જે કામ કર્યું છે તે સ્થાયી રહેશે એનું મૂલ્ય જેમ જેમ દિવસો જતા જશે તેમ તેમ સમજાશે. અહી હું નવા જીવનનો ઉત્સાહ, મરદાઈના ભાનની નવી જાગૃતિ અનુભવી રહ્યો છું. અને તે ઉપરથી મારા દિલમા ભવિષ્યને માટે બહુ આશા બંધાય છે. આને અહીના તમારા કાર્યનું સીધું પરિણામ હું ગણું છું અને પ્રભુને પ્રાર્થના કરું છું કે બીજે પણ તમારી મહેનતના એવા જ કીમતી ફળ આવો. મને વિશ્વાસ છે કે જે નિશાળો તમે સ્થાપી છે તે ચાલતી રાખી શકાશે. અંધકારમા દીવડા સમાન તે છે. જો તે બુઝાઈ જાય તો ભારે કરુણ ગણાય. તમારા જે કાર્યકર્તાઓ અહી આવે તેમને કહી રાખશો કે તેમને માટે મારા મિશનના દ્વાર હમેશા ખુલ્લા છે અને અમે તેમનું હાર્દિક સ્વાગત કરીશું. એક જ મહાન કાર્યમા આપણે બધા બંધુઓ છીએ. હું તમારી સાથે સંપર્કમા રહેવા ઇચ્છું છું. પણ તમારું જીવન કેટલું બધું વ્યવસાયી છે એ જાણતો હોવાથી તમે મને લખતા રહો એમ કહેવાની મારી હિંમત ચાલતી નથી. છતા પ્રસંગોપાત્ત તમારા તરફથી એક બે લીટીઓ પણ મળશે તો હું મારા માણસોમા મને ખૂબ જ ભાગ્યશાળી માનીશ. કસ્તૂરબાઈને અને તમને અમારા અંતરંગ મંડળમાના અમે ગણીએ છીએ. આમ લખવામા અમે કાંઈ ધૃષ્ટતા કરીએ છીએ એમ તમે નહીં

અનુમાનની ત્રુટિ ને અનુભવની ભવ્યના જોઈ શકાય છે તેથી જ યમાદિના પાલનની જરૂર છે. એ અનુભવજ્ઞાનની એક જ સીડી છે.

બાપુના આશીર્વાદ"

લશ્કરભરતી ઉપરની પત્રિકા સાહિત્યમા અમર થઈ જાય તેવી છે એ મોકલતા હોર્નિમેનને લખેલો પત્ર

"આ સાથે મે જે અપીલ મોકલી છે તેની તરફેણમા તમારી કલમનો લાભ મેળવવામા હુ સફળ થઈશ કે કેમ તે જાણતો નથી પણ લાભ મળે તો એને હુ બહુ કીમતી ગણીશ. મારે તેની જરૂર છે મને ચોક્કસ લાગે છે કે સરકારને આપણે સિપાઈઓ પૂરા પાડીએ અને સાથે સાથે સરકારના અન્યાયો સામે લડત પણ આપતા રહીએ એમ કરવામા આપણે બધા સાચી રીતે એક મત થઈ શકીએ સરકારી અમલદારોની મૂર્ખતા સૈન્યભરતીનુ નામ મુશ્કેલ બનાવે છે. પણ તેથી હુ નાસીપાસ થતો નથી આપણે આપણાથી થઈ શકે તે બધુ કરી છૂટીએ વિરોધસભામાં જે ઠરાવો થયા તેનો હુ આવો અર્થ કરુ છુ

સેવક

મો૦ ક૦ ગાંધી"

હોમરૂલમા જોડાવુ કે નહી તે વિષે વિઠ્ઠલભાઈને લખ્યુ

"ભાઈશ્રી વિઠ્ઠલભાઈ,

"આપનો પત્ર મળ્યો મને તો લાગે છે કે હોમરૂલ બહાર રહી બને તે સેવા કરવી એ આપના જેવાને સારુ ઠીક છે હાલ હોમરૂલ લીગ કફોડી દશામાં છે. મ્હારની ઉપાધિને લીધે દશા કફોડી છે એમ નહી, પણ આતરિક ઉપાધિઓ ઘણી છે કયો રસ્તો લેવો એ મુકરર નથી કરી શક્યા પજવણી કે મદદ? પજવણી ઘણી કરી હવે તેમાથી નિવૃત્તિ મેળવી થોડુ બાધકામ કરવાની જરૂર છે તે ન થાય ત્યા સુધી લીગની સેવાશક્તિ ખીલવાની નથી જો લીગને સેવા તરફ વાળવાને ખાતર જ દાખલ થાઓ તો જરૂર દાખલ થાઓ પણ નાનામોટા બધાની સાથે બાથ ભીડો તો દાખલ થાઓ એવુ લીગરો ન ઇચ્છે કોઈ સસ્થાને તોડવાના ઇરાદાથી તેમા દાખલ થવુ એ તો ચોખ્ખો દ્રોહ જ ગણાય તમિલનને સાચવવાની કળા હાથ કરો તોયે દેશની મોટી સેવા ગણાશે.

"વલ્લભભાઈનો નવો ધધો કેવો લાગે છે? તેઓ રિક્રૂટિંગ સાર્જન્ટ થયા છે

મોહનદાસના વદેમાતરમ્"

વિધવાપુનર્વિવાહ સબંધે વિવિધ વિચારો ચાલે છે, તો તેના સબંધે ખુલાસો કરશો એવો ભાઈ મોહનદાસ નાગજીનો આવેલો કાગળ તેનો ઉત્તર

'પુનર્વિવાહ વિષે મારો એવો અભિપ્રાય છે કે સ્ત્રી અથવા પુરુષ ઘરભંગ થયા પછી ફરી ન પરણે એ જરૂરનુ છે હિંદુ ધર્મનો આધાર સયમ છે બધા ધર્મમા સયમ તો છે જ પણ હિંદુ ધર્મમા તેને બહુ વધારે મોટુ પદ આપવામા આવ્યુ છે તે ધર્મમા પુનર્વિવાહ તો અપવાદરૂપે જ હોવા જોઈએ આવા મારા વિચારો છે, છતા જ્યા લગી બાળલગ્ન ચાલ્યા જ કરે છે અને પુરુષ વર્ગ સ્વેચ્છાએ જેટલી વાર લગ્ન કરવા હોય ત્યા સુધી કર્યા કરે છે, ત્યા લગી કોઈ બાળવિધવા ફરી લગ્ન કરવાની ઇચ્છા કરે તેને રોકવા પ્રયત્ન ન કરવો ને તેની ઇચ્છાને માન આપવુ છેક બાળક વિધવાના મનમા પણ હુ ફરી વિવાહની ઇચ્છાનું બીજ ન રોપુ પણ ફરી પરણે તો તે ક્રિયાને પાપરૂપ ન ગણુ

મોહનદાસ ગાધી "

રેજીનલ્ડ હોજ સાથે બાપુને બહુ સારો સબંધ ચપારણથી થયો હતો બાપુ ચપારણ ગયા ત્યારે તેને ન મળી શક્યા તે ઉપરથી તેણે લખેલો પત્ર એના ઉમદા સ્વભાવનો પરિચય આપે છે એ પત્ર

" હુ જાણુ છુ કે તમે ચપારણને ભૂલી જશો નહી કોઈ દિવસ તમને પાછા મેળવવાની આશા અમે આનદપૂર્વક રાખીએ છીએ તમે અહી જે કામ કર્યુ છે તે ટકી રહેશે એનુ મૂલ્ય જેમ જેમ દિવસો જતા જશે તેમ તેમ સમજાશે અહી હુ નવા જીવનનો ઉત્સાહ, મરદાઈના ભાનની નવી જાગૃતિ અનુભવી રહ્યો છુ અને તે ઉપરથી મારા દિલમા ભવિષ્યને માટે બહુ આશા બધાય છે આને અહીના તમારા કાર્યનું સીધુ પરિણામ હુ ગણુ છુ અને પ્રભુને પ્રાર્થના કરુ છુ કે બીજે પણ તમારી મહેનતના એવા જ કીમતી ફળ આવો મને વિશ્વાસ છે કે જે નિશાળો તમે સ્થાપી છે તે ચાલતી રાખી શકાશે અધ કારમા દીવડા સમાન તે છે જો તે બુઝાઈ જાય તો ભારે કરુણ ગણાય તમારા જે કાર્યકર્તાઓ અહી આવે તેમને કહી રાખજો કે તેમને માટે મારા મિશનના દ્વાર હમેશા ખુલ્લા છે અને અમે તેમનુ હાર્દિક સ્વાગત કરીશુ એ જ મહાન કાર્યમા આપણે બધા બંધુઓ છીએ હુ તમારી સાથે સંપર્કમા રહેવા ઇચ્છુ છુ પણ તમારુ જીવન કેટલુ બધુ વ્યવસાયી છે એ જાણતો હોવાથી તમે મને લખતા રહો એમ કહેવાની મારી હિંમત ચાલતી નથી છતા પ્રસગોપાત્ત તમારા તરફથી એક બે લીટીઓ પણ મળશે તો તેવા માણસોમા હુ મને ખૂબ જ ભાગ્યશાળી માનીશ કસ્તૂરબાઈને અને તમને અમારા અતરંગ મડળમાના અમે ગણીએ છીએ આમ ગણવામા અમે કાઈ ધૃષ્ટતા કરીએ છીએ એમ તમે નહી

માનો એવો મને વિશ્વાસ છે. અમારું ઘર તમારે માટે હમેશાં ખુલ્લું છે અને અમે પણ કોઈક દિવસ આશ્રમમાં તમને મળવા આવવાનો ઇરાદો રાખીએ છીએ. તમે જ્યાં પણ હો ત્યાં અમારી પ્રાર્થનાઓ તમારી સાથે જ છે. હું આશા રાખું છું કે કોઈ વાર તમે પણ અમારે માટે પ્રાર્થના કરશો. ચંપારણમાંની મુશ્કેલીઓ તમે જાણો છો એટલે તમે એના જ્ઞાન સાથે પ્રાર્થના કરી શકશો. મને વિશ્વાસ છે કે ખેડામા બધું સરખું થઈ જશે. મારી બુદ્ધિ પ્રમાણે તો ચંપારણમા પણ પરિસ્થિતિ સ્થિર ગતિએ સુધરતી જાય છે. હું નથી ધારતો કે બનારસના મહારાજાને અહીં લાવવાની પ્રવૃત્તિ, એ સફળ થાય કે ન થાય, તેથી અહીં પ્રવાહને જે દિશા મળી છે તે ઉપર કાંઈ અસર કરી શકશે.

"હુ આશા રાખું છુ કે તમારી બન્નેની તબિયત સારી હશે. દેવદાસ તમારી સાથે છે? જૉન અર્નેસ્ટ એની નિશાળમાં રહેવા ગયો છે પણ ડૉનલ્ડ અહીં છે અને હમેશની જેમ પ્રસન્ન છે. અમે બધાં ઈશ્વરકૃપાથી કુશળક્ષેમ છીએ."

એને ઉત્તર :

૧ "તમારા માયાળુ પત્ર માટે હૃદયથી આભાર માનું છું. અમે અમને તમારા કુટુંબના અંતરંગ મંડળ પૈકીનાં ગણીએ જ છીએ. તમારી સાથે કોઈ કોઈ દિવસ થોડો વખત ગાળવાનો મળતો તેથી મને આનંદ જ થતો. તમારા કાગળમાં મારા સાથીઓનો ઉલ્લેખ કર્યો છે અને ત્યાંની નિશાળો મરી જવા ન પામે તે બાબત ચેતવણી આપી છે એટલા માટે એ કાગળ બાબુ વ્રિજકિશોરને મોકલી આપવાની છૂટ હું લઉં છું. તમે જાણો છો કે ડૉ. દેવ ચંપારણ છોડતાં પહેલાં ભિતીહરવામાં નિશાળ માટે પાકું મકાન કરતા ગયા છે. સ્ત્રીશિક્ષિકા મેળવવાની મને બહુ મુશ્કેલી પડે છે. પણ એકાદ મેળવી શકવા વિષે હું નિરાશ નથી. અવારનવાર એ નિશાળોની તમે મુલાકાત લેતા રહો એમ હું ઇચ્છું છું. વાહનની વ્યવસ્થા કરવાનું બાબુ ગોરખપ્રસાદને તમે કહેશો.

"દેવદાસ અત્યારે મદ્રાસમાં છે. ત્યાં તામિલ ભાઈબહેનો માટે હિંદી વર્ગો ચલાવે છે.

તે જ દિવસે મિસ શ્લેશિનને* કાગળ લખ્યો

"પ્રિય મિસ શ્લેશિન,

"જે કાગળની લાંબા વખતથી હું રાહ જોતો હતો તે આવ્યો ખરો અમે બધા તમારા કાગળની રાહ જોતા જ હોઈએ છીએ

"અનંતપ્ત ફિનિક્સ વેચી દેવાનું નથી. તેમાં પાંચ એકર જમીન તમારે જોઈતી હોય તો મળી શકશે તમારું સ્વપ્નું મને ગમે છે, ખાસ કરીને એટલા માટે કે તેમાં હિંદુસ્તાનની મુલાકાત લેવાની વાત પણ આવે છે

"તમને ટાઇપરાઇટરનો કંટાળો આવવા માંડ્યો છે એ જાણીને હું બહુ રાજી થયો છું

"રામદાસને મે દરજી થવાનું કહ્યું જ નથી. એટલા માટે નહીં કે દરજી કામમાં કશું મન્ય જ નથી એ આદર્શ દરજી થાય પણ ખરો પણ એ વિચિત્ર છોકરો છે તેને જાત જાતના અનુભવો મેળવવાનું ગમે છે તે જો કવિ થાય તો શબ્દોનો કવિ નહીં થાય, શબ્દોમાં કવિ થશે, અને તેય કાર્યનો અને કાર્યમાં કવિ થશે રામદાસ સ્વપ્નસેવી છે અને મને સ્વપ્નસેવીઓ ગમે છે. હું આશા રાખું છું કે તમે એના મિત્ર અને માર્ગદર્શક બની એને સન્માર્ગે ચડાવશો હું ઇચ્છું છું કે થોડો વખત જઈને તમે મણિલાલ સાથે રહો ત્યાં તમારો અભ્યાસ તમે ચાલુ રાખી શકશો

"વોગેલ, ફિલિપ અને હોકના ઘરમાં બધા કેમ છે? કોઈ વાર એમને મળો છો ખરા? મેક અનટાયર ક્યાં છે? હિંદી હોમનું કામ કેમ ચાલે છે? થબીને મળો છો ખરા? તેને કેમ આમ થયું છે? આ બધા પ્રશ્નો તમારા કાગળોમાં તમે ચર્ચો એવી હું અપેક્ષા રાખું પણ ન માગવા કરતા મહેણો માગવો સારો

"અહીં મારું જીવન બહુ જટિલ થઈ ગયું છે મારા છાપા જોગા નિવેદનો-માંથી કાંઈ નહીં તો જે અગત્યના હોય તે તમારે વાચવા જોઈએ હમણાં હું સૈન્યભરતીના મહાકાર્યમાં પડ્યો છું મારા કામને અંગે મારે સતત રેલની મુસાફરી કરવાની આવે છે એકાંત અને આરામ માટે હું બહુ ઝંખના કરું છું. પણ કોઈ દિવસ મારા નસીબમાં તે હોય એમ જણાતું નથી. અહીં કસ્તૂરબાઈનો વિકાસ બહુ અદ્‌ભુત થઈ રહ્યો છે જે વસ્તુઓ માટે એ ત્યાં ઝઘડો કરતી તે વસ્તુઓને વિષે અહીં તેણે મનનું સમાધાન બહુ સુંદર

* દક્ષિણ આફ્રિકામાં શરૂઆતમાં બાપુના ટાઇપિસ્ટ તરીકે કામ કરતાં પછી તો બાપુનાં બહુ જ વિશ્વાસુ સાથી બન્યાં સત્યાગ્રહની લડતમાં તેમણે બહુ જ મદદ કરેલી તેમની ત્યાગવૃત્તિ, નિર્ભયતા, પ્રામાણિકતા અને કુશળતાના વખાણ કરતાં બાપુ કદી થાકતા નહીં

કેળવ્યુ છે. પણ એ બધાનુ વર્ણન હુ ન કરુ તમારે અહી આવીને એ નજરે જોવુ જોઈએ પ્યાર

મો૦ ક૦ ગાધી"

વેસ્ટને કાગળ

"ભાઈશ્રી વેસ્ટ,

"તમારો કાગળ મળ્યો તેથી આનદ થયો હુ ઇચ્છુ છુ કે તમારી નાણા વિષયક બાબતની તમે ચિંતા ન કરો આ બર્ટ મારા ભાઈ સમાન છે કોઈ વસ્તુ તેના ઉપરનો મારો વિશ્વાસ ડગાવી શકે એમ નથી આલ્બર્ટને વિષે નિરાશ થાઉ તો દુનિયાને વિષે મારે નિરાશ થવુ જોઈએ મે એને લખી દીધુ છે હુ જાણુ છુ કે પ્રસ્તુત સજોગોમા જે કરવુ ઉત્તમ હતુ તે તેણે કર્યું છે હુ જાણીને રાજી થયો છુ કે તમે અને સેમ બન્ને બાળકોની યોગ્ય કેળવણી માટે બદોબસ્ત કરી શક્યા છો દેવદાને હુ યાદ આવુ છુ ખરો? મણિલાલને શુ થયુ છે તે મને ખબર પડતી નથી તમારા બવા વિષે તેને બહુ ઊચો અભિપ્રાય હતો અને તમે બધાએ પણ તેના ઉપર ખૂબ પ્રેમ રેડેલો છે પણ એનો સ્વભાવ વહેમી બનતો જાય છે હુ હજી ધારુ છુ કે એ એ સુધારી લેશે હુ જાણુ છુ કે તમારો પ્રેમ એના વહેમને હાંકી કાઢશે હુ આશા રાખુ છુ કે તમે એની પાસે જશો, એની સાથે વાતો કરશો, એની સાથે દલીલ કરશો અને એને જીતી લેશો તમારે વિષે મણિલાલના મનમા ખોટો ખ્યાલ રહે એ વિચાર જ હુ સહન કરી શકતો નથી

"આશ્રમને માટે નવા મકાનો બધાવવાનુ કામ હમણા ચાલે છે હુ ઇચ્છુ છુ કે મકાનબાધકામ ઉપર દેખરેખ રાખવાને માટે તમે અહી હો જમીન બહુ સુદર સ્થળે આવેલી છે મગનલાલ બધુ સભાળે છે ત્યા ફિનિક્સના મકાનો બધાતા હતા ત્યારે આ બર્ટ જે કામ કરતો હતો તે મગનલાલ કરે છે એને આશ્રમની બહાર કશો આનદ જ નથી

તમને બધાને પ્યાર

મો૦ ક૦ ગાધી'

અમદાવાદમા સવારે કાગળો બપોરે શિક્ષકોને મળ્યા છોકરાઓને પોતાના પ્રિય ધધા વિષે મધુરા મધુરા શબ્દે સવાલો પૂછ્યા

૨૪–૬–'૧૮ કોઈએ વણાટ, કોઈએ સસ્કૃત એમ કહ્યુ. નીલકઠે આલેખન કહેલુ કૃષ્ણદાસે ગણિત કહેલુ, અને કાકાના બાળે કહેલુ કે 'મને તો રમવાનુ ગમે' પછી રામાયણની વાત કરી, તેમાથી લેવાના બોધની વાત કરી શરીરના અવયવો સબધે વાતો કરી, ટટાર અને સીધા

બેસવાથી અને ખૂધા બેસવાથી હોજરી અને ફેફસા ઉપર થતી અસર બાળકોને સમજાવી અને એ વાતમાથી નીતિ ઉપર ચડયા કેટલાક સુંદર ઉદ્‌ગારો નીચેના 'તમે પોત ઉપર ગમે તે ભાત પાડો, પણ પોતને તો દૃઢ, ઘટ્ટ અને સ્વચ્છ રાખજો પોત તે તમારુ શીલ છે, ચારિત્ર્ય છે, ભાત તો તમે વિદ્યાની — ગણિત ભાષા, વિજ્ઞાનની પાડી શકો છો, પણ પોતને શુદ્ધ રાખવામા એ કશુ કામ ન આવે પોતને તમે તમારા સયમથી, સદ્‌વિચારથી, <u>સત્સંગતિ</u>થી અને સદ્‌વાચનથી જ સારુ રાખી શકો'

સાજે આશ્રમમાથી નીચેના બા સાથે હતા હુ દોડતો દોડતો સાથે થઈ ગયો મને કહે મહાદેવ રાજકીય પ્રશ્નો ઉકેલવા કરતા સસારના પ્રશ્નો ઉકેલવા અઘરા છે માને આ ચચી* આવી છે તેયે થઈ જાય છે કે હુ નડિયાદ આવીને રડુ મે ચચીબહેનના અને પાર્વતીના રડવાના સમાચાર આપ્યા તો કહે કે બધા પોતપોતાનુ દુ ખ રડી રહ્યા છે, આપણે સૌનું રડવાનુ પણ સૌનુ રડવા જઈએ તો દહાડાના ચોવીસેચોવીસ કલાક જાય

મે કહ્યુ સ્ત્રી કેટલી પરતત્ર છે? ધણી ગમે તે કરીને આવે તે પણ સ્વીકારી લેવુ પડે છે અને તેના પરિણામ ખમી લેવા પડે છે

બાપુ આખા જગતની સ્ત્રીઓને એમ છે પણ હુ એમા કઈ દુ ખનુ કારણ જોતો નથી એ તો એનો સ્વાભાવિક ધર્મ જ છે એને અવલબનની જરૂર રહે છે જ તે અવલબનમા સ્ત્રીઓ આનદ માને છે, એ જ એનુ જીવન છે આપણે કમાઈ લાવીએ બહારના પ્રશ્નો જાતે જ ફોડી લઈએ, સ્ત્રીને કહીએ કે એમા તારે મો ઘાલવાનુ કાઈ પ્રયોજન નથી, તુ સુખે બાળકોને સભાળ, તેને આનદમા રાખ અને એ તદ્દન સ્વાભાવિક વ્યવસ્થા છે બાકી ગરીબ છે તે ગરીબાઈ બાકીને દુ ખરૂપ છે કે? એમ તો સ્ત્રીના માસિક આર્તવ અને જનનના કાર્યને પણ દુ ખ ગણવા જેવુ છે એ દુ ખ ગણાય ખરુ?

મે કહ્યુ ના, પણ એના જેટલુ જ સ્વાભાવિક પરાવલબન નથી

બાપુ એનુ જ સ્વાભાવિક છે કોઈ પણ સ્ત્રીને અવલબન વિના નથી ચાલતુ એ તો સાચુ કે ની? જેવી બહાદુર બાઈને પણ ટેકો તો જોઈએ જ પુરુષ વિના એને ચાલી શકતુ જ નથી

મે મિસિસ બેસટનો દાખલો આપ્યો તો કહે કે, બરોબર છે એણે પણ એક પછી એક આધારો શોધ્યા છે અને હવે તો એવા માણસને શોધ્યા છે કે એણે પોતાની કિમત ઘટાડી છે

મે પૂછ્યુ કોણ સર સુબ્રહ્મણ્ય અય્યર?

---

* મોટા દીકરા હરિલાલભાઈના પત્ની

બાપુ : ના, એ તો બેસંટને વશ છે. સી. પી. રામસ્વામી એનો આધાર છે. સી. પી. ને તો એ એટલી વશ છે કે વાત મા પૂછો. બધું પોતાનું ધાર્યું કરાવે છે. એ પણ શરમ વિના કહે છે કે, આ કામમાં હું આમ કહું છું, તમે શા માટે શંકા કરો છો ? કે તરત પેલીએ માન્યું જ છે. ક્યાં બ્રેડલો, ઓડ્લૉ, મેડમ બ્લેવેટ્સ્કી અને ક્યાં સી. પી. રામસ્વામી ?

રાત્રે અમદાવાદમાં હોમરૂલ લીગની પ્રોટેસ્ટ મીટિંગમાં સુંદર ભાષણ. બીજાઓનાં તદ્દન બેવકૂફી ભરેલાં ભાષણ. નડિયાદ આવતાં ગાડીમાં બોલ્યા : હું ગવર્નર હોઉં તો લાગલો જ એ લોકોને કેદ કરું, એવાં એમનાં ભાષણ હતાં.

રાત્રે અમદાવાદના સ્ટેશન ઉપર એક રમૂજી પ્રસંગ બન્યો. બ્રોકર ગાડી ઉપર આવ્યો હતો. તેણે બાપુને કહ્યું : સાહેબ, થર્ડ ક્લાસના ઉતારુઓને કંઈક સુખ કરો.

એટલે વલ્લભભાઈએ કહ્યું : થર્ડ ક્લાસમાં ફરતા થાઓ તો થાય. પછી મજાકમાં કહેવા લાગ્યા : તુ રોજ ચાળીસ રૂપિયાની સિગાર પીએ. બીજા પૈસા ખરચે ને થર્ડ ક્લાસમાં બેસે તો કેવું સારું. પૈસા બીજા કામમાં વપરાય, ઇ૦

બ્રોકર કહે : મારી રહેણીકરણી ઉપર તમે નહીં બોલો. મારી સિગાર મને એક હજાર રૂપિયા કોઈ વાર લાવી આપે છે. મારી ચા અને આઇસક્રીમનું કપ મને કોઈ વાર હજાર લાવી આપે છે. આ જિંદગીને માટે એની જરૂર છે. તમારે મારી એ વાતની શી પડી છે ? જોઈતા હોય તો પૈસા માગો. પૈસા તમને કોઈ પણ કારણ માટે આપું.

એટલે મેં વચ્ચે પડીને કહ્યું : રિક્રૂટિંગને માટે એક હજાર રૂપિયા આપો. તરત એક હજારની નોટ કાઢી આપી. કહેવા લાગ્યા : સાહેબ, કેટલાયે હજાર રૂપિયા રળ્યો છું. મારે એક હજાર શા વિસાતમાં છે ? ખુશીથી લઈ જાઓ. સાહેબ, મેં આશ્રમને નામે એક નાનુ બિઝનેસ કર્યું હતુ. આજ સુધી વેચાતે તો આશ્રમને બે હજાર રૂપિયા મળત. પણ ન રોકાયો, ઉતાવળ કરી એટલે રૂપિયા ૧૦૫ જ મળ્યા. તે પણ લઈ જાઓ. એમ કરીને રૂપિયા ૧૦૫ કાઢીને આપ્યા. મને એને જોઈને જ્યોર્જ એલિયટે લખેલી A merry heart goes all the day લીટીઓ યાદ આવી.

રાસ લશ્કરી ભરતી માટે ગયા. બપોરે પહોંચ્યા. સુંદર ભાષણ. માણસો લગભગ બે હજાર હશે. લડવા સંબંધે કેટલાક ભવ્ય

૨૬-૬-'૧૮ ઉદ્ગારો : અહિંસા કોને શીખવાય ? જે હિંસા કરી નથી જાણતો તે અહિંસા શું પાળશે ? મૂંગો મૌનવ્રતની ખૂબી શું સમજશે ? અનેક વર્ષો થયાં લડવાની જે શક્તિ ચાલી ગઈ છે, જેને માટે

આપણા ઋષિઓ તપ કરતા, શસ્ત્રાસ્ત્રો મેળવવાને માટે ગંભીર પ્રતિજ્ઞાઓ લેતા તે આપણામાં આવે એમ ઇચ્છીએ છીએ. સ્ત્રીઓમાં અને પુરુષોમાં માણસાઈ આવે, પુરુષાતન આવે, તે આ વખતે આ તક લીધાથી જ આવે એમ છે. ઇ૦

સાંજે વાસદ સ્ટેશન પર પહોંચ્યા. ગાડી ચૂકી ગયા. સ્ટેશન ઉપર જ સૂઈ રહેવું પડ્યું. વલ્લભભાઈને પ્લેટફૉર્મ ઉપર બિલકુલ ઊંઘ ન આવી. બાપુ ઘસઘસાટ ઊંઘ્યા.

મળસકે ગાડીમાં મહેમદાવાદ. ત્યાંથી ગુજરાત સભાના સઘળા સંઘને લઈને ખેડા ચાલતા ગયા. પંડ્યા અને જેલી ભાઈઓને મળ્યા.

૨૭–૬–'૧૮ તેમના માનમાં સરઘસ. બાપુનું ધર્મશાળામાં ભાષણ. ભાષણને અંતે કાઢેલા ગંભીર ઉદ્‌ગારો: આ સંધ્યાના કાળમાં છીએ. એને અંતે રાત્રી આવશે કે અરુણોદય થશે તેની કોઈને ખબર નથી. અરુણોદય ત્યારે જ જોશો કે જો તમે સત્યને વળગી રહી, દેશ સમક્ષ સત્યને મૂકશો અને સત્ય માટે ગમે તેટલા ભોગ આચરશો.

ત્યાંથી નીકળી માત્રા નવાગામ તરફ ચાલી. ખૂબ તાપ હતો અને રસ્તા ઉપર પથ્થર બહુ હોવાને લીધે ગાડીમાં ખડખડાટ ભયંકર હતો. વલ્લભભાઈ કહે કે, "તમે આજે નહીં ઊંઘી શકો." તુરત જ તે ખડખડાટમાં પણ બાપુ ઊંઘી ગયા! રસ્તે ત્રણ ગામોએ સત્કાર કર્યો. નવાગામ ૭ વાગ્યે પહોંચ્યા. નગારાવાળા ભીંત ઉપર બેઠા હતા. સરઘસ ગામ પ્રમાણે ભવ્ય. ગામલોકોનો ઉત્સાહ અપૂર્વ. ભાષણ લોકો પ્રમાણે સામાન્ય હતું.

રાત્રે નીકળીને બારેજડી સ્ટેશને પહોંચ્યા. સ્ટેશન ઉપર બાપુ માત્ર બાંક ઉપર પડી રહ્યા. સવારે યાત્રા નડિઆદ જવા નીકળી. નડિયાદથી બપોરે કઠલાલ. કઠલાલમાં શંકરલાલ પરીખે ભારે દબદબાભર્યું સરઘસ કાઢેલું. ભજનિયાં, પખાજ લઈને લોકો આવ્યા હતા. "આજે ગાંધીજી પધારિયા જી રે, આજની ઘડી રે આનંદની." એ ધ્વનિ વારંવાર કાને પડતા હતા. બીજી વ્યવસ્થામાં પણ મણા ન હતી. મને તે દિવસે થઈ ગયું કે આવા ભપકાનું વર્ણન તો વૉલ્ટર સ્કૉટ જ આપી શકે. વૉલ્ટર સ્કૉટ વાંચવાનો સંકલ્પ. પંડ્યાને ઘેર ગયા. વિલાયતમાં બહેનો ચુંબન કરે છે તેમ અહીં પંડ્યાજીને તેમની ૧૬ વર્ષની બહેને ગાલ ઉપર હેતથી ઊભરાતી બે ટપલી મારી! એવી હેતની બે ટપલી ખાવાને ખાતર પણ જેલમાં જવું જોઈએ એમ મને થયું! શંકરલાલ પરીખને ત્યાં વિશ્રાંતિની વ્યવસ્થા. અતિશય સુઘડ ઘર અને રાચરચીલું. વ્યવસ્થાશક્તિની બહુ સારી છાપ પડતી હતી. સાંજે પંડ્યાને માનપત્ર — એક સુંદર રકાબીમાં. બાપુનું ભાષણ — શંકરલાલના 'શિષ્ય' શબ્દને જ ઉદ્દેશીને:

આવી ચેતવણી આપવામાં પણ માન રહેલું છે. છતાં તેનો ભય વહોરીને પણ હું કહું છું કે હું કોઈનો ગુરુ થવાને લાયક નથી, હું કોઈનો ગુરુ થઈ શકતો નથી. ધર્મગુરુની જે શોધમાં હોય તે શું ગુરુ થાય? શિષ્ય પોતાને કહેતાં પહેલાં એક કરોડ વાર વિચાર કરજો. શિષ્યે તો ગુરુનો શબ્દ કદીયે લોપવો ન જોઈએ. મારે ગુરુ થવું હોય તો નિર્દોષતાનો દાવો કરવો પડે. હું તો વાદળમાં રહેતો હોઉં એમ મનાય છે. હું તો અંકાઈ ગયેલો છું, હું તો કાંઈ પણ કરી શકું એમ મનાય છે, એટલે મારું કહેલું કોઈ ન કરી શકે એવો ભય સૌને રહે છે. પણ પંડ્યા તો સત્યાગ્રહ થોડા વખત ઉપર શીખવા માંડ્યા અને એમ. એ ની પરીક્ષામાં પણ પાસ થઈ ગયા. ભાષણની અસર લોકો ઉપર સરસ પડી.

શંકરલાલને ત્યાં રાત્રે ન સૂતાં સ્ટેશન પર સૂવાનો જ આગ્રહ કર્યો અને રાત્રે અગિયાર વાગ્યે ત્યાં ગયા!

૨૯–૬–'૧૮ નડિયાદમાં બાપુને માનપત્ર આપવા માટે જાહેર મીટિંગ. બપોરે ત્રણ સુધીમાં તો ખૂબ કાગળો લખી કઢ્યા. હરિલાલ સંબંધે લખી દીધું કે "મને પણ એ છોકરો નિર્દોષ નથી લાગતો. તમે મને ખુશ રાખવા માગતા હો તો એને કોર્ટ પાસેથી ન્યાય અપાવશો." બપોરે ત્રણ વાગ્યે સરઘસ નીકળ્યું. નડિયાદનું માનપત્ર. સેવાધર્મ સંબંધે ઉન્નત ઉદ્‌ગારો. વલ્લભભાઈનાં જાહેર વખાણ. લડનમાં એ ઉપસેનાપતિ હતા. આશ્રમના ભંગી અને બાળકોની સેવા એ ખરી સેવા હતી. એમણે ધર્મભરી સેવા કરી હતી એવાં વચન. પૈસાના ભૂખ્યાં કરતાં માનનો ભૂખ્યો માણુસ વધારે દુષ્ટતા કરે છે, પ્રજાને વધારે નુકસાનકારક છે.

રાત્રે રિક્રૂટિંગ ઉપર જ વાતો. ઍન્ડ્રૂઝને લાંબો પત્ર.

૩૦–૬–'૧૮ રસોઈ કીધી. રાસનો રિપોર્ટ લખ્યો. બાપુએ કાગળો લખ્યા. ઇન્દુલાલે અંગ્રેજી કર્યું. તપાસીને બોલ્યા, તમે લોકોએ હજી એ કળા નથી જાણી લીધી. આને સુધારવા બેસું તો આખું સુધારી નાખું. ઇન્દુલાલને કહે કે ભાઈ, એ એક નવો હુન્નર છે, અભ્યાસથી જ શિખાય.

૧–૭–'૧૮ આશ્રમમાં ગયા. આશ્રમમાં ખર્ચ સંબંધે ચર્ચા. . . .ની મા ગુજરી ગઈ. તે માટે તેઓ ઘેર જવા માગે તો તે લોકાચારને વશ થઈને જ ત્યાં જાય. તેટલા માટે આશ્રમને એકલા ભાડાના રૂપિયા એંશી ખર્ચ કરવો પડે. એ પ્રમાણે

જાહેરના પૈસાનો ઉપયોગ નથી થઈ શકતો. માટે તે લોકોને ન જવા દેવાં એવું ઠર્યું. આ વાત બીજે દિવસે જમતાં જમતાં આવીને કરી.

નડિયાદમાં. એન્ડ્રૂઝનો કાગળ. તેમાં સાત વરસ ઉપરના એક કાગળનો ઉતારો કરીને એન્ડ્રૂઝ કહે છે કે તમારી પ્રવૃત્તિ રાજકાજપ્રધાન
૨-૭-'૧૮ થઈ જાય અને ઊંચ માર્ગે તમે જે ચડેલા છો તે ત્યાંથી નીચી કોટિમાં ઊતરી પડો એવો ભય મને લાગે છે. મેં કહ્યું: મને પણ એમ થાય છે. તો કહે કે મારો આદર્શ એન્ડ્રૂઝ નથી સમજતા. મારું પૉલિટિક્સ તેના પૉલિટિક્સ જેવું છે તેમ એન્ડ્રૂઝ માને છે. આ બધી પ્રવૃત્તિ છતાં હું તો ભારે શાંતિ લઈ રહ્યો છું. આશ્રમમાં તો હું હજી કાલે જ વધારે સંયમનો પાઠ ભણાવી આવ્યો.

પૂના સેવાસદનનો આઠ વરસનો રિપોર્ટ દેવધર તરફથી આવ્યો, તેને ઉત્તર આપતાં :

૧ "ભાઈશ્રી દેવધર,

"સેવાસદનના કામનો રિપોર્ટ મને મોકલ્યો તે માટે આભારી છું. તમારા ઉદ્યોગનો, રચનાત્મક પ્રકારની તમારી દેશભક્તિનો, અને સેવાના તમારા પ્રેમનો એ કીર્તિસ્તંભ છે. એની પ્રગતિ ખરે જ અસાધારણ છે. કદાચ આખા હિંદુસ્તાનમાં એના જેવી બીજી સંસ્થા નહીં હોય. તમે જો કોઈ સ્ત્રીશિક્ષિકાને ત્યાંથી મોકલી શકો એમ હો તો ચંપારણમાં અવન્તિકાબાઈ અને આનંદીબાઈનું સ્થાન લેવા માટે બે શિક્ષિકાઓ જોઈએ છે.

"હવે સૂચનાઓ. અંગ્રેજીનું સહેજસાજ જ્ઞાન એ નકામું છે, અથવા તેથીયે ખરાબ છે. આપણી સ્ત્રીઓ ઉપર એ બિનજરૂરી બોજો છે. જ્યાં અંગ્રેજી વાપરવાની જરૂર ન હોય ત્યાં એ વાપરતા બંધ થઈ જઈશું એટલે નક્કી માનજો કે અંગ્રેજો આપણી સાથે આપણી ભાષામાં વાત કરતા થશે. તેમણે એમ કરવું જ જોઈએ. દિલ્હીની પરિષદમાં હું હિંદુસ્તાનીમાં બોલ્યો તેથી લૉર્ડ ચેમ્સફર્ડ ઘણા ખુશ થયા હતા થોડી પસંદ કરેલી બહેનોને તમે શીખવી શકો એટલું બધુંય અંગ્રેજી જરૂર શીખવો, જેથી કરીને અંગ્રેજીના સર્વોત્તમ વિચારોનું બીજી બહેનો માટે તેઓ ભાષાંતર કરે. આને હું ભાષાના પ્રદેશમાં કરકસર કરી એમ કહું છું. હું તો અંગ્રેજીને સ્થાને જરૂર હિંદીને મૂકું. તેથી મહારાષ્ટ્રી બહેનોના વિચાર વધારે ઉદાર થશે અને રાષ્ટ્રીય કાર્યકર્તા તરીકે તેમની ઉપયોગિતા પણ વધશે. આજે તો તેમની બીજી બહેનોની જેમ તેઓ પણ પોતાના સ્થાનિક પ્રદેશ પૂરતો જ વિચાર કરી શકે છે.

"હાર્મોનિયમ કૉન્સર્ટીના (તંબૂરપેટી અથવા સ્વરપેટી) કરતાં એક ડગલું જ આગળ છે. હું તો બહેનોને વીણા અને સતાર આપવાનું પસંદ કરું. એ વાદ્યો સસ્તાં છે, રાષ્ટ્રીય છે અને હાર્મોનિયમ કરતાં ઘણાં વધારે ચડિયાતાં ગણાય.

"ભરતગૂંથણ વગેરે ઝીણી કારીગરીના કામને બદલે દરેક બહેનને હાથ-કંતામણ અને હાથવણાટ શીખવવાનું હું વધારે પસંદ કરું. અત્યારે બે કાર્યકર્તાઓ મારફત હું સો રેંટિયા ચલાવી રહ્યો છું. તેમાંથી લગભગ ત્રણસો બહેનોને રોજી મળે છે. હિંદુસ્તાન પોતાની રાષ્ટ્રીય સ્વસ્થતા અને શાન્તિ પાછી મેળવશે ત્યારે આ મિલો જરૂર ભૂતકાળની વસ્તુ બની રહેશે. તે વખતે આપણી રાણીઓ પહેલાં જેમ કરતી તેમ ઊંચા આંકનું બારીકમાં બારીક સૂતર કાંતતી થઈ જશે. એ દિવસ વહેલો લાવવામાં તમે મદદ કરો એમ હું ઇચ્છું. મારી તો ખાતરી છે કે થોડા જ વખતમાં આ વસ્તુઓ (ભરતગૂંથણ વગેરે)થી આપણે ઊબકાઈ જવાના છીએ.

"સામાન્ય વલણ સમયની સાથે ચાલવાનું હોય છે. પણ આપણે તો સતત આપણી સામેની વસ્તુઓને તપાસતા અને એમાંથી પસંદ કરતા રહેવાનું છે. આપણે હમેશાં સમયના વહેણમાં ન તણાઈએ. આપણે તો ભવિષ્યની આગાહી કરવી જોઈએ. માણસ જો વિચારવાન હોય તો દોડતો દોડતો પણ જોઈ શકે એમ છે કે ભવિષ્ય હાથઉદ્યોગોનું છે. કોઈ પણ રીતે બહેનોને કાંતવાવણવાનું પ્રોત્સાહન આપશો તેથી તમે કાંઈ ગુમાવવાના નથી. નાગાંને ઢાંકવામાં તેઓ મદદરૂપ થશે.

"તમે માગ્યું હતું તે કરતાં ઘણું વધારે મેં તમને આપી દીધું છે. અમૃતલાલ અને કેસરીપ્રસાદને આપવા માટે તમારો ઘણો આભારી છું. શ્રીમતી દેવંચરને કહેશો કે તેઓ થોડા દિવસ આશ્રમમાં આવીને રહી જાય એવી હું આશા રાખું છું.

સેવક

મો૦ ક૦ ગાંધી"

બીજો કાગળ ડૉ. મહેતાને લખ્યો:

"ભાઈશ્રી પ્રાણજીવન,

"તમને કંઈક દિવસ થયાં કાગળ નથી લખી શક્યો. મને અહીં જે પૈસા મળી શકે છે તે ઉપર કામ ચલાવું છું. યાચના કરવા નથી નીકળતો. હાલ પૈસાની મને પૂરેપૂરી જરૂર છે. બાંધકામ ચાલી રહ્યું છે. તેમાં રૂપિયા ચાળીસ હજાર ખર્ચી ચૂક્યો. બીજા રૂપિયા સાઠ હજાર જરૂર ખર્ચાશે. ઓછામાં ઓછા દોઢસો માણસનો સમાસ કરવો રહ્યો, ને વીસ સાળ ગોઠવવી છે. કપડાંનું

કામ બહુ વધતુ જાય છે અમદાવાદની હડતાળ પછી ઘણા વણકરોના પ્રસગમા આવ્યો છુ લગભગ ત્રણસો બાઈઓ રેટિયા ચલાવતી થઈ ગઈ છે થોડી મુદતમા હાથનુ કાંતેલુ એ મણ સૂતર રોજ મળશે એમ ધારુ છુ આ બાઈઓ બેરોજગાર હતી તેને રોજગાર મળે છે બહારના વીસેક વણકરો પણ કામ કરતા થઈ ગયા છે આમા કેટલાક ઢેઢો છે તેઓ મજૂરીમા પડેલા તે હવે સ્વતત્ર ધધો કરી રહ્યા છે આ પ્રવૃત્તિ ઘણી અગત્યની જોઉ છુ તેમા પણ મને વધારે પૈસા જોઈએ તેમા મારે રૂપિયા દસ હજાર રોકવા પડશે, એમ જોઉ છુ રાષ્ટ્રીય શાળાનુ કામ પણ એવુ જ અગત્યનુ જોઉ છુ આજે જ શાળાના છોકરા તેવી જ શ્રેણીના બીજા છોકરા કરતા ચડે છે, એમ મને આભાસ આવે છે તેમનામા નિર્ભયતા આદિના જે ગુણો આવ્યા છે તે તો સૌ સ્પષ્ટ રીતે જોઈ શકે છે આ શાળા દર માસે રૂપિયા એક હજાર રોકશે એમ જોઉ છુ હાલ તો ખર્ચ ઓછુ છે બને કાર્યમા હુ જાતે રોકાઉ તો બહુ વધારો કરુ ખરો પણ તે નથી થતુ, તોપણ મને સારા ચાની રહેતાં જોઉં છુ તમારી પાસેથી હમણા જ હુ મોટી રકમની માગણી કરુ છુ ને હમેશને સારુ એમ ઇચ્છુ છુ કે મને બીજેથી મળતા જે ત્રુટિ આવે તે તમે પૂરી પાડો આટલુ આપી શકાય તો આપો એટલે હુ નિશ્ચિત થાઉ મારી પ્રવૃત્તિ પસદ ન હોય તો મારાથી ન જ મગાય પણ તમે આ બરોબર માનતા હો તો મદદ આપવામા સકોચ ન કરજો

"મારુ ભરતીનુ કામ તમે અવલોકી રહ્યા હશો મારા બધા કાર્યમા આ સર્વથી કઠણ અને મોટુ માનુ છુ તેમા ફતેહ મેળવાય તો ખરું સ્વરાજ્ય સહેજે મળે તેમ છે

મોહનદાસના વદેમાતરમ્'[1]

આજે ખૂબ વિશ્રાતિ હતી એટલે બાપુએ ઘણા કાગળો લખી કાઢયા અને રમણભાઈના 'રાઈનો પર્વત' અને 'હાસ્યમદિર' વાચવા મગાવ્યા

દેવદાસને પત્ર

'તમારા કાગળો વધારે નિયમસર આવે છે એ મને બહુ ગમે છે હુ નિયમ જાળવવા ઇચ્છુ છુ પણ મારા કાગળની હમેશા ગણ ન જોવી તમારો આજે નથી મિ નટેસન વિષેનો સવાદ જાણવા યોગ્ય છે તમને જે પ્રમાણે અનુકૂળ પડે તેમ કરજો જે કામમા અત્યારે તમે ગૂથાયેલા છો એ એટલુ મહત્ત્વનુ છે કે તેનો કદાચ તમને હમણા ખ્યાલ જ ન આવે આવા કામમા અતિ હોશિયાર અને બુઝરગ માણસને જ મૂકવાની સાધારણ રીત છે તેમ કરતા પણ મદ્રાસ જેવામા એટલા માણસો શીખવા આવે કે નહી

એ સમાન રહ્યો મદ્રાસ ઇનાકાને તમે હિંદીનું દાન કરી શકો અને લોકો તે લે તો એક મહત્ત્વના સમાનનો ફડચો થાય છે મદ્રાસ અને બીજા હિંદના ભાગોનો તમે સગમ કરા તો કહેવાય ગગાનો પુન ગાવવામા જેટની કળા અને જેટલી ધીરજની જરૂર છે તેથી વિશેષ તમે જે પુલ બાંધી રહ્યા છો તેમા જોઈએ તમે હિંદી સહેનુ અને રમૂજી કરી મૂકો તેમા તમારી ચતુરાઈનો ખપ આવી જશે તેમ કરવા સારુ તમારે નવરાશ મળે ત્યારે હિંદી, ગુજરાતી, અંગ્રેજી તામિલ વગેરે વ્યાકરણો વાંચી જવા જોઈએ તેમાથી તમને સડેલી ચાવી કોઈ મળી જશે કે જેથી તમે લોકોને થોડુ રાખરી ઘણુ દઈ શકો ધાતુઓ –ઉપરથી થયેલા શબ્દો ખૂબ આપી દેવા એમા યાદશક્તિના ઉપર થોડો બોજો આવે છે ત્યા હિંદીઓને તામિલ શીખવા સા મોકલવાના છે તેની સૅંગતડ વિચારના મે તમને લખ્યુ છે તેની વાત મિ નટેસન, હનમતરાવ વગેરે સાથે કરજો રેવાશકર સોઢા અને છોગમ આશ્રમમા પાછા આવી ગયા છે જોકે જવાબદારી વધી છે છતા આ મને ગમે છે હરિલાલ રાજકોટથી નીકળી આજે રાતની ગાડીમા પસાર થશે ની મા ગજરી જવાના સમાચાર આવ્યા છે તમે તેની ઉપર કાગળ લખજો આ ઉપરથી મે કાલે આશ્રમમાં બહુ પવિત્ર ચર્ચા ચલાવી ચર્ચાને પવિત્ર કહુ છુ કેમ કે સહુએ ઘણા વિવેકથી અને ધર્મવૃત્તિથી ચોખ્ખા જવાબ આપ્યા પ્રશ્ન આ હતો હવે માની કાણે જવા માગશે આ ખર્ચ એશી રૂપિયાનો છે એ આશ્રમ ઉપાડી શકે? ઉપાડવુ જોઈએ? જેણે દેશને સારુ ભેખ લીધો છે, જેણે સેવાધર્મ સ્વીકાર્યો છે તેની મા મરતી નથી, કેમ કે તેની મા થવાને લાયક જેટલી સ્ત્રીઓ તે તેની મા છે બાપ મરતો નથી, કેમ કે મોટા સ પિતા સમાન છે સેવા તેમની સ્ત્રી છે, તે તો મરે જ કેમ? બીજુ જગત ભાઈબહેન છે માની કાણે જવુ તે કેવળ રૂઢિ છે તેનુ પાલન કરવા જગતને નમવા ખાતર નાહક પૈસાનો વ્યય થાય? આવો પ્રશ્ન ચર્ચ્યો સહુએ શાતભાવે જવાબ આપ્યો કે તેમાં ખર્ચ ન જ થાય સતોક અને બા પણ હાજર હતા છતા બધાએ ઠરાવ્યુ કે આ વેળા એ નિયમ લાગુ ન પાડવો ની અને બહેનની મરજી ઉપર મૂકી દેવુ વણે ભાગે તેઓ જશે

'તમે ત્યા કઈ છાપા વાચો છો? અહીંથી કઈ મોકલુ?

બાપુના આશીર્વાદ"

રાતે હરિલાલને મળવા ગયા સ્ટેશન ઉપર સાંજે પણ ગયા હતા, પણ ન મળેલા રાતે મેલ ઉપર પણ 'મારે જવુ જ જોઈએ' કરીને ગયા હરિલાલ સેકડ ક્લાસમા બેઠેલા હતા એને નડિયાદ કોઈ મળવા આવશે એવી પણ

ચાનક ન હતી. બે પાંચ વાતો થઈ ન થઈ! બાપુને પણ ખૂબ આઘાત પહોંચ્યો. "છોકરાનો ચહેરો પણ તદ્દન બદલાઈ ગયો છે." એવું એક માત્ર નિઃશ્વાસનું વચન ઘેર આવતાં કાઢ્યું. આગલે જ દિવસે દેવદાસને લખ્યું હતું કે એનામાંથી માધુર્ય ચાલ્યું ગયું છે. તું આથી દુઃખી ન થતો. પણ એટલું જોજે કે માણસ પડવા માંડે તે પછી કેટલો પડે છે. તેને માટે જે અભિમાન હતું — સ્વતંત્રતાવાળો છે એવું — તે પણ બાપુમાંથી ચાલી ગયેલું જણાયું!

'રાઈનો પર્વત' વાંચી નાખ્યો. પહેલી વાર વાંચનારને જેટલો આનંદ થાય તેટલો આનંદ બાપુને થયો.

૩-૭-'૧૮ આજે પણ વિશ્રાંતિ: કાગળો લખ્યા. રસોઇયાને પાંત્રીસ રૂપિયા પગાર લોકોને ખર્ચે અપાય એ તો ભયંકર કહેવાય. આજે રસોઇયાને અને નોકરને રુખસદ આપી. હાથે રાંધવાનો નિશ્ચય થયો. 'હાસ્યમંદિર' વાંચવાનું શરૂ કર્યું. ખૂબ ખુશ થતા હતા.

રિક્રૂટિંગનું કામ ઉપાડ્યું ત્યારથી અહિંસાધર્મી હિંસાનો કેમ ઉપદેશ આપી શકે એવા ઘણાના પત્રો આવ્યા કરતા હતા. એમાંથી એન્ડ્રૂઝની ચર્ચાનું એક મોટું પુરાણ ઊભું થયું. એમને એ વિષે લખેલા બધા પત્રો જુદા છપાવવા જેવા છે. મિસ ફેરિંગે પણ એ બાબત એક વાર લખેલું:

¶ "વાઈસરોય ઉપરનો તમારો કાગળ મેં વાંચ્યો છે. સત્યાગ્રહી તરીકે તમારા વિચારો અને લાગણીઓ સાથે તે કેવી રીતે સુસંગત છે તે હું સમજી શકી નથી. અથવા બીજી રીતે મૂકું તો જે દૃઢ રીતે અહિંસામાં માને છે અને સત્યાગ્રહના પ્રયોગોને માટે જેણે પોતાનું આખું જીવન સમર્પિત કરેલું છે. તે બીજાઓને કોઈ પણ રીતે યુદ્ધમાં જોડાવાનું અને લડવાનું કેવી રીતે કહી શકે?"

એને ઉત્તર:

¶ "જે માણસ મારવા ઇચ્છે છે પણ તેને અપંગ બનાવી નાખેલો હોવાથી તેમ કરી શકતો નથી તેને હું શી સલાહ આપી શકું? ન મારવાનો — અહિંસાનો — સદ્‌ગુણ તે સમજી શકે તે પહેલાં પોતાનો જે હાથ તે ગુમાવી બેઠો છે તે એને મારે પાછો આપવો જોઈએ. જુવાન હિંદીઓને લશ્કરમાં જોડાવાની સલાહ હું હમેશાં આપતો આવ્યો છું. પણ અત્યાર સુધી એનો સક્રિય પ્રચાર કરતાં મેં મને રોક્યો હતો. એનું કારણ એટલું જ હતું કે દેશના કેવળ રાજકીય જીવનમાં અને ખુદ યુદ્ધમાં પૂરતો રસ લેવાની મને અંદરથી પ્રેરણા થઈ નહોતી. પરંતુ દિલ્હીમાં મારી આગળ કરુણ સમસ્યા આવીને ઊભી

રહી મને એકદમ ઊગી ગયુ કે લશ્કરમા જોડાવાના પ્રશ્નનો ગભીરપણે વિચાર ન કરુ તો જીવનના મોગમા મોગ પ્રશ્નને હું પૂરતુ મહત્ત્વ ન આપુ. આપણે કા તો આ રાજ્યથી મળતા મના લાભોનો ત્યાગ કરવો જોઈએ અથવા તો યુદ્ધસચાનનના કામમા આપણી પૂરેપૂરી શક્તિથી તેને મદદ કરવી જોઈએ લાભોનો ત્યાગ કરવા આપણે તૈયાર નથી હિંદીઓએ તો બેવડુ કર્તવ્ય બજાવવાનુ છે તેઓ શાતિનો સદેશો ફેલાવવા માગતા હોય તોપણ તેમણે યુદ્ધ કરવાની શક્તિ પ્રથમ સાબિત કરવી જોઈએ આ શોધ મે કરી તે ભયકર છે પણ સાચી છે જે પ્રજા લડવાને માટે નાલાયક છે તે ન લડવામા રહેલા ગુણો વિષે પોતાના અનુભવોની સાબિતી આપી શકે નહી આ ઉપરથી હુ એવુ અનુમાન કાઢવા માગતો નથી કે હિદુસ્તાને લડવુ જ જોઈએ પણ હુ એટલુ જરૂર કહેવા માગુ છુ કે હિદુસ્તાનને લડવાની કળા આવડતી હોવી જોઈએ. અહિંસા એટલે મારવાની અથવા તો ઈજા પહોચાડવાની ઇચ્છાને નાબૂદ કરી નાખવી અહિંસા એવા જ માણસો પ્રત્યે આચરી શકાય જેઓ આપણા કરતા બધી રીતે ઊતરતા હોય એનો અર્થ એ થયો કે પૂર્ણ અહિંસાધર્મીએ છેવટની પૂર્ણતા પ્રાપ્ત કરેલી હોવી જોઈએ ત્યારે આનો અર્થ શુ એવો થયો કે આપણે બધા પૂરા પ્રેમધર્મી બનીએ તે પહેલા આપણે સેન્ડો થવાનો પ્રયત્ન કરવો જોઈએ? આ અનાવશ્યક છે આપણે દુનિયાની સામે અડગ ઊભા રહી શકીએ એટલું બસ છે એ જાતની હિમત આપણામા હોય એ તદ્દન જરૂરી છે કેટલાકમા આવી હિમત તેઓ લડવાની તાલીમ મેળવે ત્યાર પછી જ આવી શકે. હું જાણુ છુ કે મારી દલીલ મે બહુ કઢંગી રીતે મૂકી છે હુ નવા અનુભવોમાથી પસાર થઈ રહ્યો છુ મારા આતરિક વિચારો વ્યક્ત કરવાને હુ મથામણ કરી રહ્યો છુ કેટલીક વસ્તુઓ હજી મને ચોખ્ખી દેખાતી નથી જે વસ્તુઓ મારા મનમા સાફ થઈ ગઈ છે તે બીજાઓને કહેવા માટે હુ શબ્દો શોધી રહ્યો છુ પ્રકાશ અને માર્ગદર્શન માટે હું પ્રાર્થના કરી રહ્યો છુ અને ખૂબ વિચારપૂર્વક હુ કામ કરી રહ્યો છુ જરૂર મને લખજે અને મારી જે દલીલો તમને ન ટકી શકે એવી લાગે તે માટે શબ્દે શબ્દે અને વાકચે વાકચે લડશો એથી કરીને મારો માર્ગ શોધવામા હુ શક્તિમાન થઈશ

— બાપુ"

આ દિવસે જ મગનલાલભાઈને આશ્રમની વ્યવસ્થા નિયમિત કરવા માટે લખેલા નીચેના ઉદ્ગાર કાઢેલા

"ચોપડીઓ આવવી જ જોઈએ બીજો સામાન પણ મગાવી લેવાની જરૂર જોઉ છુ ની ભલાઈનો આપણે દુરુપયોગ કર્યો લાગે છે તે તાણીને નથી કહેતા એટલે આપણે વળગી રહીએ છીએ ચોવીસ કલાકની ધમકી

આપે તો જે કરીએ તે હવે કરો તેમ ઇચ્છું છું. આપણે આપણને ધમકી આપીએ તેના જેવું કાંઈ જ નથી."

રાતે 'રાઈના પર્વત' માટે કહે: વીણાવતીને દાખલ કરીને રમણભાઈએ નાટકની કિંમત ઓછી કીધી છે. પાછલા ભાગમાં જાણે વિધવા પુનર્વિવાહનું ચોપાનિયું લખતા હોય તેવું થઈ ગયું છે. નાટક ઉત્તમ છે એમાં શક નથી, પણ આ ખામી તો છે જ. એણે ખૂબ ચડાવ્યું પણ આગળ જઈને પડયા.

આજે પણ સવાર સુધી વિશ્રાંતિ હતી. ઠક્કર આવ્યા, સ્વામી આવ્યા. સ્વામીની સાથે દિવસ બધો અહિંસા અને હિંસાની માથાકૂટ.

૪–૭–'૧૮ આજે પ્રભુદાસનો એક બહુ જ ચતુરાઈ, ડહાપણ અને ઊંડા નિરીક્ષણથી ભરેલો પત્ર આવ્યો. આણુ ગયા તે વખતની બધા શિક્ષકો સંબંધે પોતાની છાપ વર્ણવે છે. અતિ તાદૃશ ચિતાર આપ્યો છે.

તેને પત્ર લખ્યો:

"ચિ. પ્રભુદાસ,

"તમારો કાગળ મેં ઘણા ધ્યાનથી ને રસથી વાંચ્યો છે. તમે તે લખવામાં બહુ ડહાપણ વાપર્યું છે. અવિનય જરાયે નથી. ભાષા વિનયવાળી છે ને સ્વતંત્રતાથી ભૂષિત છે તેથી મને બહુ મીઠી લાગે છે. તમારો કાગળ તમારી નિર્ભયતા બતાવે છે. × × ×

"મને કેટલીક ખબર ન હતી. તે સિવાયનું તમે જે લખો છો તેનો આભાસ હતો. તમે વધારે ચોખ્ખો કર્યો છે. મારું જ્ઞાન ઇલાજ લઉં તેટલું ન હતું. તમે આપેલા જ્ઞાનથી હું ઇલાજ લઈ શકીશ. × × ×

"મારા છેતરાવાથી આપણને નુકસાન નથી પહોંચતું. જેમ કે તમારા ચારિત્ર કે અભ્યાસને ધક્કો નથી પહોંચ્યો. આપણે પોતે ઊંચા આદર્શને જાળવી રાખીએ તો હરકત નથી આવતી. જે માણસ પોતાનું ઘર ચોખ્ખું રાખે તેના ઘરમાં મરકી વગેરે પ્રવેશ જ ન કરી શકે. છતાં કદાચ પ્રવેશ કરે તોપણ ત્યાં સ્થાયી મુકામ ન કરી શકે. તેમ આપણે પોતે ચોખ્ખા રહીએ તો આપણા ઘરમાં દુષ્ટતા રૂપી મરકી દાખલ થાય તોપણ તે લાંબો કાળ નભી નથી શકતી. તમે જોયું હશે કે મારા સંબંધમાં આવેલા બધાના દોષો મોડાવહેલા તરી આવ્યા છે.

"તમારો કાગળ તમારી રજા મેળવી હું તે તે માણસોને વંચાવવા ધારું છું. તમારી ઉપર તે રોષ નહીં કરે, ન જ કરાય. તમે અને બીજા મનમાં જે વિચાર રાખો તે જાહેર કરો એવું આપણે આશ્રમમાં માગીએ છીએ. હું

બનશે તો આશ્રમમાં બે રાત રોકાઈશ ને બીજે દહાડે સવારની ટ્રેનથી પાછો આવીશ કે જેથી આપણને રાત મળી શકે.

બાપુના આશીર્વાદ"

મિસિસ બેસંટને પત્ર લખ્યો :

¶ "બિનશરતી લશ્કરભરતીની તરફેણમાં તમારા અસંદિગ્ધ નિવેદન માટે હું 'ન્યૂ ઇન્ડિયા' વ્યર્થ શોધતો રહું છું જરૂર એટલું તો તમને સાફ લાગ્યુ જ હશે કે દરેક હોમરૂલ લીગર જો સક્રિય ભરતી કરનાર બની બેસે તો જે ફેરફારોમાં આપણે સંમત હોઈએ તેટલા જ ફેરફારો સાથે આપણે કોંગ્રેસલીગ યોજના ખચીત પસાર કરાવી શકીએ. મને લાગે છે કે આ એવો વખત છે જ્યારે આપણે લોકોને સ્પષ્ટ દોરવણી આપવી જોઈએ. તેમના અભિપ્રાયની રાહ જોતા બેસી ન રહેવું જોઈએ. તમારો જૂનો જુસ્સો જે વિરોધની સામે વધુ જોરદાર થતો હતો તે હું તમારામાં જોવા ઇચ્છું છું. આપણે જો રંગરૂટો પૂરા પાડીશું તો આપણી શરતો આપણે કબૂલ કરાવી શકીશું. પણ સરકારની શરતોની રાહ જોતાં બેસીશું તો ત્યાં સુધીમાં લડાઈ પૂરી થઈ જશે અને હિંદુસ્તાન સાચી લશ્કરી તાલીમ વિનાનું રહી જશે અને આપણા ઉપર લશ્કરી સરમુખત્યારી આવી પડશે. પરિસ્થિતિનો આ રીતે વિચાર કરવો તે અતિશય સ્વાર્થી છે. પણ સ્વાર્થ જ સૂચવે છે કે દેશ આગળ જે વસ્તુ મૂકવાની મેં હિંમત કરી છે તે એકમાત્ર અકસીર ઉપાય છે.

"હું જાણું છું કે મારા કાગળને તમે ધૃષ્ટતાભર્યો નહીં લેખો.

સેવક

મો૦ ક૦ ગાંધી"

"ભાઈશ્રી ઝીણા,

¶ "હું ખૂબ ઇચ્છું છું કે લશ્કરભરતીની બાબતમાં તમે સાફ સાફ નિવેદન કરો. તમે એટલું જોઈ શકતા નથી કે જો દરેક હોમરૂલ લીગર લશ્કરભરતી કરનારો શક્તિશાળી એજન્ટ બને અને તેની સાથે સાથે જ બંધારણીય હકો માટે લડતો રહે, તો આપણે કોંગ્રેસલીગ યોજના માત્ર જેમાં આપણે સંમત હોઈએ એટલા જ ફેરફારો સાથે નક્કી પસાર કરાવી શકીએ? લશ્કરભરતી કરતા હોઈએ તો અત્યારે આપણે બોલી શકીએ છીએ તે કરતાં ઘણી વધારે અસરકારક રીતે બોલી શકીએ. 'પ્રથમ તમે લશ્કરભરતી ઑફિસ ખોલો પછી સઘળું જ તમને મળી રહેશે.' આપણે લોકોને સાફ દોરવણી આપવી જોઈએ. આપણું કહ્યું લોકો માનશે કે નહીં તેનો વિચાર કરવો જોઈએ નહીં. હું તમારી પાસે જોરદાર નિવેદન માગું છું, ખચકાતું ખચકાતું નહીં.

"હું જાણું છું કે આ કાગળનું તમે કશું માઠું લગાડશો નહીં.

સેવક

મો૦ક૦ ગાંધી"

હમણાં જે મળવા આવે છે એમની સાથે લશ્કરભરતીની જ ચર્ચા ચાલે છે. એ ચર્ચાના મુખ્ય મુદ્દાઓ:

સ્વરાજનો અર્થ — ઇંગ્લંડની સાથે રહીને પૂરી સ્વતંત્રતા. આ લડાઈમાં ઇંગ્લંડને મદદ કરી શકીએ તો ઇંગ્લંડ આપણી ઉપર ગજ કરે છે તેને બદલે આપણો હાથ તેની ઉપર રહે. આપણે લશ્કરી તાલીમ લઈ લેવાની જરૂર છે. અહિંસાધર્મને પાળનારો મેં મારા જેવો હિંદુસ્તાનમાં કોઈ ભાળ્યો જ નથી. હું તો પ્રેમથી ભરેલો છું. અંગ્રેજોનાં પાપ મારા જેટલાં કોઈએ નથી જાણ્યાં, તેમ તેમનાં પુણ્યો પણ કોઈએ મારા જેટલાં નથી જાણ્યાં. જેને શસ્ત્રકળા શીખવી છે, જેને મારી જાણવું છે તેને હું હિંસા કરતાં પણ શીખવું. આ વખતે હું કાંઈ ન કરી શકું તો તમારે એમ સમજવું કે મારી તપશ્ચર્યા ઓછી છે. માર્યા વિના જેને મરતાં ન આવડે તેણે મારીને મરતાં શીખવું.

રંગા આયર નામના એક ઍડવોકેટનો કાગળ આવ્યો. દિલ્હીમાં મળ્યા ત્યારે એણે ખેડા સત્યાગ્રહની સહાનુભૂતિ માટે ચાળીસ સભાઓ કરવાનું કહ્યું હતું. પણ તેમ ન કરી શક્યા તે માટે દિલગીરી દર્શાવી અને ખેડાના વિજય માટે ધન્યવાદ આપ્યો. તેને ઉત્તર:

૧ "ભાઈશ્રી રંગા આયર,

"તમારા અભિનંદન માટે આભારી છું. ગામડાંઓમાં તમે ઘણી સભાઓ ન ભરી શક્યા એ વસ્તુનો હું અનર્થ નહીં કરું. એ વસ્તુ કેટલી મુશ્કેલ છે તે હું જાણું છું. છતાં ગામડામાં પ્રવેશ કર્યા વિના આપણી હોમરૂલની યોજનાઓ કશા કામની નથી. આમજનતાનું પીઠબળ આપણે મેળવી શકીએ તો આપણા ધ્યેય તરફની આપણી કૂચ ન ખાળી શકાય એવી થાય.' આટલી સાદી વાત આપણે સમજતા નથી, એ આપણી નજર સામે ભજવાઈ રહેલા કરુણ નાટકની વધારેમાં વધારે કરુણ ઘટના છે. તેમાંથી તમારે નીકળી જવું હોય તો તમારું પત્ર બંધ થઈ જાય એ જોખમ ખેડીને પણ તમારે હિંદી શીખી લેવું જોઈએ અને ગ્રામવાસીઓ વચ્ચે રહીને કામ કરતા થઈ જવું જોઈએ. હું જાણું છું કે તમારા પત્ર માટે તમે ભારે શ્રમ ઉઠાવ્યો છે. પણ હું એ શ્રમને લગભગ એળે ગયો સમજું છું. પશ્ચિમનું જે શિક્ષણ આપણે મેળવ્યું છે તેનાં સુફળ કરોડો ગ્રામવાસીઓને આપણે આપવાં જોઈએ. પણ આપણે તો આપણી જ અંદર ને અંદર વિચારો વાગોળ્યાં કરીએ છીએ

અને આગે જમના માથેના ઘાગીના મગદની જેમ ગોળ ગોળ ફરીને ઠર ને ઠેર રહ્યા છતા પ્રગતિ કરી એમ માનીએ છીએ

સેવક

મો૦ ક૦ ગાધી'

આજે પણ વિશ્રાતિ મોરની વાચ્યો (બીજુ વૉ યુમ) આજે એક સળગનો કાગળ રાવજીભાઈના પિતાનો આવ્યો તેને માન એટલુ

૫-૭-'૧૮ જ લખ્યુ

'ભાઈ શ્રી મણિભાઈ

તમારો કાગળ મળ્યો છે તમારી લાગણી સમજી શકુ છુ પણ હુ મદદ નથી કરી શકતો મગ તેનુ કામ કરી રહ્યો છે તે તમને શાતિ દેશે

દેવદાસને લખ્યુ

"હુ ચિંતામા પડચો છુ આપણો નિયમ તો તમે જાણો છો માદા ન જ પડાય માદા ન પડવાને સારુ સયમની જ જરૂર છે પૂરતી કસરત ને જોઈએ તેટલો જ ખોરાક—એ બે વાત જાળવીએ તો તબિયત બગડવી જ ન જોઈએ"

દેવદાસની સારવાર કરી રહેલા નટેસનને લખતા

¶ "દેવદાસને તમારે હાથે 'નસ'નો પ્રેમ અને શુશ્રૂષા મળી રહ્યા છે તમારા અનેક બોજામા આ એક વધારો થયો તેથી મને દિલગીરી થાય છે મે આશા રાખી હતી કે દેવદાસ માદા પડવા જેટલું અસભ્ય વર્તન નહીં બતાવે દેવદાસના ઉપચાર કરવા માટે મારા તરફથી ડૉ કૃષ્ણસ્વામીનો આભાર માનશો તમારી ખાતર પણ એ જલદી સારો થઈ જાય એમ હુ ઇચ્છુ છુ તમારા માતુશ્રીને જે બાધ છે તે હુ સમજી શકુ છુ પણ તમે પૂરતા દૃઢ રહેશો તો દેવદાસ માટે પોતાનો બાધ તે જતો કરશે અને એ વસ્તુ ભવિષ્યને માટે દાખલારૂપ થશે નાયકરના પ્રસગ વખતે તેઓ કેટલી ભલાઈથી વર્ત્યા હતા તે તમે જાણો છો તમારી સાથે એ સમત થઈ શકચા તેથી તમારી શક્તિ બમણી થઈ પોતાને ઘેરથી જ સુધારો શરૂ કરવાનો વિચાર નહીં કરવાની આપણુ સુધારકોને ટેવ પડી ગઈ છે હવે આપણી જાતથી જ શરૂઆત કરવા આપણને મુશ્કેલી આવે છે પણ આભાર માનવાને ખાતર લખેલો આ પત્ર ઉપદેશાત્મક થઈ ગયો એ અપરાધ માટે ક્ષમા કરશો હુ જાણુ છુ કે દેવદાસની બાબતમા કાઈ ગભીર હશે તો તમે તાર કરશો

સેવક

મો૦ ક૦ ગાધી"

શાસ્ત્રિયારે લખેલું કે :

¶ "'ક્રૉનિકલ'માંથી હું જોઉં છું કે તમારા પ્રયાસને સારી સફળતા મળી રહી છે."

તેમને જવાબ આપ્યો :

¶ "ક્રૉનિકલ'માં તમે કયો હેવાલ વાંચ્યો તે હું જાણતો નથી. રંગરૂટની ભરતી કરનારો એક સરકારી અમલદાર મારો નામેરી છે. તમે જે ઉત્સાહભરેલો હેવાલ વાંચ્યો તે એનો હશે. મને તો અત્યાર સુધીમાં એકે રંગરૂટ મળ્યો નથી, સિવાય કે મારા થોડા સાથીઓ. તેઓ કાં તો સિપાઈઓ તરીકે કામ કરવા અથવા તેમની અવેજીમાં બીજા શોધી આપવા વચનથી બંધાયેલા છે. કામ અતિશય મુશ્કેલ છે. મારી જિંદગીમાં આટલું કઠણ કામ હાથ ધરવાનો પ્રસંગ મારે પહેલાં કદી આવ્યો નથી. છતાં કશા પરિણામની આગાહી કરવી એ બહુ વહેલું ગણાય.

સેવક

મો૰ ક૰ ગાંધી"

અહિંસાધર્મી તમે હિંસા કેમ ઉપદેશી શકો, એ પ્રશ્ન ઍન્ડ્રૂઝે પૂછેલો તેનો ઉત્તર આપતાં બાપુએ એક કાગળ લખેલો :

૬–૭–'૧૮ ¶ "મારું નામ મેં લશ્કરભરતીમાં આપ્યું તે જ વખતે મેં ફીને કાગળમાં જણાવ્યું હતું કે હું દુશ્મનને કે મિત્રને કોઈને મારવાનો નથી. પણ જે લોકોને લડવાનો બાધ નથી, પણ કાં તો કાયરપણાને લીધે કાં તો અંગ્રેજો પ્રત્યેના દ્વેષને લીધે લડવા તૈયાર થતા નથી તેમના પ્રત્યે મારી શી ફરજ છે? તેમને મારે એમ ન કહેવું જોઈએ, 'મારો માર્ગ તમે સ્વીકારો તો એ બહુ સારી વાત છે પણ મારો માર્ગ ન સ્વીકારતા હો તો તમારે તમારું કાયરપણું અથવા દ્વેષ જે હોય તે છોડી દેવાં જોઈએ અને લડવું જોઈએ'? જે માણસ મારવાની શક્તિ ધરાવતો નથી તેને તમે અહિંસા શીખવી શકો નહીં. મૂંગા માણસને મૌનની ખૂબી અને મૌનના લાભ તમે સમજાવી શકો નહીં. જોકે હું જાણું છું કે મૌન એ ઉત્તમ વસ્તુ છે છતાં મૂંગા માણસને વાચા મળે તે માટે જે ઉપાય લેવા ઘટે તે લેતાં મારે અચકાવું જોઈએ નહીં. હું તો રાજ્યતંત્ર માત્રમાં માનતો નથી. પણ મનસ્વી રાજ્ય હોય તેના કરતાં કદાચ પાર્લમેન્ટરી રાજ્ય વધારે સારું હોય. હિંસક (લશ્કરી) માણસોને તેમની હિંસા ઓછામાં ઓછી નુકસાનકારક રીતે કરવાનું શીખવીને, તે શીખવવાની ક્રિયામાં જ અહિંસાના સદ્‌ગુણ સમજાવવામાં કદાચ હું સફળ થાઉં. આ રીતે જ અહિંસા

અથવા સત્યાગ્રહના સિદ્ધાંતનો હું વધારે સારી રીતે પ્રચાર કરી શકું એ તમે કબૂલ રાખશો એમ હું ધારું છું. મારી સ્થિતિ હું બરાબર સ્પષ્ટ ન કરી શક્યો હોઉં તો બની શકે તો તમે મને મળવા આવી જાઓ."

આ પછી એક બીજો કાગળ એ જ વિષે લખ્યો. તેની નકલ નથી રાખી શકયો. આ સંબંધે છેલ્લો કાગળ આજે એન્ડ્રૂઝને લખાયેલો તે બાપુના વિચારો સંપૂર્ણ રીતે દર્શાવે છે.

"પ્રિય ચાર્લી,

"તમારા બધા કાગળો મળ્યા છે. એ હું બહુ કીમતી ગણું છું, જોકે તેમાંથી મને બહુ થોડું આશ્વાસન મળે છે. તમે દર્શાવી છે તે કરતાં મારી મુશ્કેલીઓ વધારે ઊંડી છે. તમે જે મુશ્કેલીઓ ઊભી કરી છે તેના જવાબ તો હું આપી શકું એમ છું. આ કાગળમાં મારી મુશ્કેલીઓ ગબ્દબદ્ધ કરવાનો હું પ્રયત્ન કરીશ. બીજી બધી વસ્તુઓને બાજુએ મૂકી આ મુશ્કેલીઓએ જ મારું મગજ ભરી દીધુ છે. હું બીજાં કામો કરતો દેખાઉં છું પણ તે કેવળ યાંત્રિક રીતે કરું છું. ખૂબ વિચારો કરવાથી મારા શરીર ઉપર પણ અસર થઈ છે. કોઈની સાથે વાત કરવાનું પણ મને ગમતું નથી. મને કશું લખવાનુ પણ ગમતું નથી, મારા આ વિચારો પણ નહીં. તેથી આ કાગળ મેં લખાવવા માંડ્યો છે. હું જોઉં છું કે મારા વિચારો સ્પષ્ટતાથી હું દર્શાવી શકું છું કે નહીં. ખરી વાત તો એ છે કે મારી મુશ્કેલીઓનો પાર જ હું પામી શક્યો નથી. તે ઉકેલવાની તો વાત જ ક્યાં રહી? તેના ઉકેલથી મારા તાત્કાળિક કાર્ય ઉપર કશી અસર થવાની નથી. ભવિષ્યનું હું કહી શકું નહીં. જો હું વધુ જીવ્યો તો કોઈ પણ રીતે એ ભેદનો પાર હું પામી શકીશ.

"તમે કહો છો કે 'હિંદીઓએ એક જાતિ તરીકે ભૂતકાળમાં પૂરા જ્ઞાનપૂર્વક હિંસાનો ત્યાગ કર્યો હતો અને જ્ઞાનપૂર્વક માનવતાના પક્ષે ઊભા રહેવાનું પસંદ કર્યું હતું.' આ વસ્તુ શું ઐતિહાસિક દૃષ્ટિએ સાચી છે? મને તો મહાભારતમાં કે રામાયણમાં અથવા તો મારા પ્રિય તુલસીદાસમાં, જે આધ્યાત્મિક દૃષ્ટિએ વાલ્મીકિ કરતાં ઘણું ચડી જાય એવું છે, તે કશામાં આ વસ્તુનાં નામનિશાન જણાતાં નથી. અત્યારે હું આ ગ્રન્થોના આધ્યાત્મિક અર્થોનો વિચાર કરતો નથી. એમાં અવતારી પુરુષોને જરૂર લોહીતરસ્યા, વેરથી ભરેલા અને દુશ્મન પ્રત્યે દયાહીન એવા વર્ણવ્યા છે. દુશ્મનનો પરાભવ કરવા માટે તેમણે યુક્તિપ્રયુક્તિઓનો પણ આશ્રય લીધો છે. એ ગ્રન્થોમાં યુદ્ધોનાં વર્ણનો અત્યાર કરતાં ઓછાં ભભકભર્યાં નથી. માનવી કલ્પના કરી શકે એવાં વિનાશનાં સઘળાં શસ્ત્રાસ્ત્રોથી યોદ્ધાઓને સજ્જ કરેલા છે. રામની કીર્તિ ગાવાને તુલસીદાસે જે

પહેલું ભજન મનાવ્યું છે તેમાં દુશ્મનનો નાશ કરવાની તેમની શક્તિને પ્રથમ સ્થાન આપ્યું છે ત્યાર પછી મુસલમાન કાળ લો. તે કાળમાં હિંદુઓ મુસલમાનો કરતાં લડવાને માટે ઓછા તત્પર નહોતા માત્ર તેઓ સંગઠિત નહોતા શરીરે પણ માફક નમળા પડ્યા હતા અને અંદર અંદરના કજિયાથી છિન્નભિન્ન થઈ ગયા હતા આ જાતિને વિષે તમે જે ત્યાગનું આરોપણ કરો છો એવો ત્યાગ કરવાનું મનુસ્મૃતિમાં કહ્યું નથી ભૂતમાત્ર પ્રત્યે દયાના સિદ્ધાન્ત તરીકે બૌદ્ધ ધર્મનો વિચાર કરીએ તો તે પૂરેપૂરો નિષ્ફળ નીવડ્યો છે દંતકથાઓ જો સાચી હોય તો મહાન શંકરાચાર્યે હિંદુસ્તાનમાંથી બૌદ્ધ ધર્મને કાઢી કાઢવા માટે અવર્ણ્ય ઘાતકીપણું વાપરતાં આંચકો ખાધો નહોતો. અને તે સફળ થયા પછીનો બ્રિટિશ કાળ લો પ્રજાનું ફરજિયાત નિઃશસ્ત્રીકરણ થયું છે પણ દિલમાંથી મારવાની ઇચ્છા જરાય ગઈ નથી જૈનોમાં પણ આ સિદ્ધાન્ત તદ્દન નિષ્ફળ નીવડ્યો છે એ લોકોમાં લોહીને દેખીને ડરવાનો વહેમ ભારે છે પણ દુશ્મનના જાન માટે કોઈ પણ યુરોપિયનના જેટલી ઓછી પરવા તેને છે મારા કહેવાનો અર્થ એ છે કે દુશ્મનના વિનાશથી આ પૃથ્વી ઉપરના બીજા કોઈ લોકોને જેટલો આનંદ થાય તેટલો જ જૈનોને પણ થાય હિંદુસ્તાનને માટે વધારેમાં વધારે કહી શકાય તો તે એટલું જ કે અહીં કેટલીક વ્યક્તિઓએ બીજા દેશો કરતાં અહિંસાના સિદ્ધાન્તને લોકપ્રિય બનાવવા માટે વધારે ભારે પ્રયાસો વધુ સફળતા સાથે કર્યાં છે. પણ તે ઉપરથી એવો મત બાંધવાને કારણ નથી કે લોકોમાં અહિંસાના સિદ્ધાન્તે ઊંડાં મૂળ ઘાલ્યાં છે.

"બીજું, તમે કહો છો કે 'મારો મુદ્દો એ છે કે અહિંસા એ હિંદીઓની, જેની એમને ખબર ન હોય એવી, એક વૃત્તિ થઈ ગઈ છે, જે કોઈ પણ વખતે જાગ્રત કરી શકાય, જેમ તમારા લખવામાં તમે કરી બતાવ્યું છે તેમ ' હું ઇચ્છું છું કે આ સાચું હોય પણ હું જોઉં છું કે મેં એવું કશું કરી બતાવ્યું નથી આફ્રિકામાં જ્યારે મિત્રોએ કહ્યું કે 'પૅસિવ રિઝિસ્ટન્સ' હિંદીઓએ નબળાના હથિયાર તરીકે ઉપાડ્યું છે ત્યારે । એને અમારી બદનામી ગણતો હતો અને તેમના પ્રત્યે હસતો હતો પણ એમ કહેનારા સાચા હતા અને હું ખોટો હતો મારા એકલાને વિષે અને બીજા થોડા સાથીઓને વિષે એમ કહી શકાય કે તે સબળાનું હથિયાર હતું અને સત્યાગ્રહ તરીકે વર્ણવી શકાય એમ હતું પણ મોટા ભાગના લોકો માટે તો એ કેવળ શુદ્ધ પૅસિવ રિઝિસ્ટન્સ હતું એનો આશ્રય તેમણે એટલા જ માટે લીધો હતો કે હિંસાનો માર્ગ લેવાની તેમનામાં તાકાત નહોતી આ ગોટાનો અનુભવ મને ખેડામાં વારંવાર થયો અહીંના લોકો પ્રમાણમાં વધારે મુક્ત હોવાથી મારી સાથે ક્યો સંકોચ રાખ્યા વિના વાત કરે છે અને મને સાફ કહે છે કે આ ઉપાય તેમણે એટલા જ માટે

સ્વીકાર્યો છે કે બીજો માર્ગ અખત્યાર કરવાની તેમનામાં તાકાત નથી એ બીજા માર્ગને મારા કરતા તેઓ ઘણો વધારે બહાદુરીભર્યો ગણે છે. મને ભય છે કે ચંપારણના લોકો અથવા તો ખેડાના લોકો નિર્ભયપણે ફાંસીને માચડે ચડી જાય નહી અથવા તો ગોળીઓની ઝડીઓ સામે ઊભા રહી શકે નહીં અને એટલા જોખમની સામે એમ પણ કહી શકે નહીં કે અમે મહેસૂલ નહીં ભરીએ અથવા તો તમારે માટે કામ નહી કરીએ એ વસ્તુ એમનામા મને દેખાઈ જ નથી. એટલે મારી દલીલ એ છે કે જ્યા સુધી પોતાનુ રક્ષણ કરવાની તાલીમ તેમને ન મળે ત્યા સુધી એ નિર્ભય વૃત્તિ તેઓ મેળવી શકશે નહી. અહિંસાનો પાઠ તો એ માણસને આપવાનો છે જેનુ જીવન જુસ્સાથી તરવરતું હોય અને જે પોતાના વિરોધીની સામે છાતી કાઢીને ટટાર ઊભો રહી શકે એમ હોય મને લાગે છે કે અહિંસા પૂરેપૂરી સમજવા માટે અને બરાબર પચાવવા માટે શારીરિક હિંમતનો પૂરો વિકાસ થયેલો હોવો એ અનિવાર્ય છે

“હુ તમારી સાથે સંમત નથી થતો કે હિંદુસ્તાન પોતાના નૈતિક બળથી પશ્ચિમમાથી અથવા તો પૂર્વમાથી, ઉત્તરમાથી અથવા તો દક્ષિણમાથી ગમે એટલા લશ્કરો ઊતરી આવે તેમને પોતાના કિનારા ઉપરથી પાછાં હઠાવી શકે. સવાલ એ છે કે આવું નૈતિક બળ એ શી રીતે ખીલવી શકે? આ નૈતિક બળના પહેલા સિદ્ધાન્તો પણ એ સમજી શકે તે પહેલાં એણે શરીરે બળવાન બનવું જોઈશે ખરું? આજે કરોડો માણસો દરરોજ પ્રાત:કાળે જગન્નિયંતાના નામની આ પ્રમાણે ટેકડી કરે છે:

तद् ब्रह्म निष्कलमह न च भूतसघ

એ નિષ્કલ બ્રહ્મ હુ છુ, પંચમહાભૂતોથી બનેલો આ દેહ તે હું નથી

प्रात स्मरामि हृदि सस्फुरदात्मतत्त्वम्

હું દરરોજ સવારે મારા હૃદયમા સ્ફુરી રહેલા આત્મતત્ત્વનું સ્મરણ કરું છુ.

वाचो विभान्ति निखिला यदनुग्रहेण
यन्नेतिनेतिवचनैर्निगमा अवोचु

જેના અનુગ્રહથી તમામ પ્રકારની વાણી પ્રગટ થાય છે, વેદ પણ જેનું વર્ણન નેતિ નેતિ કહીને કરે છે.

“હું કહું છુ કે ઉપરના શ્લોકો બોલવામા જગન્નિયંતાની આપણે ટેકડી કરીએ છીએ કારણ તેના ભવ્ય અર્થનો કશો વિચાર કર્યા વિના પોપટની માફક એ રટી જઈએ છીએ આ શ્લોકમા જે રહેલુ છે તેના પૂરા અર્થનો એક પણ હિંદીને સાક્ષાત્કાર થાય તો હિંદ ઉપર ચડી આવતા બળવાનમા

બળવાન લશ્કરને હરાવવા માટે તે એકલો પૂરતો થાય પણ આપણામા એ તાકાત આજે નથી અને જ્યા સુધી દેશમા સ્વતત્રતા અને નિર્ભયતાનુ વાતાવરણ ન વ્યાપે ત્યા સુધી એ આવી શકવાની નથી સવાલ એ છે કે એ વાતાવરણ શી રીતે ઉત્પન્ન કરવુ ? દેશના મોટા ભાગના લોકોને જ્યા સુધી એમ લાગ્યા કરે કે કોઇ માણસની અથવા તો પશુની હિંસા સામે પોતાનુ રક્ષણ કરવાની તાકાત તેમનામા નથી ત્યા સુધી આવુ વાતાવરણ પેદા થઈ શકે નહીં એ તો સ્પષ્ટ છે કે એક બાળકને મોક્ષનો અર્થ હું સમજાવી શકુ તે પહેલા તેનામા પૂર્ણ મનુષ્યત્વનો વિકાસ થવો જોઈએ અમુક દરજ્જે એનામા આ શરીરની અને આસપાસની દુનિયાની આસક્તિ પેદા થવા દેવી જોઈએ તો જ આ શરીરના અને દુનિયાના ક્ષણભગુર સ્વરૂપનો ખ્યાલ હુ તેને સહેલાઈથી આપી શકુ અને તેને સમજાવી શકુ કે આ શરીર આપણને ભોગ ભોગવવા માટે નથી મળ્યુ પણ તેમાથી મુક્તિ મેળવવા માટે મળ્યુ છે તે જ પ્રમાણે કોઈ પણ માણસના મનમા અહિંસાનો એટલે કે પૂર્ણ પ્રેમનો સિદ્ધાત ઉતારવા માટે એ મન પ્રાણવાન શરીરની મારફત બરાબર ખીલીને પરિપક્વ થાય એની મારે રાહ જોવી જોઈએ હવે મારી મુશ્કેલી અહીં ઊભી થાય છે કે આ વિચારને વ્યવહારમા શી રીતે ઉતારવો ? પ્રાણવાન શરીર હોવુ એનો શો અર્થ ? હિંદીઓએ શસ્ત્ર ધારણ કરવાની તાલીમમા કેટલે સુધી જવુ પડશે ? દરેકે દરેક વ્યક્તિએ એ તાલીમમાથી પસાર થવુ પડશે કે સ્વતત્રતાનુ વાતાવરણ ઉત્પન્ન થાય અને લોકોમા શસ્ત્ર ધારણ કર્યા વિના પણ પોતાની આસપાસના વાતાવરણમાથી જ આવશ્યક હિંમત આવી જાય એવુ બને છે ? હુ માનુ છુ કે બીજો વિચાર ખરો છે તેથી અત્યારની પરિસ્થિતિમા મારી વાત તદ્દન સાચી છે જ્યારે દરેક હિંદીને હુ લશ્કરમા જોડાવાનુ કહુ છુ ત્યારે સાથે સાથે સતત એને કહેતો રહુ છુ કે એ લશ્કરમા જોડાય છે તે લોહીની તરસ છિપાવવા માટે નહીં પણ મરણનો ભય ન રાખવાનુ શીખવા માટે છે સર હેનરી વેનનુ આ કથન જુઓ. મોરલેના સસ્મરણો, પુસ્તક બીજુ, એમાથી હુ એ ઉતારુ છુ

"'દુનિયાની મહાન કોમોના જીવનમા મરણ મ_ ઊંચુ સ્થાન ભોગવે છે બહાદુર અને ઉદારચિત્તનો એ ગુણ જ છે કે જીવન કરતા અમુક વસ્તુઓને તે પહેલી પસદગી આપે એ વસ્તુઓ વિષે માણસના દિલમા શકા ન હોય અને તે માટે મરતા એ ડરે નહીં સાચી સ્વભાવિક બુદ્ધિ જીવનના અતિમ ધ્યેય તરીકે સારી રીતે મરવાની કળા શીખવા પાછળ લાગેલી રહે છે ખરેખર, જે સારી રીતે મરતા શીખ્યો છે તેણે પોતાનુ જીવન વેડફી નાખ્યુ નથી એ જીવનનુ મોટામા મોટુ કર્તવ્ય છે જેને મરવાની કળાનુ જ્ઞાન થયુ છે તેને જ સ્વતત્રતાનુ જ્ઞાન થયુ છે, તે જ સાચી મુક્ત દશામા રહી શકે છે તે કશાથી ડરતો નથી તે

સારી રીતે સતોષથી અને શાંતિથી જીવન ગુજારી શકે છે . . . જ્યારે જીવન બોજારૂપ થઈ પડે ત્યારે મરવાનો ખરો અવસર આવ્યો છે એમ સમજવુ તે વખતે મરણ આશીર્વાદ સમાન છે અને જીવવામા કાંઈ સાર રહેલો હોતો નથી' પછી મોન્લે કહે છે, 'જ્યારે એનો વખત આવ્યો ત્યારે ટાવરની ટેકરી ઉપર ચડતી વખતે વેર્નની ગતિ એના શબ્દો જેટલી જ ઉમદા અને દઢ હતી'

"લશ્કરભરતીના માગ દરેક ભાષણમા સૈનિકની ફરજના આ ભાગ ઉપર મે વધારેમા વધારે ભાર મૂકયો છે એવુ મારુ એક પણ ભાષણ નથી થયુ જેમાં મે કહ્યુ હોય કે 'જર્મનોને મારવા માટે આપણે જઈએ' મારા સઘળા ભાષણનો સૂર એ છે કે 'હિંદની અને સામ્રાજ્યની ખાતર આપણે લડાઈમા જઈએ અને મરીએ.' મારી માગણીના જવાબમા ખૂબ મોટી ભરતી થશે અને અમે બધા ફ્રાન્સમા જઈને લડાઈનુ પાસુ જર્મનોની સામે ફેરવી શકીશું તો મને લાગે છે કે અમારી વાત સભળાવવાનો હિંદને અધિકાર પ્રાપ્ત થશે અને હિંદ કાયમી સુલેહ કરાવી શકે હવે આગળ કલ્પના કરો કે નિર્ભય માણસોનુ લશ્કર ઊભુ કરવામા હુ સફળ થાઉં અને એ લોકો ખાઈઓમા પહોચી જાય અને પ્રેમપૂર્ણ હૃદયે પોતાની બંદૂકો મૂકી દઈ જર્મનોને પડકાર આપે કે તમારા માનવબધુ એવા અમારી ઉપર ગોળી ચલાવો, તો હુ કહુ છુ કે જર્મન હૃદય પણ પીગળી જશે જર્મનો એકલી રાક્ષસી વૃત્તિવાળા જ છે એવો આરોપ તેમના ઉપર મૂકવાનો હુ ઇન્કાર કરુ છુ

'એટલે આ બધાનો અર્થ એ થયો કે અપવાદરૂપ સજોગોમાં એક આવશ્યક અનિષ્ટ તરીકે યુદ્ધનો આશ્રય લેવો પડ, જેમ આપણા શરીરનો આપણે લઈએ છીએ તેમ જો હેતુ શુદ્ધ હોય તો યુદ્ધને પણ માનવજાતના ભલામા ફેરવી શકાય પણ અહિંસાવાદી યુદ્ધ પ્રત્યે તટસ્થતાથી જોતો બાજુએ ઊભો રહી શકે નહીં એણે પોતાની પસંદગી કરી જ લેવી જોઈએ કા તો યુદ્ધમા સક્રિય સહકાર આપે કા તો યુદ્ધનો સક્રિય વિરોધ કરે.

"રાજકીય ઝઘડામા અને ખટપટોમા હુ ડૂબી જઈશ એવો તમારો ભય બિલકુલ છોડી દેજો રાજકીય ઝઘડા અને ખટપટ મને સદે એમ છે જ નહીં અત્યારે તો મારો તેમા પડવાનો ઓછામા ઓછો સભવ છે દક્ષિણ આફ્રિકામા પણ હુ બિલકુલ તેમા પડતો નથી ત્યા હુ રાજકીય પ્રવૃત્તિમા પડયો ખરો તેનું કારણ મારી પોતાની મુક્તિ મને તેમા જણાઈ મોન્ટેગ્યુએ મને કહેલું, 'દેશની રાજકીય પ્રવૃત્તિમા તમને ભાગ લેતા જોઈ મને આશ્ચર્ય થાય છે' વિચાર કરવા માટે એક ક્ષણ પણ લીધા વિના મે જવાબ આપેલો, 'તમે મને તેમા જુઓ છો કારણ મારુ ધાર્મિક અને સામાજિક કાર્ય તેના

વિના હું કરી ગકુ એમ નથી' મને લાગે છે કે મારા જીવનના અંત સુધી મોરો આ જ જવાબ રહેશે

"હવે મે તમને ઞળાની એક કાપલી જ લખી છે એવી ફરિયાદ તમે કરી શકશો નહીં કાગળને બદલે મે તો તમારા ઉપર એક લાંબોલચક નિબંધ ઝીકયો છે પણ આ ટાણે મારા મનમા શુ ચાલી રહ્યુ છે તે તમે જાણો એ આવશ્યક હતુ આ બધુ વાચીને એના ઉપર તમારો અભિપ્રાય આપશો અને મારા જે વિચારો તમને ખોટા લાગે તેને નિર્દય થઈને ચીરશો

"હુ આશા રાખુ છુ કે તમારી તબિયત સુધરતી જતી હશે અને તમારામા શક્તિ આવતી જતી હશે મુસાફરી કરવા જેવી તમારી તબિયત થાય ત્યારે અમે બધા તમારુ સ્વાગત કરીશુ એ કહેવાની જરૂર ભાગ્યે જ હોય પ્યાર

મોહન

ગઈ રાત્રે આશ્રમમા ગયા આશ્રમમા બધાને મળવા કરવામા અને ઘણી આતરિક બાબતોના નિકાલમા વખત ગાળ્યો પ્રભુદાસના
૭–૭–'૧૮ કાગળ ઉપર કૉન્ફરન્સ ભરી સબંધ ધરાવતા ભાઈઓના જવાબો લીધા રાત્રે નડિયાદ આ૦યા

બળદકે બેસીને નવાગામ જવા નીકળ્યા નવાગામ બારેજડીથી સાડાદસ માઈલ થાય ચાલીને જવાનો ઇરાદો રાખેલો હતો સાથે કાનનબાબ
૮–૭–'૧૮ ખાઈને ખુશ થાય અને ચોમ્લેમ્ની સરખામણી કરે એવા મગફળી અને ગોળના લાડુ હતા સિપાઈની રીતે બાપુએ હાથમા દાબડો રાખીને તે રસ્તે ખાતા આવ્યા સાથે આનદથી કહેતા જાય "સિપાઈગીરી કરવી છે, આફ્રિકામા મે બહુ એવુ એવુ કીધુ છે"

પછીથી 'અમરસત્ર' નાટક ઉપર વાતો ચાલી કહે કે "મહાદેવ 'અમરસત્ર' તો સારુ છે, પાછળથી શ્લોકો પણ સારા આવે છે, પ્લૉટ તો ધૂળ જેવુ છે, પણ લખાણ સારુ છે અને દાનતરામ પડયા કુદરતી લખતા હોય એવુ લાગે છે

મે કહ્યુ મે વાચ્યુ નથી એટલે શુ કહુ? પણ ક્લિષ્ટ શૈલી તો હોવી જ જોઈએ

બાપુ કહે તમે ક્લિષ્ટ કોને કહો?

મે કહ્યુ જે વિચાર વધારે સહેલી ભાષામા મૂકી શકાતો હોય છતા જે કઠણ ભાષામા બતાવવાની ખાતર બનાવ્યો હોય, જેમા કઠણતા એ ભૂષણ નહી હોય પણ ભારરૂપ હોય તે ક્લિષ્ટ અને એવી શૈલી દાનતરામ પડયાની ગણાય છે

બાપુ કહે ના સમજવુ કઠણ પડે તેને ક્લિષ્ટ નહી કહેવાય

મેં કહ્યું: રમણભાઈનો જે સરળતા ગુણ છે, તે ગુણ દોલતરામ પંડ્યામાં છે જ નહીં.

તો કહે: તે ખરું. પણ એની કઠણ ભાષાને હું ક્લિષ્ટ નહીં કહું, કારણ સમજતાં વાર લાગે તેથી આપણે કોઈ ભાષાને ક્લિષ્ટ નથી કહી શકતા.

મેં કહ્યું: જાણી જોઈને કઠણ કરી હોય, વિના કારણ કઠણ કરી હોય, તે ક્લિષ્ટ કહેવાય. વિચાર ન સમજવાને લીધે મણિલાલની ભાષા કઠણ લાગે પણ તે ક્લિષ્ટ નહીં. અલંકારોને લીધે કઠણ લાગે એવી ગોવર્ધનભાઈની ભાષા ક્લિષ્ટ નહી, પણ શ્લિષ્ટ જ કહેવાઈ છે.

તો કહે કે: હશે. પણ મણિલાલની ભાષા ઘણે ઠેકાણે એવી નથી કે જેને સાદી રીતે બતાવાય છતાં કઠણ રીતે બતાવી હોય?

મેં કહ્યું: ના.

વાત ત્યાં અટકી. પછી મેં પૂછ્યું: અંગ્રેજી લેખકોમાં ક્લિષ્ટ ભાષા કોની?

જરા વિચાર કરીને કહે: આપણને ક્લિષ્ટ લેખકો શીખવાતા નથી, એટલે શું કહેવાય?

મેં કહ્યું: જોન્સન તો ન કહેવાય.

તો કહે: ના, નહીં જ.

મેં જરા હસતાં હસતાં કહ્યું: ઑસ્ટિનની જ્યુરિસ્પ્રુડન્સ ક્લિષ્ટ કહેવાય.

બાપુ: મને તો નથી લાગી. એની એક પ્રકારની રીત હતી, પણ મને તો તેમાં બહુ રસ પડતો.

મેં કહ્યું: ડાર્સીના જેટલો પ્રસાદ એમાં ખરો કે?

તો કહે: ના. એ વાત સાચી, પ્રસાદ તો નથી જ. પછી કહે: તમે 'સ્ટીવન્સ ડિજેસ્ટ ઑફ એવિડન્સ' વાંચેલો? એના ઉપર હું તો ફિદા છું. આપણે કાયદાનાં પુસ્તકો પણ આપણી ભાષામાં લાવવાં જોઈએ પણ આપણા વકીલોને ક્યાં ગુજરાતીમાં બોલવું જ છે? એ લોકોને ભાન ક્યાં છે કે ગુજરાતીમાં એ પુસ્તકો મૂકી દેવાથી પ્રજાને કેટલી ચડાવાય? અને આપણા સાક્ષરોને તો જાણે સાચી પ્રવૃત્તિ હાથ લાગી જ નથી. રેઢિયાળ પુસ્તકોનું ભાષાંતર કરે, પણ આવું કાંઈ સૂઝે છે?

મેં કહ્યું: મારે દોલતરામ પંડ્યા વાંચવા જોઈશે. તમે વાંચશો એ મને ખાતરી હતી એટલે જ મેં તમારે માટે કઢાવેલી.

તો કહે: હું તો વાંચવાનો જ. મારે તો ગુજરાતીમાં રેઢિયાળમાં રેઢિયાળ પુસ્તક હોય તે વાંચ્યે જ છૂટકો છે. હા, મને લાગે છે, કે ગુજરાતી બાઇબલ મારાથી ન વંચાય. એનું કારણ એ છે કે અમુક વરસો સુધી એક

વસ્તુ અદ્ભુત ભાષામા વાચેની તેની તે જ વસ્તુ બીજી ખરાબ ભાષામા વાચવી કબ્ણુ પડે માઇમનનુ ભાષાતર કરાવવાનુ તો મિશનરીઓને માથે પડ્યુ એટલે ભવ્યમા ભવ્ય પુસ્તકનું અને અગ્રેજી સહિત્યના ઉત્તમ નમૂનાનુ ભાષાતર તે તદ્દન ગદ્દી થયુ આપણા સાક્ષરોને એ કરવાનું પણ સૂઝ્યુ નથી ક્યારે સૂઝશે ?

પછી કહે આ વાત તજીને હવે આપણે રિક્રૂટિંગ પર વાત કરીએ મને હાવ ભારે શાતિ છે તમે એન્ડ્રૂઝનો કાગળ ફરી વાચી ગયા ? તેની ઉપર ચર્ચા કરો ઝઘડો કરવા જેવુ કાઈ જ ન લાગ્યુ ? આજે હુ મારી પાસે પોલાકને ઇચ્છુ છુ તે જો હોત તો દ્દઢતાથી મારી સાથે પગલે પગલે ઝઘડો કરી મને ખૂબ વિચારવાની ફરજ પાડે, અને તે વસ્તુ ઉપર છેવટના વિચાર કરાવે

એટલે મે એન્ડ્રૂઝના પત્રના સબધમા વાધા શરૂ કર્યા પ્રાત સ્મરામિ સમજનારો અને આચરનારો બની પ્રજાઓના હ નાને હસવવાની લઘુતા રાખે ખરો ?

બાપુ ના, ન રાખે પણ તેનામા એ શક્તિ હોય તે વાપરે કે ન વાપરે તે જુદી વાત છે

મે કહ્યુ આજના રાજકીય અધીનતાના વાતાવરણમા એ તદ્દન સમજનારા છે જ નહી એમ આપ કહો છો ? મારો જૂનો ઝઘડો પાછો આવે છે હુ તો માનુ છુ કે છે જ, અને તેને જરાયે બીજાની પરવા નથી પડી હિંદુસ્તાન ઉપર ધુમના થાય કે હિંદુસ્તાન સળગી જાય

બાપુ હોય પણ મને શકા છે

મે કહ્યુ વારુ, ત્યારે તમે એમ કહેવા માગો છો ને, કે આ રાજકીય પારતંત્ર્ય આત્મસાક્ષાત્કારમા પણ આડે આવે ? મારણ તમે તો શુ જ છે કે એ મારણસર તો મે મારી રાજકીય પ્રવૃત્તિઓ વહોરી છે

બાપુ : હા એ વાત સાચી કોઈ માણસ એવો નીકળે કે તેની આડે ન આવે પણ પ્રજાનુ શુ ?

મે કહ્યુ કોઈ કોઈ માણસની જ હુ વાત કરુ છુ પ્રજા તો કોઈ દિવસ આધ્યાત્મિક સ્વાતંત્ર્ય મેળવી શકવાની જ નથી

બાપુ હા, પ્રજાને સબધે બરોબર પણ હુ તો માનુ જ છુ કે આવો વિપ્લવ ચાલી રહ્યો હોય અને અમદાવાદમા બેઠેલો, તમે કહો છો તેવો જ્ઞાની તે જોયા જ કરે, ભલેને મૌનવ્રતધારી હોય તોપણ પોતાના વિચારથી પણ વાતાવરણ ઉપર અસર ન કરે, એ મને જ નહી મને નથી લાગતુ કે એવા પુરુષો હશે

મે કહ્યુ ત્યારે એ વાત આપણે બંધ કરીએ એમા આપણે બને એવુ નથી પછી મે કહ્યુ, કે તમે લૂનાનગડાને નિરિન્દ્રિય કહો છો તે શુ સૂક્ષ્મેન્દ્રિય પણ ગુમાવી બેઠા હોય છે ?

બાપુ ના, હુ તો સૂક્ષ્મેન્દ્રિય ગયેલી હોય તેવા વિષે જ કહેવા માગુ છુ હાથપગ કપાઈ ગયેલા માણસમા પણ મારવાની નિર્દયતા હોય છે જ

મે કહ્યુ એ સ્પષ્ટ કરવુ જોઈએ જેની ઇન્દ્રિય ગઈ હોય તેને તે ઇન્દ્રિયના ઉપયોગના વિચાર ન જ થાય એવુ કાઈ છે ખરુ ?

બાપુ ના, ના નપુંસકો તો અતિશય વિષયી હોય છે

મને પણ વાત તો એ લાગે છે કે છ મહિનામા આ લોકો તૈયાર શી રીતે થાય ? અને ત્યા લડીને આવ્યા પછી પણ એ તો નિઃસત્ત્વ થઈ જવાના, એમ મને લાગ્યા કરે છે સાંજે બીજી વાતો ઉપર આવ્યા

મે કહ્યુ બાપુ મને તો એમ હજી લાગી જ નથી ગયુ કે આપણો સંઘ કાશી જશે અથવા આપણે રણભૂમિ પર જવુ પડશે આપણા રંગરૂટોની જરૂર જ નથી પડવાની આપણે જવાને તૈયાર થઈશુ તે પહેલા લડાઈ પૂરી થઈ રહેશે

બાપુ તે તો કેવુ સારુ કહેવાય ! પણ તે યે આપણા લોકો સમજતા નથી પણ આ બધા કરતા તો મુસલમાનોનો સવાલ મને વધારે ખૂચી રહ્યો છે મુસલમાનોને કેમ સમજાવવા ? એ લોકોમા ભારે તિરસ્કાર વ્યાપેલો છે મને મારી ન્યૂનતાઓ વિશેષ લાગતી જાય છે મને એમ થાય છે કે બહુ પૂર્ણતાથી મે કામ નથી આરંભ્યુ હુ જો આવો બેસી ગયેલો હોત તો કાઈ દુઃખ ન હતુ પણ મે તો બધાને ઉપદેશ આપ્યો છે, અહિંસા સમજાવી છે હવે મારા ઉપદેશથી કોઈ એમ માની લે કે આપણે તો લડાઈમા ન જ જઈ શકીએ, કારણ ગાંધીએ અહિંસા સમજાવી છે, તો મને ભારે આઘાત પહોંચે એટલે જ મે આ કામ લીધુ છે હુ અહિંસા શુ છે તે સમજાવવા બેઠો છુ

સવારે સાત માઈલ ચાલવાનુ થયુ ત્યા ખૂબ વાતો થઈ મીટિંગ ન થઈ શકી વાતચીતની એમના મન પર થયેલી અસર દેવદાસના પત્રમાથી જણાશે આજે સા. ૧૭ માઈલ ચાલતા આવ્યા સ્ટેશન ઉપર વિશ્રાંતિ ગાડીમા ઇન્ડિયન સુધારાની યોજના લઈને આવેલા તે વાચી નાખી રહ્યા પછી કહે એ લોકોએ ભારે પ્રયત્ન કર્યો છે એમા શક નથી એ લઈ લેવી જોઈએ એમાથી આપણી શક્તિ હશે તો બહુ કઢાવી શકીશુ બહુ વધી શકીશુ આપણે ન લઈએ તો આપણી નબળાઈ જ કહેવાય આ બધુ ચેમ્સફર્ડને ઘટે છે ચેમ્સફર્ડ ઉપર હુ તો પ્રથમથી જ ફિદા છુ આપણે આની ઉપર ટીકા કરતા જઈએ

અને રિક્રૂટ આપતા જઈએ તો કેવું સારું! બીજે દિવસે ઝીણાને કાગળ લખ્યો તેમાં લખ્યું છે:

"એ કેવું ભવ્ય થાય કે આપણે રંગરૂટની ભરતી કરતા જઈએ અને તેની સાથે સાથે જ આ સુધારાની યોજનામાં ફેરફાર કરાવવાનો આગ્રહ રાખીએ."

આજે ઘણા કાગળો લખ્યા. તેમાંનો પ્રથમ મગનલાલને:

"મુ. ખુશાલભાઈ અને દેવભાભી શાંત રહી શકે એવું જે કરવું ઘટે તે કરજો. પરભુદાસ વગેરે ત્યાં જાય છે, એમાં કાંઈક વિપરીત પરિણામ હું જોઉં છું ખરો. કેશુ રાધાને ભારે આઘાત પહોંચતો હશે. વિવેકે વિચારી યોગ્ય કરી લેજો." × × ×

હરિલાલનો કાગળ. નરોત્તમ શેઠને લખેલા કાગળ માટે ઘાતકીપણાનો આરોપ, રિક્રૂટિંગ માટે મારી દશા નથી, વગેરે. એને જવાબ:

"તમારો કાગળ મળ્યો. મને જે સત્ય લાગ્યું છે તે કહેવામાં જો મેં ઘાતકીપણું વાપર્યું હોય તો મારો કાગળ જરૂર ઘાતકી છે. હું હજુ પણ કહું છું કે જગત તમારી નિર્દોષતા કદી કબૂલ ન કરે. તમે સાક્ષીમાં ગમે તે વાત કરી હોય છતાં તમારા સટ્ટાનો ખ્યાલ નરોત્તમ શેઠને ન આવી શકે. તમે તો ભૂલ ઉપર ભૂલ કરી. દશ હજાર ખોઈને જંપ ન વાળ્યો. પણ તમારી સાથે દલીલ ન કરવી ઘટે. ઈશ્વર તમને સદ્‌બુદ્ધિ આપો. મેં ભૂલ કરી હશે તો હું સુધારીશ. તમારાથી હજુ પણ બતાવી શકાય તો બતાવજો.

"લડાઈમાં તમારા જોડાવા વિષે હું સમજ્યો. જ્યારે તમારા સત્ય વિષે મને શંકા ન હતી ત્યારે મેં સૂચના કરી હતી. હવે એ સૂચનામાં કાંઈ રસ રહ્યો છે એવું મને લાગતું નથી. મને શક રહ્યો ત્યારથી મારી શી દશા થઈ છે તેનો ખ્યાલ હું તમને આપી શકું તેમ નથી.

"પ્રભુ તમારું કલ્યાણ કરો, તમને સન્માર્ગ બતાવો, એ મારી ઇચ્છા.

બાપુના આશીર્વાદ."

દેવદાસને કાગળ:

"ચિ. દેવદાસ,

"તમારા કાગળની ગેરહાજરીથી ચિંતા રહેતી હતી તે આજે મિ. નટેસનના તારથી દૂર થઈ છે. માંદગીનું બરોબર કારણ શોધી હવે ફરી ન માંદા પડો એમ થાય તેમ કરજો. માંદગીમાં હિંદી શીખનારાઓએ શું કર્યું? તેમાંના કોઈ તમારી પાસે આવતા હતા? કોઈએ અભ્યાસ જારી રાખ્યો હતો?

"હજુ સુધી એક પણ રંગરૂટ મને મળ્યો નથી. આવી દેશની ભયંકર સ્થિતિ છે.

"ત્યા જે તાર તમે જોયો તે તો ગોટાળો હતો. અમારી ભરતી કરનાર કોઈ મારો નામેરી છે, તેથી આ ભૂલ થઈ છે. હજી સુધીની મારી નિષ્ફળતા એમ સૂચવે છે કે લોક મારી સલાહ માનવા તૈયાર નથી પણ જ્યા તેઓને રૂચે છે એવા કામમા હું હાથ ઘાલુ ત્યા મારી સેવા લેવા તૈયાર છે આ જ યથાર્થ છે એ સેવામાથી સલાહનો અધિકાર ઉત્પન્ન થાય છે પણ વરસની સેવા, તે પણ જુદા જુદા પ્રદેશમા, એ કાઈ જ નથી. એમ તો ભરતી વિષે મારાથી બીજુ કાઈ થાય જ નહી આવે સમયે હું પડેલ કરી સૂચ્યો એટલી શાતિની મને જરૂર હતી હજુ કામ ચાલે જ છે. આ તો મે આજ લગીનું પરિણામ જણાવ્યુ

બાપુના આશીર્વાદ"

દામોદર વકીલના દીકરાએ નાગરી લખીને પોતાની સ્કોલરશિપના ચાર રૂપિયા આશ્રમને મોકલ્યા તેને જવાબ

"ચિ. દત્તાત્રેય,

"તમે પાચમા ધોરણમા પહેલે નંબરે પાસ થયા તેને સારુ તમને ધન્યવાદ આપુ છુ. જેમ ભણતરમા પહેલો નબર રાખો છો તેવો જ ચારિત્રમા રાખો એવુ ઇચ્છુ છુ

"પહેલા માસની શિષ્યવૃત્તિ તમે આશ્રમને આપી તેથી રાજી થયો છુ તમારા દાનનુ રહસ્ય હું આશ્રમમા જઈશ ત્યારે સમજાવીશ પિતાશ્રી તમારામા આજથી જ આમ પરોપકારવૃત્તિ રેડ્યા કરે છે તે તમારે સારુ શુભ ચિહ્ન છે. તેને તમે કેળવજો.

મોહનદાસ ગાધીના આશીર્વાદ"

સુધારાની યોજનાના સંબંધમાં સમાધાન થયુ મિસિસ બેસન્ટ અને તિલક પણ સખત ઉદ્‌ગારો કાઢ્યા પછી વિનીત પક્ષ સાથે મળતા

૧૭-૭-'૧૮ થયા. પછી શાસ્ત્રિયારનો પત્ર આવ્યો તેમા લખેલું કે·

¶ "મિસિસ બેસન્ટે અને તિલકે પ્રેસમા આટલુ બધુ લખ્યા પછી હવે તમારા અને મારા પક્ષને લગભગ મળતી આવતી સ્થિતિ સ્વીકારી છે એ જોઈને મને આશ્ચર્ય થાય છે કોંગ્રેસમાથી તમારા અળગા રહેવાની ખૂબ વાતો ચાલી રહી છે તે મને ગમતી નથી હું એ સમજી શકતો નથી"

તેમને જવાબ લખ્યો

¶ ' ભાઈ શ્રી શાસ્ત્રિયાર,

"તમે મુબઈ જઈ શક્યા તેથી હું બહુ રાજી થયો છુ તમે કોંગ્રેસમા જશો એ તમારે માટે બહુ બહાદુરી ભરેલુ હશે, એમ હું ધારુ છુ. મારે કબૂલ કરવુ

જોઈએ કે પંડિતજીનુ વલણ જેનુ છાપામા બતાવવામા આ યુ છે તેવુ સાચુ હોય તો મારી એમની સાથે સહાનુભૂતિ છે તેમને માટે કોંગ્રેસના પ્લૅટફૉર્મ ઉપરથી ગેરહાજર રહેવુ, એ એમની જિંદગીનુ એક બહાદુરમા બહાદુર કૃત્ય ગણાશે મને લાગે છે તે આ છે

"હુ શી રીતે એ સભામા હાજર રહુ, જેમા હુ જાણુ છુ કે ખોટી દોરવણી આપવામા આવનાર છે? અને ઠરાવોના મુખ્ય રજૂ કરનારાઓ જે બોલે છે તે વાતમા માનતા નથી અને જે ઠરાવોની તરફેણમા તેમણે મત આપ્યા હશે તે જ ઠરાવેને તેઓ પોતે જ છાપામા તમોડી કાઢવાના છે હુ જાણુ છુ કે આ પ્રશ્નની બીજી બાજુ પણ છે પણ આ ક્ષણે તો હુ અલગ રહેવા તરફ ઢળુ છુ

' તમારી તબિયત સારી હશે

સેવક

મો૦ ક૦ ગાંધી

હનમતરાવને કાગળ લખ્યો

" ' ઘણુ વખતથી તમને કાગળ લખવાનો વિચાર કરી રહ્યો છુ પણ લશ્કરભરતી માટેના મારા રખડપાટને લીધે મારા પત્રવ્યવહારનું કામ હુ બરાબર સભાળી શકતો નથી આજે એ કામમાથી છૂટીનો દિવસ મળી ગયો છે અને તે મે પત્રો લખવાને આપ્યો છે તમે દેવદાસને માટે જે કર્યું છે અને જે કરી રહ્યા છો તે માટે અતકરણથી તમારો આભાર માનુ છુ દેવદાસ પોતાના એકેએક કાગળમા તમારા પ્રેમ વિષે લખે છે એ કહે છે કે એની માદગીમા તમે સાચા મિત્રની ગરજ સારી છે હવે હુ તામિલ શીખવા માટે હિંદી ઉમેદવારોને પસદ કરીશ

' હુ જાણુ છુ કે લશ્કરભરતીના મારા કામથી મિત્રોને જુદા જુદા કારણોસર — રાજકીય તેમ જ ધાર્મિક — દુખ લાગે છે પણ હું જાણુ છુ કે મારા આ કામને વખોડી કાઢવામા બ ને પ્રકારના મિત્રોની ભૂલ થાય છે મારા વિચારો દેશની આગળ ઘણા લાબા સમયથી છે પરતુ માણસનો ખરો ન્યાય તો એના કૃત્યોથી કરવાનો છે, એની વાણી ઉપરથી ભાગ્યે જ થઈ શકે વળી મારે તેમના વાદા ઉતાવળે કાઢી નાખવા જોઈએ નહીં તેઓ જે કહે છે તે પ્રમાણિકપણે કહે છે અને પ્રેમને લીધે જ મારા ઉપર ટીકા કરે છે અહિંસાના મારા આચરણમાથી અને અહિંસાનો કક્કો પણ લોકોને સમજાવવામા મને મળેલી નિષ્ફળતાથી આ શોધો ઉપર હુ આવ્યો છુ કે દરેક પ્રકારના મારવામા હિંસા નથી, કેટલીક વાર તો અહિંસાના પાલન માટે મારવાની પણ જરૂર પડે આપણે એક રાષ્ટ્ર તરીકે

મારવાની સાચી શક્તિ ગુમાવી બેઠા છીએ. એ તો સ્પષ્ટ છે કે જે મારવાની શક્તિ ગુમાવી બેઠો હોય તે અહિંસાનુ આચરણ કરી શકે નહીં. અહિંસામાં ઊંચામાં ઊંચા પ્રકારના ત્યાગ રહેલો છે. નબળી અને બાયલી થઈ ગયેલી પ્રજા ત્યાગનું આ ભવ્ય આચરણ કરી શકે નહીં. જેમ ઉંદર વિષે એમ કહી શકાય નહીં કે બિલાડીને મારવાની શક્તિનો તેણે ત્યાગ કર્યો છે. એ વાત બહુ ભયંકર લાગે પણ તદ્દન સાચી છે કે આપણે લાંબા વખત સુધી જાગ્રત પ્રયત્ન કરીને આ શક્તિ પાછી મેળવવી જોઈશે. અને એ મેળવ્યા પછી જ આ શક્તિનો સતત ત્યાગ કરીને હિંસાની યાતનામાંથી આપણે દુનિયાને છોડવી શકીશુ. આશ્રમના સભ્યોને પણ અહિંસા વિષે બરાબર સમજાવવામાં મને નિષ્ફળ થતો જોઈ મને કેટલુ દુઃખ થતુ હતુ એ હુ પૂરી અસરકારક ભાષામાં વર્ણવી શકું એમ નથી. એ બધા મારી વાત રાજીખુશીથી ન સાંભળે એવા નહોતા પણ તે વખતે મને ભાસ થતો હતો અને હવે તો હુ સ્પષ્ટ જોઈ શકું છુ કે સાધને ગ્રહણ કરવાની તેમનામાં શક્તિ નહોતી. સંગીતથી ન કેળવાયલા કાન આગળ ઉત્તમ સંગીત ગાવું એના જેવું એ હતુ. પણ આજે આશ્રમમાં લગભગ દરેક એ વાત સમજી ગયા છે અને અહિંસા એટલે સબળાનો ત્યાગ, નબળાના નહીં, એ વિચારથી તેમનામાં નવું તેજ આવ્યુ છે. વ્યવસ્થિત યુદ્ધ અને વ્યક્તિગત લડાઈ એ બેની વચ્ચે કશો ભેદ કરવાનું શક્ય નથી. લૂંટારાઓની બાબતમાં પણ સંગઠિત વિરોધ અને સગઠિત ખુનામરકી હોઈ શકે. ઉત્તમમાં ઉત્તમ યોદ્ધો એ કહેવાય જે ગમે તેટલા માણસોની સામે નિર્ભય ઊભો રહે. તે વખતે એને પોતાની મારવાની શક્તિનો વિચાર નથી આવતો, પણ એને તો એ વાતની ભારે ખુમારી હોય છે કે પલાયન કરીને સહેલાઈથી જાત બચાવવાનું શક્ય છતાં રાજીખુશીથી પોતે મરવાને તૈયાર ઊભો છે. હુ ચોક્કસ માનુ છુ કે આ બધાં બાળકોને આપણે આત્મરક્ષણની કળા શીખવવી જ પડશે. મને વધુ ને વધુ સ્પષ્ટ ભાસે છે કે જો આપણે આત્મરક્ષણની શક્તિ પુનઃ પ્રાપ્ત ન કરી શકીએ તો જમાનાઓ સુધી સ્વરાજને માટે નાલાયક રહેવાના છીએ. આમાંથી આત્મવિકાસ વિષે અને દેશના વિકાસ વિષે કેટલા બધા ખ્યાલોની મારે પુનઃ વિચારણા કરવી પડી છે. આજે જેટલુ મેં કહ્યું છે તેથી વધુ ચર્ચા અહીં નહીં કરું. તમે સાચા શોધક છો. તમે અહિંસાનો આ નવો વિચાર બરાબર સમજી જાઓ તે માટે હુ બહુ ઇન્તેજાર છું. એમાં પતન નથી પણ ઉન્નતિ છે. આ શોધને લીધે પ્રેમનું જે દર્શન મને થયું છે તે પહેલાંના કરતાં અનંતગણું ચડિયાતું છે.

સેવક

મો૦ ક૦ ગાંધી"

આન દશ કરને મગળ લખ્યો

"સ્નેહ ભાઈશ્રી

૧૮-૭-'૧૮ "આપનો પત્ર મળ્યો સગસાઈ મરતા જ જાય, માલ પણ પડે આપણા હાથ ઉપર રેનવે ગાડીની બારીઓ પડે પગે ઠેસો વાગે,—આ બધા દુ ખોમાથી મુક્તિ મેળવાય ને માત્ર સુખ જ ભોગવાય એવી ઔષધિ આપના બહોળા અભ્યાસમાથી આપે શોધી જ નહી ? છતા એ અભ્યાસ હાથના દર્દને કંઈ શાતિ આપે ખરો ? કે એ તો વેદ જ આપે ? આનો જવાબ આપ સાજા થશે મગીએ ત્યારે જ વાગશે ને મજૂરી તો ધીરજવાન છે એને રાહ જોશે અને જો પ્રાર્થના ફળતી હોય તો જરૂર આપનો હાથ તુરત પાકો મમ મરતો થઈ જાય એવી પ્રાર્થના મરશે દરમિયાન તેઓમાના ઘણા તો પાત્રીસ નહી પણ પચાસ ટકાનો નવારો લેતા થઈ ગયા છે અમાનાનભાઈ કહેતા કે આપના કાનમા એ કાઈક વાત કરી જશે મારા કાનમા તો તેમણે મરી છે પણ આપ તો એમને મોઢેથી જ સાભળો તે સારુ

મોહનદાસના વદમાતરમ્'

જગજીવનદાસ ના મહેતા બિચારા અહી આવીને તાવે પકડામા પૈસાનુ પાણી ચારાયુ તેમને મગળ

તમારો મગળ મળ્યો તમારો રોગ અને રૂપિયા ચોરાયાનુ સાભળ્યુ ને દિલગીર થયો દૂબળી ગાયને ઝાઝી બગાઈ જેવુ થયુ છે અનાથાશ્રમમા તેવો કોઈ ચોર છે બે ત્રણ વેળા એમ બન્યુ છે તમને કોઈએ ચેતવવા જોઈતા હતા પણ કોઈને ન સૂઝયુ

તમારો તાવ તદ્દન ગયો હશે ભાઈ જીવરાજને કાગળ આજે જ લખી શક્યો છુ તે આ સાથે છે યોગ્ય લાગે તો બીડી દેજો

તમારા વેપારની સ્થિતિનો માઠિ ખ્યાન આ વેળા મે મેળવ્યો તમે જે પૈસાથી વેપારમા પડયા છો તે મને દુ ખકર જણાય છે મારી સલાહ કઈ પણ કામની હોય તો તમે આજે જ તમારા વેપારને સકેલો, રૂપિયા જેના લેવાયા છે તેના આપી દો ને કોઈ નોકરી શોધો તમને નોકરી મળવામા અ ચણ ન જ આવે તમારે કેવળ સાદુ જીવન ગાળવુ હોય તો આશ્રમ ખુલ્લુ જ છે મારો આગ્રહ નથી તમારે જેને સસાર પુરુષાર્થ માનો છો તે કરવો હોય તો ભલે કરો પણ તે તમારા જ બળથી આ કાર્યમા તમે જેટલી ઢીલ કરશો તેટલુ તમને પશ્ચાત્તાપ રહનારુ છે

"બધી જગ્યાએ બધા પોતાને હાથે જ દુ ખ વહોરે છે પણ તમારી કુટુ બમળામા હુ જેમ ઊતરુ છુ તેમ તમારે બધાને વિષે દુ એ વધારે અનુભવુ

ઊંડા ઊતરીને વિચાર કરજો તમને દીવા જેવું આ જ્ઞાન સૂઝે તો જ આમાં પડજો સૂઝ્યું હશે તો આશ્રમમાં ભારે શાંતિ અનુભવશો નહીં સૂઝ્યું હશે તો થોડા સમયમાં કંટાળશો તમે, ફૂલચંદ ને મગનલાલ મળીને વિચારજો પ્રથમ તો તમે એકલા જ વિચારી જજો.

મોહનદાસના ભગવતસ્મરણ"

મિસિસ પોલાકને

¶ "જીવન પ્રત્યેની મારી દૃષ્ટિમાં હું એક ક્રાન્તિમાંથી પસાર થઈ રહ્યો છું મને એમ લાગે છે કે કેટલાક જૂના જાળા ખરી પડતા જાય છે પણ આ વિષે વધુ તો મને વધારે સમય હોય ત્યારે — ભાઈ"

માલવિયાજીના સૌથી નાના પુત્ર ગોવિંદ માલવિયાનો એક કાગળ આવ્યો તેમાં સુધારાની યોજનામાં એને કેવો અવિશ્વાસ છે, આપણે ભરતી શું કરવા કરીએ છીએ, કંઈ મદદ કરવાની જરૂર નથી, એવું લખેલું તેને ઉત્તર

' તુમ્હારા પત્ર આનેસે મૈં બહુત ખુશ હુઆ હમ જિનકો મુરબ્બી સમજતે હૈં ઉનકે પાસ હમારા સત્ય આવેગ હમ ખોલ સકતે હૈં, યોગ્ય આવશ્યક હૈ મુઝકો પત્ર લિખકર તુમને ઉચિત કાર્ય કિયા હૈ ભરતીમેં ક્યા અત્યાચાર હોતા હૈ, વહ મૈં નહીં જાનતા હૂઁ યદિ જ્યાદહ હોતા હોગા તો ભરતીમેં જાનેકી મેરે લિયે જ્યાદહ આવશ્યકતા હૈ

" મોંટેગ્યુ ચેમ્સફર્ડ યોજના મેરી રાયમેં બડી અચ્છી હૈ ઉસકી ત્રુટિયાઁ હમ આંદોલન કરકે દૂર કરવા સકતે હૈં પરંતુ યોજના કૈસી ભી હો, મેરા ઠીક મતવ્ય હૈ કિ હમેં યુદ્ધમેં દાખલ હોના ચાહિયે હમ અંગ્રેજ પ્રજાકા ઉપકાર કરનેકે લિયે દાખલ નહીં હોતે હૈં લેકિન દેશકી સેવા કરનેકે લિયે, દેશકા સ્વાર્થ દેખકર હમ ભરતીમેં જાના ચાહતે હૈં મૈં ભારતવર્ષકી દુર્દશાકા ક્યા ધ્યાન કરૂઁ? મૈં સ્પષ્ટ દેખ સકતા હૂઁ કિ ભારતવર્ષકો સચ્ચે સ્વરાજકી પ્રાપ્તિ નહીં હો સકતી હૈ મૈં માનતા હૂઁ કિ જબ હમારે ભરતીમેં જાનેમેં હમ દો કાર્ય કર સકતે હૈં હમમેં વીરતા પૈદા હોગી, હમ થોડી બહુત શસ્ત્રક્રિયા સિખ લેંગે ઔર જિસકે સાથ હમ હિસ્સેદાર હોના ચાહતે હૈં ઉનકો મદદ દેકર હમારી લાયકાત જ્યાદહ સિદ્ધ કરેંગે ઉનકે અત્યાચારોંકા નિરોધ કરના ઔર ઉનકે કષ્ટમેં હિસ્સા લેના યે દોનો કાર્ય કરના હમારે લિયે યોગ્ય હૈં મૈં ચાહતા હૂઁ તુમ ઇસ પ્રશ્નકા ખૂબ શાંતિમેં ધ્યાન કર લો મેરી સલાહ હૈ ઇસ પત્રકો દેવદાસકો ભેજ દેના ઔર ઉસકે સાથ હી ઇસ વિષયમેં વાર્તાલાપ કરના

તુમ્હારા શુભચિંતક
મોહનદાસ ગાંધી "

મગનંતરાય ઠાકોરનો સુધારાની યોજના વિષે એક અંગ્રેજી પત્ર મિલિટરી ટ્રેનિંગ કૉલેજ થતી જોઈએ વગેરે સૂચનાઓ એનું રૂપ-

૨૪–૭–'૧૮ વાપરીએ તો કહેવાય કે સુધારાની યોજના એમની સાથે સસાર માંડવા જેવી છે, એવા ઉદ્ગારો તેમને ઉત્તર

"તમારો કાગળ મળ્યો જ્યારે આપણી પાર્લમેન્ટ થશે ત્યારે ફોજદારી કાયદામાં એક કલમ દાખલ કરાવવાની દિલચાલ કરવા પણ એમ જોઉં છું મને હિંદુસ્તાનની એક જ ભાષા જાણતા છતાં એક માણસ બીજાને અંગ્રેજીમાં લખે અથવા બીજાની સાથે તે ભાષામાં બોલે તેને ઓછામાં ઓછી છ માસની સખત મજૂરી સાથે સજા કરવામાં આવશે આવી કલમ વિષે તમારો અભિપ્રાય જણાવશોજી અને સ્વરાજ્ય મળ્યું નથી તે દરમ્યાન જે ગુનો કરે તેને સારુ શા ઇલાજ લેવા ઘટે એ પણ જણાવશો

'નકરી ખર્ચ કેમ ઘટી શકે એ વિષે તમારો અભિપ્રાય સમજ્યો છુ પણ હજુ તો બેસ પાદરે છે આપણે સ્વરાજ મેળવીશું ત્યારે જે પરિસ્થિતિ હશે તેની ઉપર ઘણો આધાર રહેશે

"સ્વરાજની તૈયારી ધીમે ધીમે ન થાય? મને તો લાગે છે કે એ સ્થિતિ જ ધીમે ધીમે મેળવાય તેવી છે અને વિવાદના પ્રદેશના ભેદિયાઓ તો હોય જ અંગ્રેજીમાં તો ભારે લાગણું સવનન ચાને વિવાદનો મુમસવો તો બને વિચારે અયોગ્ય લાગે છે રેવોલ્યુશન તાત્કાલિક પરિવર્તન છે એવા પરિવર્તન શાંત રીતે થતા જ નથી એટલે શાંતિમય રેવોલ્યુશન એ તો અર્થ વિરોધનો પ્રયોગ છે હિંદુસ્તાન શાંતિ અને તાત્કાલિક પરિવર્તન બન્ને માગે છે તે કેમ મળે?

"તમારા કાગળોનો જાહેર ઉપયોગ નહી થાય એ બરોબર છે થોડી મુદત પછી ખાનગી શબ્દ લખવાની જરૂર નહી પડે એવું આપણે ઇચ્છીએ છીએ

"... આજે ગામડામાં કંઈ તપાસ કરવા આવ્યો છુ થોડા વખત છે એટલે વિનોદ પણ કરી લીધો છે હજુ જરા માફી રહી જાય છે ખેડાની લડતની યોગ્યતા વિષે હજુ પણ તમને શક રહે છે તો તેઓની વતી અહીં આવી જાતે જોઈ તમારી શકા દૂર કરી જવાનું આમંત્રણ આપુ છુ હજુ શરમ દૂર નથી થઈ એવા તો મારી જાણમાં તમે જ છો

મોહનદાસના વંદેમાતરમ્"

નવાગામમાં ખૂબ વિશ્રાંતિ લીધી લોકો કોઈ મળવા આવતા ન હતા. ભરતીથી ખૂબ બીતા હતા ત્યાં ધર્મશાળામાં અનેક વાતો થતી પ્રસન્ને વિનોદ મેળવતા હતા વલ્લભભાઈ કહેતા હતા કે અહીં 'વિલ્સનને પત્ર' પણ વચાર છે એ ઉપરથી સર સુબ્રહ્મણ્યમ્ યાદ આવ્યા તેની ઉપર પત્ર લખ્યો

૧ "પ્રિય સર સુબ્રહ્મણ્યમ,

"હુ આશા રાખુ છુ કે આ કાગળને મારી એક ધૃષ્ટતા નહી ગણો મને ઘણા વખતથી લાગ્યુ છે કે તમારી ભાષા અકુશરહિત છે અને યોગીને શોભે એવી નથી તમારા આરોપો મને ઘણી બાબતમા અવિચારી જણાયા છે મારા નમ્ર અભિપ્રાય પ્રમાણે તમે જેવા નિખાલસ અને નિર્ભય છો તેવા જ ચુસ્ત સત્યપરાયણ રહ્યા હોત તો તમે કરી છે તે કરતા દેશની ઘણી વધારે સેવા કરી શકયા હોત વગર વિચારે વાઢેલો અને અનુદાર શબ્દ તમારા જેવા માટે અસત્ય ગણાય તમારુ રાજનારણ લોકોને કેવળ ખુશ કરનારાનુ નથી, એ ધાર્મિક છે મારી તમને વિનતી છે કે દેશને હિદી સજ્જનનું શુદ્ધ દષ્ટાત તમે આપો એ આપવાની તમારામા શક્તિ છે

સેવક

મો૦ ક૦ ગાધી"

મગનલાલભાઈ અમદાવાદ ગયા ત્યારે પૂજાભાઈને તેમની જગ્યા આપી તેને પત્ર

૨૯-૭-'૧૮ "સુજ્ઞ ભાઈશ્રી પૂજાભાઈ,

"તમે નિશ્રય સારો કર્યો છે પરમાર્થમાથી કરેલી બધી વૃત્તિ નિવૃત્તિ છે ને મોક્ષનુ કારણ છે પારકાની સેવા એ પરમ અર્થ છે પોતા તરફથી ધ્યાન પારકામા ખેચી જવુ એમા પુરુષાર્થની જરૂર રહેલી છે આશ્રમમા બધાની યથાશક્તિ સેવા કરવામા તો આનદનો પાર જ ન હોવો જોઈએ આશ્રમમા કોઈ ને કોઈ માદા હોય જ છે તેઓની વ્હાલામા ખબર લેવી, બાળકોની સાથે રમત કરીને તેમને ખુશ રાખવા આ પ્રવૃત્તિમા પ્રવેશ નથી થકાસ નથી આત્માની ઓળખ આમ જ કરાય તમને સહેજે અનુભવ થશે ભુવરજી વગેરે દરદીઓ પાસે થોડુ બેસવાનો હમેશા મનાવરો રાખજે

પ્રિન્સિપાલ રુદ્રનો અદ્ભુત કાગળ

દીકરાને લશ્કરમા બીજા લેફટનન્ટની જગ્યા મળી, જમાઈ નેચરલ સાયન્સ ટ્રિપોસમા ફર્સ્ટકલાસ આવ્યા, સુધીરનુ સુદર કામ, એ બધાથી આનદ, અને એ આનદમા ભાગ લેવાનુ બાપુને આમત્રણ છે બાપુનો જવાબ

૧ 'ભાઈશ્રી રુદ્ર,

"તમારા સુખમા મને ભાગ લેવા દીધો તે માટે હુ તમારો આભારી છુ સુધીર બહુ મીઠો અને હોશિયાર છે એ બહુ સુદર કામ કરે છે બીજા છોકરાઓ પણ પોતપોતાની લાઈનમા સારુ કામ કરે છે તમારી વ્યવસ્થિત તાલીમનુ એ પરિણામ છે

"તમે મારા લશ્કરભરતીના કામને પસંદ કરો છો ત્યારે ચાલી મારી સાથે લડી રહ્યો છે તે એમ ધારે છે કે સંભવ એવો છે કે હુ મારી જાતને ભ્રમમા નાખી રહ્યો છુ એને લાગે છે કે મારી આ પ્રવૃત્તિથી અહિંસાના ધ્યેયની મારી ઉપાસનાને હાનિ પહોંચશે મે તો એ જ ધ્યેયની ઉપાસનાને ખાતર આ કામ ઉપાડ્યુ છે હુ જાણુ છુ કે મારી જવાબદારી બહુ મોટી છે મારી જવાબદારી એટની જ ભારે હતી, જ્યારે લશ્કરભરતીનું કામ મારી લાઈનમા ન આવે એમ માનીને હુ નિરાંતે બેઠો હતો મારા વચનો ઉપર શ્રદ્ધા રાખનારા, એ વસ્તુ અહિંસા છે એના મોટા ખ્યાલથી, તદ્દન બાયલા બની જાય અથવા બાયલા રહે એવો ભય હતો શરીરબળની વ્યર્થતા આપણને સમજાય અને એ શક્તિનો આપણે ત્યાગ કરીએ તે પહેલા મારવાની પૂરેપૂરી શક્તિ આપણામા હોવી જોઈએ ઈસુ ખ્રિસ્તમા દુશ્મનોને બાળીને ભસ્મ કરવાની શક્તિ હતી પણ એ એણે વાપરી નહી, અને પોતાને મારી નાખવા દીધો કારણ એટલા બધા પ્રેમથી તે ભરેલો હતો × × ×

સેવક

મો૦ ક૦ ગાંધી

'વહાલી સ્તૂર,

"તુ મારી સાથે રહેવાને બહુ તલસે છે એ હુ જાણુ છુ પણ મને લાગે છે કે આપણે જે કર્મો કરવાના છે તે કરવા જ જોઈએ અત્યારે તારે ત્યા જ રહેવુ ઘટે છે એટલા બધા બાળકોને તારા છોકરા ગણે તો તુરત તને છોકરાની ખોટ નહીં લાગે ઊતરતી અવસ્થાએ આટલુ તો જરૂર કરવુ જોઈએ તુ જેમ બધાની ઉપર પ્રેમભાવ રાખશે, જેમ બધાની ચાકરી કરશે તેમ તને અંતરમાથી આનંદ સ્ફુરશે સંસારના પ્રયોગમા તારે માંદાઓ બધાને મળવુ જ જોઈએ તેઓની ચાકરી કરવી જ જોઈએ જેને સારુ ખાસ ખાવાનુ કરવાનુ હોય તેઓને સારુ ખાસ કરવુ કે રાખવુ જોઈએ બગડી બાઈઓ છે તેઓને મળવુ જોઈએ તેઓના છોકરા રમાડવા જોઈએ તેઓને લઈને ફરવા નીકળવુ જોઈએ તેઓ આપણાથી નોખા નથી તેવી છાપ પાડવી જોઈએ તેમની તબિયત સારી થવી જોઈએ

'નિર્મળાની સાથે સારી વાતો કરવી એટલે ધર્મ વગેરેની તેની પાસે ભાગવત વગેરે વચાવી તુ સાંભળી શકે છે તેમા તને રસ પણ આવશે આમ તુ બીજાની ચાકરીમા ગૂંથાઈ જશે તો મન હમેશા આનંદમા જ રહેશે એ ખચીત માનજે પૂંજાભાઈના ખાવાપીવાની બરદાસ તો કરવી જ જોઈએ

મોહનદાસ'

૧ "પ્રિય આલી',

"ફરી પાછો પત્ર લખવાનો આનંદ માણી લઉં. પરાજિત રાષ્ટ્રના પયગમ્બરનો સંદેશો સાંભળવાનો જાપાનને સંકોચ લાગ્યો તેની પાછળ બહુ ઊંડો અર્થ હું તો જોઈ રહ્યો છું. દુનિયામાં યુદ્ધ સદા રહેવાનું છે. આખી મનુષ્યજાતિના સ્વભાવમાં એટલું પરિવર્તન થઈ જાય એની શક્યતા દેખાતી નથી. મોક્ષ અને અહિંસા વ્યક્તિઓ જ પામી શકશે. માલમિલકત તથા જમીન ધારણ કરવી અથવા સંતતિ પેદા કરવી એ અહિંસાના પૂર્ણ પાલન સાથે અસંગત છે.

"દુષ્કૃત્ય કરનારને મારવાનું જોખમ ખેડીને પણ મારી સ્ત્રી અને બાળકોનું રક્ષણ કરવામાં સાચી અહિંસા રહેલી છે. સામા માણસને મારું નહીં પણ વચ્ચે પડીને તેના બધા પ્રહારો મારી ઉપર ઝીલી લઉં તો સંપૂર્ણ અહિંસા થાય. પણ હિંદુસ્તાને તો પ્લાસીના રણમેદાન ઉપર બેમાંથી એકે ન કર્યું. અમે એક કાયરોનું ટોળું હતા: એકબીજાની સાથે અંદર અંદર લડતા હતા. ઇસ્ટ ઇન્ડિયા કંપનીના પૈસાના ભૂખ્યા હતા અને ધૂળ જેવી વસ્તુ માટે અમારો આત્મા વેચવા તત્પર હતા. આજે પણ અમારી દશા વત્તાઓછા પ્રમાણમાં એવી જ છે — વધારે પ્રમાણમાં, ઓછા પ્રમાણમાં નહીં. કેટલીક વ્યક્તિઓએ બહાદુરી બતાવ્યાના દાખલા હોવા છતાં, અને તે દિવસના અતિશયોક્તિભર્યા હેવાલોમાં પાછળથી સુધારા થયેલા હોવા છતાં, એકંદરે અમે જે કંગાળ દેખાવ કર્યો તેમાં અહિંસા નહોતી. એટલે જાપાને સંકોચ બતાવ્યો તે મને તો ઠીક લાગે છે. જૂના વખતના ખ્રિસ્તી પાદરીઓએ શું કરેલું તે વિષે મને પૂરતી માહિતી નથી. હું ધારું છું કે તેમણે નબળાઈથી નહીં પણ સબળાઈથી કષ્ટો સહન કરેલાં. જૂના વખતના ઋષિઓએ તો એવો રિવાજ રાખેલો કે તેમના ધાર્મિક ક્રિયાકાંડોનું રક્ષણ ક્ષત્રિયોએ કરવું. વિશ્વામિત્રના યજ્ઞમાં રાક્ષસો વિઘ્ન નાખતા તેમની સામે રામે એનું રક્ષણ કર્યું. પાછળથી વિશ્વામિત્રને આવા રક્ષણની જરૂર રહી નહોતી.

"સૈન્યભરતી કરવામાં મને બહુ મુશ્કેલી નડે છે. પણ તમે માનશો કે હજી એક પણ માણસ મને એવો નથી મળ્યો જેને મારવાનો બાધ હોવાથી ભરતીમાં જોડાવા સામે વાંધો છે. ઘણાના વાંધા તો એ હોય છે કે તેમને મરવાનો ડર લાગે છે. મોતનો આ અસ્વાભાવિક ભય રાષ્ટ્રની પાયમાલી કરી રહ્યો છે. આ ક્ષણે તો હું કેવળ હિંદુઓનો જ વિચાર કરું છું. મુસલમાન યુવાનમાં મરણને વિષે બિલકુલ બેપરવાઈ હોય છે તે એની અદ્ભુત સંપત્તિ છે.

"આજે મેં તમને સુસંબદ્ધ કાગળ લખ્યો નથી. પણ મારાં મનોમંથનનો કાંઈક ખ્યાલ તમને આપ્યો છે.

"સોરાબજી ગુજરી ગયા એ તમને ખબર પડી હશે એ જેવા નિસર્ગમા ગુજરી ગયા ન અશાસ્પદ જીવનનો એમએ અત આવ્યો ઇશ્વરની આ આ છે

ખૂબ પ્યાર સાથે
તમારો મોહન

દેવદાસને,

"ગામડાની જિંદગી ઉનાળામા તો ભ ય લાગે છે પણ ચોમાસામા ગમે કે નહીં તે સવાલ છે ચોમાસામા ગમે ત્યા જવુ એ મારે સારુ તો બહુ મુશ્કેલ થઈ પડે એમ માનું છુ ગદકીનો મારો અણગમો વધતો જાય છે, ઘટતો નથી પાયખાનુ જરા પણ ખરાબ હોય તો મૂઝાઉ અહી જંગલમા જાઉ છુ ત્યા સાથે પાવડો લઈ જાઉ છુ ખોદીને પછી બેસુ છુ, ને ક્રિયા પૂરી થયા પછી ખૂબ માટી નાખી જગ્યા છોડુ છુ જોઉ છુ કે આવો નિયમ નહીં પાળવાથી અસખ્ય રોગો થાય છે ને કરોડો માખી થાય છે જેઓને ગદકી વગેરેની બહુ છીટ નથી એ તો ગામડામા મઝુ એશ ભોગવે છે એમ જોઉ છુ ગઈ રાત્રે મે ભજનમડળી મારી પાસે આવી હતી બધાના વાજિંત્ર પાચથી દસ રૂપિયા સુધીના હશે ઢોલ, કાસિયા, કરતાલ, અને એકતારી તબૂર હતા આગલામાથી તેઓએ મધુર સૂર ઉત્પન્ન કર્યો ભજન બધા શ્રીકૃષ્ણ વિષે હતા તેણે કેમ દ્રૌપદીના ચીર પૂર્યા, વિદુરની ભાજી ખાધી, દુર્યોધનનો ગર્વ ઉતાર્યો, વગેરે આ બધુ એવા મધુર શબ્દોમા રચાયુ છે કે તેમાથી પ્રમભાવ ને ભક્તિભાવ છૂટયા વિના રહે જ નહીં કૃષ્ણની આવી બધી ભક્તિ શા? મને તો લાગે છે કે તેના શૌર્યને સા , તેમની પરોપકારવૃત્તિને સા હોવી જોઈએ પોતાની અગાધ શક્તિથી પાડવના નાના ગજ્યને છત અપાવી, અને દુષ્ટ કૌરવોનો નાશ કર્યો ને પ્રજાને દુખમાથી છોડવી, એથી એના ગીત ગવાયા ને એ અમર પદવીને પામ્યા તેણે દુર્યોધન જેવાની ગરજ ન કરી તેના પૈસાથી ના લલચાયા, પણ સુદામાના તાદુલ તેને ભારે મીઠા લાગ્યા આ તેમની સાદાઈ કૃષ્ણચરિત્ર ચીતરીને કવિએ હદ વાળી છે એવા ચતુર નર થઈ ગયા એમા શક નથી મહાભારત આખુ તમે સસ્કૃતમા વાચી શકો એમ ઇચ્છુ છુ જે રસ હુ નથી લઈ શક્યો તે તમે લેશો મારો વિષય તો ગ્રામજીવનની ભવ્યતા હતો પણ મે કૃષ્ણના ચરિત્રનુ લખી નાખ્યુ મને આ કૃષ્ણના જીવનનો વિચાર ગઈ રાતના સગીતમાથી થયો ગઈ રાતનુ સગીત આપણા કરતા પણ મને વધારે સારુ લાગ્યુ તે સ્વાભાવિક અને મીઠુ હતુ તેમા ઘોઘાટ બહુ નહોતો ઢોલક વગેરે બહુ હળવા વાગતા હતા પૂનમનો ચદ્ર હતો એક ઝાડની નીચે અમે સૌ બેઠા હતા બધાનો

પોશાક ગામડિયાનો હતો. સૌ ભુંગળુ પાથરી બેઠા હતા. લોકો બધા ખેડૂત હતા આખો દહાડો મજૂરી કરી આવ્યા હતા ને હવે નિર્દોષ આનંદ લેતા હતા. પ્રભુનામમાંથી રસ પીતા હતા. મેં તેમાંના એકને કહ્યું, ભાઈ, તમે તો બહુ રસ પી રહ્યા છો. તેણે જવાબ આપ્યો, શું કરીએ ભાઈ, ગપ્પાં મારવા કરતાં અમે આમ ભજનકીર્તનમાં વખત ગાળીએ છીએ. આ લોકો બારૈયાની જાતના હતા, એટલે સામાન્ય રીતે જંગલીમાં ખપે, પણ જરાયે જંગલી ન હતા. અશિક્ષિત ગણાય, પણ અશિક્ષિત ન હતા. તેને જો શિક્ષિત વર્ગ અપનાવે ને તેઓમાં નવો રસ રેડે તો તેની પાસેથી ધાર્યું કામ લેવાય એમ મને લાગ્યું. તેઓમાં જ્ઞાનનો તો પાર જ નથી. તેનો ઉપયોગ આવડવો જોઈએ. કોઈ સુથાર જેમ પોતાના હથિયારનો વાંક કાઢે તેવી આપણી દશા છે. હવે તો તમને ખૂબ લાંબો કાગળ આપ્યો. તે વાંચીને મણિલાલને મોકલી આપજો. આવો કાગળ ફરીને હું લખું ત્યારે ખરું. સવારનો સમય છે, જાગવા વખત છે, વિચારોથી મગજ ભરાઈ રહ્યું છે, તેને થોડું તમારી પાસે ખાલી કર્યું છે. જે રસ મેં લીધો તે તમે પણ થોડોઘણો આમાંથી ચાખી શકો, તો તમને વારસાના ખરા ભાગીદાર કર્યા ગણાય. સરકારની પાસેથી આપણે જેમ ભાગ માગીએ છીએ તેમ હું પણ મારી પાસે છે તેનો ભાગ તમને આપું તો મારા કરજમાંથી છૂટું.

બાપુના આશીર્વાદ"

નવાગામ. વિનોબાનો પત્ર. મરાઠી શિક્ષકો ગુજરાતમાં આદર્શો બરાબર નહીં ખર લાવી શકે. મહારાષ્ટ્રમાં એક શાળા કાઢો, એ
૨૪–૭–'૧૮ મતલબનો. તેનો જવાબ.

"તમારો વિચારણીય પત્ર મળ્યો.

"આદર્શ તો તમે લખો છો તે જ છે. તે આદર્શ સિદ્ધ કરવા માટે ગુજરાતી જ શિક્ષક જોઈએ, એ પણ ખરું. પણ તેવા શિક્ષકના અભાવે મહારાષ્ટ્રના શિક્ષકનો ઉપયોગ અધિક નહીં ગણાય. ચારિત્રહીન ગુજરાતી શિક્ષક કરતાં ચારિત્રવાન શિક્ષક મરાઠી હોય તે પણ સરસ ગણું. અત્યારે તો મારી ઢબ પ્રમાણે શીખવનાર ગુજરાતી મળવા મુશ્કેલ છે. તમે ન હો તો સંસ્કૃત શિક્ષણ અટકે અથવા કાકાએ પાછુ લેવું પડે, એવી દીન દશા છે. એટલે હાલ તો આદર્શને ધ્યાનમાં રાખી તમારે જ સંસ્કૃત શિક્ષા આપવી રહી છે.

"મહારાષ્ટ્રમાં પ્રવેશ કરવાની મારી તીવ્ર ઇચ્છા છે. પણ હજુ સમય નથી. મારી લાયકાત નથી. એટલાં માણસો આપણી પાસે નથી. તમે, કાકા, મામા, મારા સંબંધમાં આવ્યા છો, તેમાં પરમાત્માનો ભેદ નહીં હોય? ભાઈ દેશપાંડે સાથેનો મારો સંબંધ, ભારતસેવક સમાજ ઉપરની મારી શ્રદ્ધા, મહારાષ્ટ્ર ઉપરનો મારો મોહ, ચંપારણમાં તેઓએ કરેલી ભારે મદદ, મહારાષ્ટ્રના સંગીતશાસ્ત્રીનુ

આવવું, ભાઈ કોતવાલની બહેનનો થોડા સમયમાં થનારો પ્રવેશ, ભાઈ નારાયણરાવની વિજ્ઞાન, આ બધું સૂચવે છે કે મહારાષ્ટ્રમાં મારે કાંઈક પણ વિશેષ કરવું છે પણ

'નીપજે નરથી તો કોઈ ન રહે દુ ખી,
શત્રુ મારીને સહુ મિત્ર રાખે '

એટલે આવી મહત્ત્વાકાંક્ષા છતાં શું થશે એ તો કોણ જાણે ?

'તમારી ઇચ્છા હું ધ્યાનમાં રાખીશ મારા સહવાસમાં તમને રાખવા હું પણ ઇચ્છું છું પણ હાન ન બને એવું જોઉં છું તમે આશ્રમવાસી જ છો એમાં સંશય હોય જ નહીં
— બાપુ "

"ચિ દેવદાસ,

'આજનો મારો કાગળ તમને ભારે દુ ખદ ખબર આપનારો નીવડશે ભાઈ સોરાબજી* જોહાનિસબર્ગમાં ટૂંકી પણ સખત માંદગી ભોગવી મરણ પામ્યા છે મરણના ભયમાંથી તો આપણે થોડેઘણે અંશે પણ નીકળી ગયા છીએ છતાં આવું મૃત્યુ સાલ્યા વિના ન જ રહે ભાઈ સોરાબજી દક્ષિણ આફ્રિકામાં દાખલારૂપ થઈ રહેશે ને ભારે કામ કરશે એવી સહુની આશા હતી, તે આજે રોળાઈ ગઈ છે દક્ષિણ આફ્રિકામાં ગમગીની ધ્વાઈ ગઈ છે, એ ત્યાંના તારો ઉપરથી જોઈ શકું છું ઈશ્વરની કૃતિ ન્યારી છે, કર્મનો નાશ નથી, પ્રવૃત્તિ બધી સારામાંથી ફળ આપે જ છે ને જેને આપણે અકસ્માત માનીએ છીએ તે પણ ખરું જોતાં અકસ્માત નથી આપણને જ તે અકસ્માત લાગે છે કોઈ પોતાના મોત

* સોરાબજી શાહપુરજી અડાજણિયા દક્ષિણ આફ્રિકાની લડતમાં પ્રથમ પંક્તિના સત્યાગ્રહી હતા તેમણે લડતનો બહુ ઊંડો અભ્યાસ કર્યો હતો એટલે લડતની બાબતમાં તેઓ સારા સલાહકાર બની શકતા ગાંધીજી કહે છે કે તેમની સલાહમાં હમેશાં દૃઢતા વિવેક, ઉદારતા, શાન્તિ વગેરે જોવામાં આવતાં લડત પૂરી થયા પછી સારા સત્યાગ્રહીઓમાંથી કોઈને વિલાયત મોકલી બૅરિસ્ટર બનાવવા સારુ ડૉક્ટર મહેતાએ શિષ્યવૃત્તિ આપી હતી હેતુ એ હતો કે તે બૅરિસ્ટર થઈ આવી દક્ષિણ આફ્રિકામાં ગાંધીજીની જગ્યા લઈ કોમની સેવા કરી શકે સોરાબજી દક્ષિણ આફ્રિકામાં ગોખલેજીના પ્રસંગમાં આવ્યા હતા વિલાયતમાં વધુ આવ્યા અને ગોખલેજીનું પણ તેમણે મન હરી લીધું તેમણે એમને સર્વન્ટ્સ ઑફ ઇન્ડિયા સોસાયટીમાં દાખલ થવા આગ્રહ પણ કરેલો બૅરિસ્ટર થઈ આવ્યા પછી દક્ષિણ આફ્રિકામાં જોહાનિસબર્ગમાં વકીલાત શરૂ કરી સાથે સેવાનું કામ પણ આરંભ્યું અને પોતાની સાદાઈ, સરળતા તથા નિખાલસપણાથી કોમમાં પ્રિય થઈ પડ્યા પાંત્રીસ વર્ષની વયે ભરજુવાનીમાં આવા પ્રિય અને આશાસ્પદ સાથીના અવસાનથી ગાંધીજીને આઘાત લાગે એ સ્વાભાવિક હતું

પહેલા મરતું નથી અને મોત એ માત્ર એ જ વસ્તુનું અંતિમ રૂપાંતર છે, એ સર્વથા વિનાશ નથી આત્મા તો અમર છે રૂપાંતર પણ શરીરનું થાય છે સ્થિતિ બદલાય છે, આત્મા બદલાતો નથી આ બધું જ્ઞાન શાંતિ આપનારું બસ છે આ જ્ઞાન આપણે પચાવી શક્યા છીએ કે નહીં તેની કસોટી આવી ક્ષણે છે સોરાબજી તો અમર થઈ ગયા તેણે બધા મર્યો પોતાના દેશની કીર્તિ ઉજ્જ્વલ કરે એવા જ કર્યા છે જો આપણે આપણી ફરજ બજાવ્યા કરીએ તો તે ભલે ગયા જ્યારે આપણને આપણાંના મરણો આપણી ફરજનું વધારે ભાન કરાવે છે ત્યારે વહાલાનો વિયોગ સાલતો નથી ”

“ભાઈશ્રી રાવજીભાઈ,

“તમારો કાગળ ભલે મળ્યો તમારે પૂછવાનું હોય તે પૂછજો પત્તા લખેલો જવાબ આપું તેથી વિચારવાનું મળશે મણિભાઈ
૨૫-૭-’૧૮ પ્રત્યેની અને છોકરાઓ પ્રત્યેની તમારી ફરજ તમે પૂરી બજાવી રહ્યા છો એવી મારી પૂરી માન્યતા છે તેથી તો તમારો વિયોગ સહન થાય છે તેઓની સાથે રહી તમે તમારું અને તેમનું બગાડો એમ માનું છું તમે સૈન્યમાં રહી મણિભાઈ કહે તેમ કરી વિમળાનો સ્વાર્થ નહીં સુધારી શકો પણ તમે બહાર રહી તપશ્ચર્યા કરી તમારું ચારિત્ર દૃઢ કરી તે બધાંનું સારું કરી શકો છો મણિભાઈ સામે તો તમારો સત્યાગ્રહ જ છે અને સત્યાગ્રહ કદી ખોટો હોઈ શકે જ નહીં મણિભાઈ પ્રત્યેનો તમારો વેરભાવ તમને બહાર નથી રાખતો, પણ તેના પ્રત્યેનો પ્રેમ બહાર રાખે છે મીરાબાઈએ પ્રેમદૃષ્ટિએ પોતાના પતિનો ત્યાગ કર્યો, બુદ્ધદેવે પ્રેમને વશ થઈ પોતાની સતી સ્ત્રીનો અને માતાપિતાનો ત્યાગ કર્યો જે તમને લાગુ પડે છે, તે જ શિવાભાઈને લાગુ પડે છે ધારો કે તમે લડાઈમાથી સાજા પાછા ફર્યા ત્યારે તમારી દશા નહીં વળી હોય? ત્યારે તમે છોકરાઓની સભાળ લેવા વધારે લાયક નહીં થયા હો? આપણો લડાઈમાં જવાનો હેતુ મોજશોખ નથી, પણ આપણી અને દેશની મહાવ્યથાનો અંત લાવવાનો છે તેમાં થયેલી ભૂલ પણ નુકસાન નથી કરતી

‘ મને મળીને શાંતિ ભોગવવી એ અસંભવિત છે આપણે મેળ કાઢી રહ્યા હોઈએ ત્યાં લગી ખળભળાટ તો થાય જ તે અશાંતિમાં શાંતિ છે એમ આપણને અનુભવ થવો જોઈએ લૂગડાં ધોતી વેળા પછાડીએ છીએ, પણ આપણે જાણીએ છીએ કે તેમ કરવામાં સ્વચ્છતા છે ને તેથી આનંદ પામીએ છીએ

મોહનદાસના વંદેમાતરમ્”

' ચિ મગનલાલ,

"તમને રાવજીભાઈએ ભડકાવ્યા છે રાવજીભાઈને મે ભડકાવ્યા મારા વાક્યનો વધારેપડતો અર્થ કરી નાખ્યો

' મારા આદર્શ નથી ફર્યા હિંદુસ્તાનમા મે ઘણા કડવા અનુભવ લીધા છતા મારી માન્યતા હતી તે જ છે પશ્ચિમ પાસેથી આપણે થોડુ જ શીખવાનુ છે મે અહી જે મહા અનુભવ્યા તેથી કાઈ મારા મૂળ વિચારોમા ફેર નથી પડ્યો આ લડાઈથી પણ ફેર નથી પડ્યો જે હતુ તે સ્પષ્ટ થયુ છે પશ્ચિમનો સુધારો આપણે દાખલ કરવો એવુ કાઈ મને નથી જણાયુ દારૂ માંસાદિ ગ્રહણ કરવા પડશે એવુ પણ નથી ધાર્યું સ્વામીનારાયણ તથા વલ્લભાચાર્યે આપણી માણસાઈનુ હરણ કર્યું એ લાગી આવ્યુ છે તેઓએ માણસોની રક્ષણશક્તિ લઈ લીધી માણસે એ દારૂ બીડી ઇત્યાદિનો ત્યાગ કર્યો એ તો ઠીક જ થયુ પણ એ કાઈ સાધ્ય વસ્તુ નથી તે સાધન છે બીડી પીનારા ચારિત્ર્યવાન હોય તો તે સત્સંગ કરવા લાયક છે, અને જન્મથી બીડીનો ત્યાગી વ્યભિચારી હોય તો કઈ કામનો નથી સ્વામીનારાયણે અને વલ્લભે શીખવેલો પ્રેમ વેવલો છે તેમાથી શુદ્ધ પ્રેમ પેદા ન થઈ શકે અહિંસાનુ શુદ્ધ લક્ષણ તો તેઓએ વિચાર્યું જ નથી અહિંસા એ ચિત્તવૃત્તિનો નિરોધ છે મનુષ્યના અરસપરસના સંબંધમા તેનો મુખ્ય પ્રયોગ છે તેની તો ગંધ પણ તેઓના લખાણમા નથી જોવામા આવતી તેઓની ઉત્પત્તિ આપણા વિષમ કાળમા થઈ અને તે વાતાવરણમાથી તેઓ મુક્ત ન થઈ શક્યા તેમની અસર ગુજરાત ઉપર બહુ મોટી થઈ તુકારામ અને રામદાસની તેવી અસર નથી થઈ તુકારામના અભંગમા અને રામદાસના શ્લોકમા પુરુષાર્થ બહુ રહ્યા છે તેઓ પણ વૈષ્ણવ હતા વૈષ્ણવ સંપ્રદાય અને વલ્લભ સ્વામીનારાયણના શિક્ષણને ભેળવી ન દેશો વૈષ્ણવ સંપ્રદાય બહુ જૂનુ તત્ત્વ છે હિંસામા અહિંસા છે એ વાત નહોતો જોઈ શક્યો તે હવે જોતો થયો છુ એ મોટો ફેરફાર થયો છે દારૂમા મસ્ત થયેલ માણસને અત્યાચાર કરતો અટકાવવાની ફરજ પૂરી નહોતો સમજ્યો મહાવ્યથાથી પીડાતા કૂતરાનો જીવ લેવાની જરૂરિયાત નહોતો સમજ્યો હડકાયા કૂતરાને મારવાની જરૂરિયાત નહોતો સમજ્યો આ બધી હિંસામા અહિંસા છે હિંસા એ શરીરનો ગુણ છે વિષયવૃત્તિનો ત્યાગ એ બ્રહ્મચર્ય છે, પણ આપણે આપણા છોકરા નપુંસક થાય એમ નથી ઉછેરતા તેઓ અત્યંત વીર્યવાન હોવા છતા પોતાની વિષયેન્દ્રિયને રોકે તો જ તે બ્રહ્મચર્ય તેમ જ આપણા છોકરા શરીરે બળિયા હોવા જ જોઈએ તેઓ હિંસાવૃત્તિનો સર્વથા ત્યાગ ન કરી શકે તો એને હિંસા કરવા દઈ, લડવાની શક્તિનો ઉપયોગ કરવા દઈ, તેમને અહિંસક બનાવી શકાય અહિંસાનો ઉપદેશ ક્ષત્રિયોએ ક્ષત્રિયને આપ્યો છે

"પૂર્વપશ્ચિમ વચ્ચે તફાવત મેં બતાવ્યો છે, એ જ છે અને એ ભારે છે. પશ્ચિમનો સુધારો સ્વચ્છંદી છે, આપણો સંયમી છે. આપણે હિંસા કરશું તો અનિવાર્ય હશે ને ઉદ્દેશ લોકસંગ્રહ હશે. પશ્ચિમ હિંસા સ્વચ્છંદે કરશે. હું પાર્લમેન્ટ વગેરેમાં જે ભાગ લઉં છું તે નવી પ્રવૃત્તિ નથી. તે કેવળ જૂની છે ને તે સંસ્થાઓને નિયમમાં રાખવા પૂરતી છે. મોન્ટેગ્યુ સાહેબની યોજના ઉપરનો મારો લેખ વાંચશો તો માલૂમ પડશે. મને તેમાં રસ આવી જ શકતો નથી. પણ મારા આદર્શો હું તેમાં ભાગ લઈને પ્રવર્તાવી શકું છું. જ્યારે મારે આદર્શ તોડીને તેમાં રહેવાનો સમય આવ્યો ત્યારે મેં તેમાંથી છૂટા રહેવાનો વિચાર કર્યો.

"મને લાગે છે કે આટલું મેં લખ્યું છે તેમાં તમને જવાબ તો મળશે. હું એક દહાડો આવું તેમાં બહુ ખુલાસા ન થઈ શકે તેથી તમને લખી મોકલું છું. તેથી તમે વિચારી શકો ને વધારે શંકા થાય તો પૂછી શકો. હું હમણાં તો નવાગામમાં જ વસું છું. અહીંથી આજે નીકળવાનો વિચાર હતો પણ વખતે ન નીકળી શકાય.

બાપુના આશીર્વાદ"

નડિયાદ

"ભાઈશ્રી કિશોરલાલ,

૨૯-૭-'૧૮

"આ કાગળ તમારે તેમ જ ભાઈ નરહરિને સારુ છે. દક્ષિણી ગુજરાતી વિષેનો ભાઈ નારાયણરાવનો આરોપ જેટલે દરજ્જે વાસ્તવિક હોય એટલે દરજ્જે દૂર કરવાનો પ્રયત્ન આપણે કરવો ઘટે છે. આ અહિંસાનું ક્ષેત્ર છે. પ્રથમ પગલું તો એ છે કે તમારે બધાએ મળીને વિચારી જવું કે એ આરોપમાં કેટલું રહસ્ય છે. ગુજરાતી બૈરાંઓએ દક્ષણી બૈરાંઓની સાથે ખૂબ ભળવાનો પ્રયત્ન કરવો જોઈએ. છોકરાંઓ એવો ભેદ જરાયે ન જ રાખે એ સહુથી વધારે જરૂરનું છે. મારા લખવાને મોટું રૂપ આપવાનું નથી પણ તે ક્ષણભર વિચારી જઈ તે ઉપરથી જેટલું કાર્ય કરવું ઘટે તેટલું કરી લેવું.

"પ્રાર્થના સંબંધમાં આટલું વિચારવા તમારી સમક્ષ રાખું છું. આપણી અશક્તિનો આપણે એટલે સુધી અંત ન લેવો કે જેથી આપણે કાંઈ કાર્ય જ ન કરી શકીએ. આપણે શક્તિ મુજબ શીખવીએ અને જેટલી ખામી હોય તે પ્રયત્ને દૂર કરીએ. આ અશક્તિનો ઉપયોગ મારે જ હાથે સંસ્કૃત શીખવવાનું આવે તો શું કરું? હું જાણું છું કે મારું સંસ્કૃત સંસ્કૃત કહેવાય જ નહીં. પણ બીજો કોઈ ન હોય તો હું જરૂર શીખવું ને દિવસે દિવસે મારી ખામીઓ દૂર કરતો જાઉં. પારનેલ આમ કરીને આમની સભાના કાનૂનો જાણવામાં

સહુથી અગ્રેસર થયો તમે તમારી અશક્તિનો જ વિચાર કરી દરેક કાર્ય કરવામાં ડરો છો આવી પડેલું કાર્ય, હોય એટલી શક્તિ વાપરી ઉકેલી નાખો તો વધારે આનંદ ન મળે ?

"છોકરાઓ પોતાનું બળ કેમ કેળવે ? પોતાનો બચાવ કરે છતાં ઉદ્ધત ન બને એ શીખવવું મહા વિકટ જણાય છે આજ લગી છોકરાઓને એમ જ શીખવતા હતા કે જે મારે તેનો માર ખાજો હવે એ શિક્ષણ આપી શકાય ? બાળક ઉપર એ શિક્ષણની શી અસર થાય ? એ ગુનાનવયે ક્ષમાવાન થાય કે બીકણ થાય ? મારી અક્કલ કામ નથી કરતી તમારી દોરવણી અહિંસાના આ નવા દેખાતા સ્વરૂપથી હુ તો અનેક પ્રકારના પ્રશ્નોની જાળમા ફસાઈ ગયો છુ બધી ગૂચવણોની એક જ ગુરૂકિલ્લી (માસ્ટર કી) નથી મળી તે મળવી જ જોઈએ આપણા છોકરાને કોઈ થપાટ મારે તેને સામી બે મારતા શીખવવું ? કે પોતાનાથી નબળાની થપાટ ખાવી, પણ પોતાનાથી સબળો મારવા આવે ત્યારે તેની સામે થતા પ્રહાર પડે તે સહન કરવો ? સરકારી અમલદાર માર મારે ત્યારે તેનું શું કરવું ? જ્યારે છોકરાની ઉપર માર પડે ત્યારે તેણે સહન કરી આપણી સલાહ લેવી ? કે તેણે વખત વિચારી કામ લેવું ? ને પરિણામે સહન કરવા ? એક ઘા મારે તેના બે સહન કરવા એ ધોરી માર્ગ કાઢતા ઉપના સંકટો આવે કે પડેનો સડેનો તેથી સાચો હોય ? કે સત્યમય માર્ગમા ભ્રમણ કરતા જ સાચો માર્ગ હાથ લાગવાનો છે ? હિમાલય ચડવાની કેડીઓ અનેક દિશાઓમા જાય છે, કેટલીક વાર તો સામેની દિશાએ પણ જાય છે, છતા છેવટે જાગીતો ભોમિયો હોય તો ટોચે લઈ જાય છે હિમાલય સીધી લીટીએ જવાય જ નહી તેમ અહિંસાનો માર્ગ પણ વિકટ હશે શુ ? ત્રાહિમામ્ ત્રાહિમામ્

મોહનદાસના વંદેમાતરમ્'

¶ 'પ્રિય મિત્રી,

"મોરારજી ગયા એ દિલગીરીભર્યા સમાચાર આપતો તાર હમણા જ જોહાનિસબર્ગથી આવ્યો આ મરણમા કંઈ વિશેષ નથી મોરારજી જેવા ઘણા પહેલા મરી ગયા છે અને હજી મરે છે પણ આપણા બધાના જીવનમા મોરારજીએ એટલો અગત્યનો ભાગ ભજવ્યો છે કે તેના અચાનક મૃત્યુથી આપણને સખત આઘાત લાગે છે આત્માનો નાશ થતો જ નથી અને કર્મોનું સાતત્ય ચાલુ જ રહે છે એવી શ્રદ્ધાથી જ આપણા જીવનમા પ્રવૃત્તિઓ ચાલુ રાખવાનુ આપણને સમાધાન મળે છે ઘટનાનો હેતુ અને તેનું વાજબીપણું આપણને ન સમજાય ત્યારે આપણને આઘાત લાગે છે પણ હું ધારું છુ કે ઈશ્વરની યોજનામા કશુ ગેરવાજબી અને હેતુવિહીન નથી હોતુ '

૬ "ભાઈશ્રી શાસ્ત્રિયાર,

"ભાઈ ઠાકોર હમણાં જ આવ્યા. તેઓ કહે છે કે તમે ફરી પાછા માંદા પડ્યા છો. તમારે એવા કડક દાક્તરની જરૂર છે જે નિર્દય થઈને તમારી પાસે સંપૂર્ણ ઉપવાસ કરાવે અને પાણીના ઉપચાર કરે. પણ અત્યારના ભારે અખતરાખોર ધંધાદારીઓ પાસેથી તો પરવાનાદાર ખૂન સિવાય બીજાની આશા રાખી શકાય એમ નથી. જ્યારે જ્યારે તમારી માંદગીનું હું સાંભળું છું, ત્યારે ત્યારે કોઈ ને કોઈ દાક્તરને ગોળીએ મારવાનું મને મન થઈ આવે છે. પણ મારી અહિંસા આડે આવે છે. તમારે માટે અને હિંદુસ્તાનને માટે એ સુખની વસ્તુ છે કે કોઈ દિવસ પાર્લમેન્ટમાં બેસવાની મારી મહત્ત્વાકાંક્ષા છે જ નહીં. નહીં તો હું તો એવો કાયદો દાખલ કરું કે જે માણસો વારંવાર માંદા પડતા હોય તેઓ પાર્લમેન્ટના મેમ્બર થવાને માટે લાયક જ ગણાય નહીં.

"પોલાકનો તાર આ સાથે મોકલું છું. તેનો પૂરો અર્થ હું સમજ્યો નથી. પણ હું ધારું છું કે યોજના (સુધારાની)નો દેશ તરફથી અસ્વીકાર થવાનો ભય નથી."

નડિયાદ

"ચિ. મણિલાલ,

૩૧-૭-'૧૮ "તમારો કાગળ હાલમાં નથી. આ સાથે ભાઈ સૅમનો કાગળ છે તે તમને વાંચવા વિચારવા મોકલું છું. તેઓનો ગમે તેટલો દોષ હોય છતાં મને ધાસ્તી છે કે તમે ક્રોધ તો અનહદ કર્યો છે ને દ્વેષભાવ બહુ બતાવ્યો છે. તમારે તમારા હક્ક ભલે જાળવવા હતા પણ વિનય નહોતો છોડવો જોઈતો. તમે વ્યવસ્થા માગતાં છતાં તેઓની ઉપર રોષ કરવામાંથી બચી શકતા હતા. તેઓએ કોઈએ પૈસો એકકો નથી કર્યો, નથી ચોર્યો. દેવીબહેને શો ગુનો કર્યો છે? મિ વેસ્ટે તેમ જ મિ. સૅમે પોતાનાં છોકરાંની કેળવણી ગુમાવી એ ભારે પડતી વાત થઈ પડી છે મને તો એમ લાગે છે કે મારી ઉપરનો તમારો રોષ તમે તેઓની ઉપર ઉતાર્યો છે. તમે તેઓને ત્યાં જતા પણ નથી. આમ ન જ કરવું જોઈએ. મને લાગે છે કે તમારે તેઓની માફી માગવી જોઈએ. પણ આ તમને યોગ્ય લાગે તો જ કરજો. મને ઠીક લાગશે તેથી નહીં. તમે તમારી સ્વતંત્રતા જાળવી કામ કરશો એ મને યોગ્ય જ લાગવાનું છે. મારી ઉપર રોષ કરવાનાં મેં ઘણાં કારણો આપ્યાં છે, એમ હું માનું છું. તેને સારુ તમે મને ક્ષમા આપજો. તમને મેં બહુ રખડાવ્યા ને તેમાં તમારી નિયમિત કેળવણીનો ભંગ થયો. પણ, આ અનિવાર્ય હતુ એમ તમને ભાસે તો જ તમે મને માફી આપી શકો. મારી આખી જિંદગી મેં મને પોતાને ઓળખવામાં ગાળી છે. મારું કર્તવ્ય શું છે એ શોધવામાં ગાળી છે. મારું કામ શોધ્યું છે કેમ કે મેં જે માન્યું તે

કર્યું છે તેમ થવાથી હું ઘણી ભૂલોમાંથી બચ્યો છું પણ ઉપરથી વિચારતાં લૌકિક દૃષ્ટિએ તમારો સ્વાર્થ બગાડ્યો છે મારા અપરાધોનો ભોગ જેમ હું થયો તેમ તમે અને બા થયાં બા સમજી ગઈ છે તેથી બા જેટલું કમાઈ છે તેટલું બીજી સ્ત્રી નથી કમાઈ તમે હજી પૂરું નથી સમજ્યા તેથી તમને રોષ રહે છે હું હજુયે કહેવા ઇચ્છું છું કે તમારી બધા ભાઈઓની જે સેવા મેં કરી છે તેવી બીજો બાપ નહીં કરત મેં તમને મારા ધાર્મિક અનુભવોના ભાગીદાર બનાવ્યા તેથી વિશેષ કોઈ શું કરી શકે? બીજા માબાપોની જેમ હું તમારું જીવન લૌકિક રાખીને મારું જીવન નિરાળું ઘડી શકત તેમ ફક્ત તો અત્યારે તમારી ને મારી વચ્ચે એક સાંકળ નહીં રહેત અને જેમ ગોકળ બહેન નામના બહેન છે તેની દશા આપણી વર્તતી હોત મારાથી બીજું નહીં થાત કેમ કે સત્યની શોધમાં હું તો જ્યાં છું ત્યાં જ રહેત ને તમે તે માર્ગની બહાર હોત એ તમારે સારું ઇષ્ટ ન હતું આ વાત તમે ધીરજથી વિચારશો તો મારી ઉપરનો રોષ ઉતારી શકશો જુઓ હરિલાલ અને મારી વચ્ચે તૂટ પડી છે હરિલાલનું જીવન નોખું થઈ ગયું છે પિતાપુત્રનો સંબંધ ત્યારે જ ગણાય કે જ્યારે બંનેનું જીવન એક હોય અને બંને એકબીજાને આધારભૂત હોય હરિલાલના જીવનમાં હું રસ ન લઈ શકું, હરિલાલ મારામાં નથી લઈ શકતો આ હરિલાલનો દોષ નથી તેની બુદ્ધિ તેના કર્મને અનુસરીને ચાલે છે મને હરિલાલ ઉપર રોષ નથી પણ બેઉને બાંધનારી સાંકળ તૂટી, પિતાપુત્રના જીવનનું માધુર્ય ગયું સંસારમાં એમ ઘણી વેળા ચાલે છે માત્ર મારે વિશે આટલું જ અસાધારણ છે કે હું ધર્મની શોધ કરતાં હરિલાલને ખેંચી ન શક્યો ને હરિલાલ વેગળો રહ્યો હરિલાલે તેના શેઠના લગભગ રૂ ૧૦,૦૦૦ કેવળ તેની મૂર્ખાઈને લઈને ખોયા છે એણે પોતાને નામોશી લગાડનારો કાગળ લખી આપ્યો છે ને તે નોકરી વિનાનો થઈ બેઠો છે મારો દીકરો ગણાય છે તેથી જેલમાં નથી તમે મારા જીવનમાં રહ્યા છો પણ અસંતુષ્ટ છો તેમાંથી નીકળવું નથી પોસાતું તેમાં રહેવું તદ્દન નથી ગમતું આથી તમે શાંત નથી રહી શકતા કોઈ પણ પ્રકારે તમે સંતોષ રાખો તો શાંત પણ થાઓ મેં ઇરાદાપૂર્વક તમારો સ્વાર્થ નથી બગાડ્યો જે કર્યું છે તે તમારું સારું સમજીને કર્યું છે. આટલું મારી ઉપરનો રોષ ઉતારવા સારુ બસ નથી? મારા લખાણથી તમે વધુ રોષ તો નહીં જ કરો તમે તમારા વિચાર મને બતાવી આપ્યા છે, તેથી હું રાજી જ થયો છું હવે તમારે હાથ બધી વ્યવસ્થા તો આવી હશે'

'વહાલી કસ્તૂર,

"તારું દુઃખ મને દુઃખી કરે છે સ્ત્રીઓને લઈ જવાત તો હું તને લઈ જાત હું બહાર જઈશ તેમાં માથું કેમ ફરવા દેવાય? આપણે વિયોગમાં સુખ

માનતાં શીખ્યાં છીએ. વળી પ્રભુઇચ્છા હશે તો પાછા મળીશું અને રહીશું. આશ્રમનાં અનેક સારાં કામો છે તેમાં તું ગૂંથાઈ જશે તો તને આનંદ રહેશે જ."

¶ "પ્રિય દેવી, *

* * *

"સોરાબજીનું મૃત્યુ કેટલી કરુણ ઘટના ગણાય? હું દક્ષિણ આફ્રિકા વિષે બહુ નિશ્ચિંતતા અનુભવતો હતો અને આશા રાખતો હતો કે હવે સોરાબજી ત્યાં આવી ગયા છે એટલે બધું સરખું ચાલશે. મારી આશાઓ બધી ધૂળમાં મળી ગઈ છે. × × ×

"તમે બધાં મારી લશ્કરભરતીની પ્રવૃત્તિ વિષે શું ધારો છો તે મને ખબર નથી. મારો બધો વખત હું એ જ કામમાં આપી રહ્યો છું. મારી દલીલનો સાર આ છે: હિંદુસ્તાન મારવાની શક્તિ ખોઈ બેઠેલું છે. મારવાની શક્તિનો સ્વેચ્છાપૂર્વક ત્યાગ કરે તે પહેલાં તેણે મારવાનું શીખી લેવું જોઈએ. સંભવ છે કે એક વાર શક્તિ મેળવ્યા પછી તેનો ત્યાગ તે કદી ન કરે. એમ કરશે તો પશ્ચિમના જેવું જ અથવા વધારે સારી રીતે કહીએ તો બધા આધુનિક સ્વતંત્ર દેશો જેવું જૂનું તે બનશે. આજે તો તે બેમાંથી એકે નથી. પ્રાચીન હિંદુસ્તાન યુદ્ધકળા જાણતું હતું. હિંસા કરવાની તેનામાં શક્તિ હતી. પણ એ પ્રવૃત્તિનો તેણે થઈ શકે એટલો વધારે સંકોચ કર્યો અને દુનિયાને શીખવ્યું કે મારવા કરતાં ન મારવું એ વધારે સારું છે. આજે તો હું જોઉં છું કે દરેક માણસની ઇચ્છા તો મારવાની છે પણ ઘણા તેમ કરતાં ડરે છે અથવા તેમ કરવાની શક્તિ જ ધરાવતા નથી. પરિણામ ગમે તે આવો. મને ચોક્કસ લાગે છે કે મારવાની શક્તિ તો હિંદુસ્તાને ફરી પ્રાપ્ત કરી લેવી જ જોઈએ. પરિણામે દેશમાં ભારે ખુનામરકી થાય તો હિંદુસ્તાને એ ખુનામરકીમાંથી પસાર થવું પડશે. આજની સ્થિતિ અસહ્ય છે.

તમારો ભાઈ"

અલીભાઈઓના સંબંધમાં તેમના વકીલ ધારેનો પત્ર. માતાજીને મળી જવાનું નિમંત્રણ. એને ઉત્તર:

૬-૮-'૧૮ ¶ "પ્રિય ભાઈ ધારે,

"માતાજીને તેમ જ આપણા મિત્રોને ખાતરી આપજો કે સંપૂર્ણ રીતે માનભર્યો છુટકારો જલદી મેળવવા માટે એક પણ ઉપાય લેવાનો હું બાકી રાખતો નથી. મૌલાના મહમદઅલીની માંદગીનું હું બધું જાણું છું. એ કારણસર પણ છુટકારો જલદી થાય એમ ઇચ્છું છું. પણ આપણું માન ન રહે એટલે સુધી અરજીઓ કર્યા કરવાનું મને પસંદ નથી.

* દક્ષિણ આફ્રિકાવાળા મિ. વેસ્ટનાં બહેન.

"હુ માનુ છુ કે સર વિલિયમ વિન્સેન્ટ સાથેના મારા પત્રવ્યવહારની નકલો ક્રૉનિકલ મારફત તેમને મળી જશે સર વિલિયમ તેમની તપાસ માટે પંચ નીમવાની વાત કરે છે તેનો બહિષ્કાર કરવાનુ મારુ મન નથી આખા દેશને બહુ ભોગ આંદોલનથી ખળભળાવી મૂકતા પહેલા સરકારને યોગ્ય અને શોભે એવી પીછેહઠ કરવાની દરેક તક હુ આપવા ઇચ્છુ છુ હુ આશા રાખુ છુ કે જો તેમને બોલાવવામા આવશે તો અલીભાઈઓ પંચ સમક્ષ હાજર થશે પણ જો આંદોલન ઉપાડવુ જ આવશ્યક થઈ પડશે તો તે ઉપાડતા પહેલા હુ જરૂર માતાજીને મળી જઈશ હુ ધારુ છુ કે તેઓ પણ એમ જ ઇચ્છે છે × × ×

મિત્ર-

મો० क० ગાધી'

ધૂળિયામા ભરાયેલી એક મીટિંગમા કૉંગ્રેસમા ફાટફૂટ ઘાતક છે એ મતલબનો ઠરાવ થયો તે વિષે ડૉ દેવના ભાઈનો કાગળ આવ્યો તેને ઉત્તર

'ભાઈશ્રી દેવ,

'ફાટફૂટના ભણકારા સબધે તમારો ઠરાવ મને મળ્યો મને જરૂર એમ લાગે છે કે આપણે અસ્વાભાવિક અને યાંત્રિક એકતાની કિંમત વધારેપડતી આંકીએ છીએ જો આપણામા બે જુદા જુદા પક્ષો ચોક્કસ હોય અને રાજદ્વારી બાબતો વિષે તેઓ ચોક્કસપણે જુદા જુદા મતો ધરાવતા હોય તો શા માટે તેમના બે અલગ અલગ મડળો ન થાય અને તેઓ અલગ અલગ રીતે કામ ન કરે?

'દરેક પક્ષ દેશની સામે સુધારને અર્થે પોતાની નીતિ રજૂ કરે લોકોને તેથી લાભ જ થવાનો છે એક પક્ષ બીજા પક્ષ કરતા વધારે બળવાન થઈ જશે તો તેથી સ્વરાજનુ આગમન લબાવાનુ નથી બને પક્ષો નબળા અને અધકચરિયા હશે તો આપણે સહન કરવુ પડશે અને તે આપણે વાંકે ઉપાય તો એ છે કે બને પક્ષ બળવાન અને દૃઢ થાય. આજે તો આપણામા ખૂબ દભ પેસી ગયો છે તેને લીધે લોકોમા પણ સડો દાખલ થાય છે જુદા જુદા પક્ષો વચ્ચે થાગડથીગડ સુમેળ થાય તેથી કોઈને છેતરી શકાશે નહી

સેવક

મો० क० ગાધી

'ચિ સંતોક,

રૂખી કેમ વખતોવખત માદી પડયા જ કરે છે? જન્મથી તે નબળી છે એ મને ધ્યાન છે પણ તેનો અર્થ એ થયો કે તેની વધારે સભાળ લેવી જોઈએ છોકરાને ઉછેરવા એ મોટી કળા છે તેમા માબાપોએ ભારે વ્રત પાળવા

પડે છે તે બધુ કરીને પણ તમે છોકરાઓને સારાં બનાવો એ ઇચ્છુ છુ. હું કહી ચૂક્યો છુ કે તમને હળદરની ગેરહાજરીનો વાક લાગે તો તે દાખલ કરો. ભલે રૂખી એમ્લીને સારુ હળદર નાખીને બનાવો એમ કરીને પણ તેનુ શરીર ઠેકાણે લાવી શકો તો આપણે બીજાને પણ હળદર આપીએ હળદર ઉપરાત કઈ દાખલ કરીને પણ તમે છોકરાના શરીર સરસ બનાવી શકો તો બનાવો એવુ ઇચ્છુ છુ. મને પોતાને એમ ધાસ્તી છે કે રૂખી માદી પડે ત્યા લગી તેને ન પચે એવી વસ્તુઓ કે એટલી વસ્તુઓ ખાધા કરે છે તેથી તેના પેટમા ભાર થાય છે અને માદી પડે છે તેને સાજી થાય ત્યારે મુખ્યત્વે દૂધ, ભાત, ને શાક ઉપર મૂકી દો તો ઠીક થઈ જવાનો સભવ છે હમણા કેટલાક સમય સુધી તે રોગી નહી પચાવે આ તો મારી માન્યતા છે તમે જે અનુભવ લીધો હોય તે ખરો. જેમ તેમ કરીને તેનું શરીર વજ્ર જેવુ કરી દો એ હુ તો માગુ છુ

બાપુના આશીર્વાદ"

"ચિ રામનદન,

તુમ્હારા પત્ર મિલા તુમ્હારે ખાતે રખકર તુમકો મૈં જાનેકા ખર્ચ દે સકતા હૂં ભરતીમેં જાનેકે સમય મૈ અધિકારિયોકી પાસ લે સકૂંગા તો આનેકા પૈસા ભેજૂંગા. જબ તક ભરતીમે જાનેકા નહીં હોગા વહાઁ તક તુમકો મે વાપસ નહી બુલા સકૂંગા ભાઈ શ્યામજીકે બારેમે ક્યા બાત હુઈ વહ તુમને સુની થી તુમ્હારી મુસાફરીકા બોજ આશ્રમ પર ડાલના અનુચિત હૈ તુમ્હારી આકાક્ષા મૈં સમજ સકતા હૂં મુઝે લગતા હૈ કિ જો ગૃહસ્થકા સંબંધ રખના ચાહતે હૈં ઉનકો આશ્રમમે લેના હી નહી ચાહિયે તુમકો મનાઈ કરના યોગ્ય નહી લગતા હૈ, તુમકો ખર્ચ દેના ભી યોગ્ય નહી લગતા હૈ ઐસા ધર્મસકટ મેરે ઉપર હૈ તુમ હી મુઝે છુડા સકતે હો યદિ ઉપર્યુક્ત તરહ સે જાના ચાહો તો ઇસ પત્રકો કૃનચદભાઈકો બતાઈએ વે તુમકો જાનેકા ખર્ચ દેગે.

"ભાઈશ્રી પ્રાણજીવન,

"તમારો શીતળા ઉપરનો લેખ આજે વાચવો શરૂ કર્યો હજુ થોડો બાકી છે બહુ લાબો છે એની એ વાત વખતોવખત આવ્યા કરે છે એ ખરુ જોતા રેફરન્સની બહાર પણ ગણાય તેમ છતા લેખ ઉપર મહેનત તમે ખૂબ લીધી છે ને લેખ કીમતી છે. ગૈશીતળાના વહેમી આગ્રહને કેટલાં માણસોનુ બલિદાન અપાતુ હશે તેનો ખ્યાલ તમે સરસ આપ્યો છે તેના કરતા પણ વધારે સરસ તમે આપી શકતા હતા શીતળાની એક દેવી મુવા અને તેની જગ્યા બીજી પણ ભયંકર દેવીએ લીધેલી છે તમારા લેખને પુસ્તનાકારે

છપાવીને દરે- મ્યુનિસિપાલિટીને વહેંચવાની જરૂર છે તમે એ લેખને વધારે લોકોપયોગી કરવા ખાતર ટૂંકો કરો અથવા તેની અથે તેના સક્ષેપ રૂપે બીજો લખો ને મને તે છપાવવાની પરવાનગી આપો તો તેનો પ્રચાર કરવાની મારી ઇચ્છા છે તમે એક ટૂંકો સ્વતત્ર ગુજરાતી લેખ લખો તો તે પણ છપાવીને ફેલાવીએ હું આજે કે કાલે વાચીને પૂરો કરીશ પણ આ સૂચના તુરત મોકલવાની જરૂર જોઈ લખી નાખુ છુ

"મને હાલ પણ થોડી નકલો મોકલજો થોડા દાક્તરોને આપી તેઓનો અભિપ્રાય માગવો છે

મોહનદાસના વંદેમાતરમ્"

૧ "પ્રિય ચાર્લી,

'આ વખતે હું ભલો થવાનો છુ અને તમારી ઉપર તબિયતની બાબતમા ઇશ્વરના અને મનુષ્યના કાયદાઓનો ભગ કરવાનો આરોપ મૂકવાનો નથી પણ એમા તો શક નથી કે તમારે માટે એક નિયામકની જરૂર છે હળવો શબ્દ વાપરીએ તો એમ કહેવાય કે નર્સની જરૂર છે એ પદ હું લઉ એવી મને ખૂબ ઇચ્છા થાય છે મારા જેવી નર્સ જે તમારા ઉપર પ્રેમ રાખે અને તેની સાથે સાથે જ દાક્તરોના હુકમોનુ કડક રીતે પાલન કરાવે એવી કોઈ તમને ન મળી શકે તો તમારે એવી પત્નીની જરૂર છે જે તમે સગાસર ખોરાક લો છો કે નહી તેની દેખરેખ રાખે પેડુ ઉપર પાટો બાધવા સિવાય તમારે બીજી સારવાર જોવુ જોઈએ નહી અને સગાવહાલાઓની માદગીના સમાચારથી વધારે પડતી ચિંતા પણ કરવી જોઈએ નહીં પરતુ લગ્ન હવે તમારે માટે કદાચ બહુ મોડુ ગણાય હું પોતે તમારી સારવાર કરી શકતો નહી હોવાથી મારે માટે ચિડાવાનુ જ રહે છે પણ એના કરતા વધારે સારુ એ છે કે હું તમારે માટે પ્રાર્થના કરુ અને એ જ હું કરવાનો છુ ઇશ્વરની જો એવી ઇચ્છા હશે તો એ તમને સાજાનાજા રાખશે જેથી તમે અશક્ત થઈને એના ગુણગાન કરી શકો

"મેં ઉપાડેલા કામમા, જાણે એ મારે માટે તદ્દન સ્વાભાવિક હોય તેમ શાન્તિથી ગોઠવાતો જાઉ છુ એના આડ મુદ્દાઓ મને ગૂચવે છે ખરા, પણ એનો વિચાર કરવાનુ હું હવે મૂકી દેવાનો છુ મારી સામે તાત્કાલિક નિરાકરણ માટે અત્યારે એ નથી મારુ જીવન કદી એવી રીતે ઘડાયુ જ નથી શક્ય હોય તેના બધા પરિણામોનો મને સતોષ થાય એવી રીતે ઉકેલ વિચારીને કામ કરવાની મારી પદ્ધતિ નથી હું તો મારી સામે આવીને ઊભુ રહે એનુ જ કામ ધ્રૂજતે ધ્રૂજતે અને બીતે બીતે માથે લઉ છુ ચંપારણમા, ખેડામા અમદાવાદમા અથવા તો યુદ્ધમા ૧૯૧૪મા મારી સેવાઓ મે બિનશરતે આપી ત્યારે તેમાથી ઊભી થતી બધી શક્યતાઓના ઉકેલનો મે વિચાર કર્યો નહોતો

હું તો માનું છું કે હું એની જ ઇચ્છાને, બીજા કશાને નહીં, અનુસરું છું. એ મને ઘેરાતા ઘન અંધકારમાંથી દોરી જશે.

"ગુરુદેવે પોતે બાળકોને શીખવવાનું કામ હાથમાં લીધું છે એ જાણીને મારું હૃદય આનંદથી ઊભરાય છે. તે અમેરિકા જાય તે કરતાં આ કામ મારે મન ઘણું વધારે મહત્ત્વનું છે. તમે પણ તેમના આ કામમાં હિસ્સો લેવાના છો તેથી મને એટલો જ આનંદ થાય છે. ઈશ્વર તમને બન્નેને સાજાતાજા રાખો.

"બડોદાદાને મારા પ્રણામ કહેશો. પ્યાર. — તમારો મોહન"

સર્વના આરોગ્ય માટે પોતે કેટલી દરકાર લે છે તે બાબતની હમણાં હમણાંના ઘણા કાગળો સાક્ષી પૂરે છે. આ એક વધુ:

૭–૮–'૧૮ "પ્રિય હનમન્તરાવ,

"તમારી તબિયતનું જાણીને દિલગીર થયો. આપણી મોટામાં મોટી ખામી આપણે શરીરને પૂરતી કસરત નથી આપતા એ છે. જ્યારે શરીરને ઓછી કસરત આપી શક્યા હોઈએ ત્યારે ખોરાક હળવો લેવો જોઈએ. તેમાં નાઇટ્રોજન અને ચરબીવાળા પદાર્થ મુદ્દલ ન હોવા જોઈએ. ઘઉં, ફળ, ચોખા અને શાકભાજી એ લેવાથી તબિયત સારી રહે છે. એટલામાંથી પૂરતી શક્તિ ન મળી રહે એવું બને. જ્યારે તેની જરૂર હોય ત્યારે કઠોળનો અને શીંગદાણાનો તેમાં ઉમેરો કરવો. તમે બેંગલોર અથવા નીલગિરિ ન જઈ શકો? જો જઈ શકો તો ત્યાંની સ્ફૂર્તિદાયક હવાથી તમારામાં તાજગી આવી જશે. સ્નાનના ઉપચારોથી અને માનસિક આરામથી તમને થોડો ફાયદો થશે પણ એટલાથી તમારું અસલનું બંધારણ તમે નહીં મેળવી શકો. તમારે તો હજી વધવું જોઈએ.

"દેવદાસ કહે છે કે તમે એના ઉપર બહુ માયા રાખો છો. તમે જતા રહેશો ત્યારે તમારી ખોટ એને સાલશે. તમારી સાથે બીજી ચોપડીઓ લઈ જાઓ તે કરતાં હિંદી ચોપડીઓને પહેલી પસંદગી આપજો.

"તમે જ્યાં પણ હવાફેર માટે જાઓ ત્યાંથી મને લખશો.

સેવક

મો૦ ક૦ ગાંધી"

શંકરલાલનો તાર અનસૂયાબહેન ઉપર. પિટીટ કોંગ્રેસના ચેરમેન નિમાયા. ગાંધીજીને લાવવા જ જોઈએ. તેમને ઉત્તર:

"પૂજ્ય બહેન ઉપરનો તમારો તાર વાંચ્યો. તમે મારી એટલી ચિંતા ન કરો એમ ઇચ્છું છું. તમારો પ્રેમ તમારા ઉદ્‌ગારો કઢાવે છે. હું નહીં આવું કે આવું એ બંનેનું કારણ માત્ર દેશહિત હશે. હું કંઈ રોષથી નહીં આવું

એમ તો નહીં જ બને. મારા 'નહીં' આવવામાં વધારે સેવા છે, એમ જ મને લાગે તોપણ મારે આવવું જ જોઈએ એમ તમે કહેશો?

મોહનદાસના વંદેમાતરમ્"

૯-૮-'૧૮ ગઈ કાલથી મણિલાલ નભુભાઈનાં પુસ્તકો ઉથલાવવા માંડયાં. 'કાંતા' વાંચી નાખ્યું. કહે છે કે સારું નાટક છે. કલ્પકતા છે, પણ અંગ્રેજી ભાવો ઘણા જ છે. જ્યાં ત્યાં અંગ્રેજીના ભણકારા વાગે છે. તરલાનું પાત્ર અંગ્રેજી નાટકોના પાત્ર જેવું છે. વાંચીને 'રિચર્ડ ધ થર્ડ'* અથવા 'મેકબેથ'* યાદ આવે. 'રિચર્ડ ધ થર્ડ' વધારે.

૮મીની રાત્રે ત્રણ કલાક ફર્યા. સાથે દુર્ગા હતી. વિનોદમાં કહેલું "ધરડો છું એટલે મારી સાથે તો તમે ચાલી શકો. આફ્રિકામાં અને વિલાયતમાં હું તેજ ચાલી શકતો, પણ અંગ્રેજ છોકરીઓ મને ટક્કર મારતી." આગળ ચાલતાં પૂછે, ". . .ની વૃત્તિઓ કેવી લાગે છે?" આના ઉત્તરમાં પોણો કલાક વાતો ચાલી. ટૂંકામાં એમણે કહ્યું 'દાસત્વ' વિશેષ. પ્રેસિડેન્ટ ક્રૂગર અને કોર્ટ્સની વાતો ઉપર ચડયા. ક્રૂગરના ઘર આગળથી જતાં પાટુ ખાધેલું તે વાત કરી. આ ઉપરથી ક્રૂગરની વાતો નીકળી. ક્રૂગર વિષે બહુ ઊંચો અભિપ્રાય. મેં બિસ્માર્કની છબી સાથે ક્રૂગરની સરખાવી. તુરત કહ્યું કે "બિસ્માર્ક એને કયાં પહોંચે? બિસ્માર્ક તો મિથ્યાભિમાન અને ક્રૂરતાનું પૂતળું, એને તો પૃથ્વીનું સામ્રાજ્ય લેવું હતું. ક્રૂગરને તો બિચારાને પોતાનો ઘોલક સંભાળી લેવો હતો. અને તેને માટે એણે ભારેમાં ભારે પ્રયત્ન કર્યા. એનો આગ્રહ અને એની નીડરતા તો કોઈમાં નહીં. એની છબીમાંથી એ આગ્રહ દેખાશે. પણ સાથે એ આગ્રહ સૌમ્ય છે એ પણ દેખાશે." ગ્લેડસ્ટનના ફોટો સાથે સરખામણી. "ગ્લેડસ્ટનમાં એ લોખંડી નિશ્ચય જણાતો નથી. અને ક્રૂગર કેટલો સાદો, અને એનું ભૂખ જેવું ઘર, આપણે ચાલીએ છીએ તેવો જ ધૂળ વિનાનો રસ્તો. ભાંગ્યા તૂટયા કઠેરાવાળો માળ, આપણા અનાથઆશ્રમ કરતાંયે નબળું મકાન. એણે આખી જિંદગી ભારે નીડરતાથી ગાળી. બિસ્માર્કનો ત્રાસ કેટલો વર્તતો? અને ક્રૂગરની પાસે તો નાનામાં નાનો માણસ જઈને વાતો કરે. માત્ર એની જિંદગીનું છેલ્લું પગલું હું નથી સમજી શકયો. ઇંગ્લંડ જઈને એ મદદ માગવા ગયો તે."

બીજી વાત પર ઊતર્યા: "હું તમને ઘણી વાર કહેવા ઇચ્છું છું પણ નથી કહ્યું, મને તમારે આપણા કાગળોમાં 'મહાત્મા'નું નામ તો ન જ લગાડવું. એમાં કંઈ અપમાન નથી. વ્રજકિશોરબાબુને પણ તમારે 'મહાત્માજી' ન લખવું. ભલેને

* શેક્સપિયરનાં એ નામનાં નાટકો.

બીજું ગાંધીજી એવું લખેલું કૃત્રિમ લાગે. એમાં વધારેપડતી વિનીતતા રહેલી છે, પારકાંને તો એ ઠીક ન જ લાગે."

દયાળજીભાઈ આવ્યા. આજે સવારે બાર માઈલ ચાલ્યા. હથિયારબંધીના અંકુશો કાઢી નાખવા વાઈસરૉયને કાગળ લખ્યો. તેમાંના મુખ્ય ઉદ્ગારો:

"મારા દિલમાં જે વિચારો ઊભરાય છે તે વાઈસરૉય આગળથી મારે છુપાવવા જોઈએ નહીં. જ્યારે હું લાચાર સ્ત્રીપુરુષોને મળું છું, જેઓ પહેલેથી બિલકુલ લશ્કરી જુસ્સા વિનાનાં નહોતાં, ત્યારે મને વિચાર આવે છે કે આ દશા જોઈને ઊંચા ખવાસવાળા અંગ્રેજોએ પોતાના હૃદયનું સારી પેઠે સંશોધન કરવું જોઈશે."

ફૂલચંદભાઈનો ભારે કાગળ: ખૂબ ખર્ચ થાય છે તેની ઉપર ભારે ટીકા. સાળ ખાતું, શાળા વગેરે પુષ્કળ ખર્ચ ખાઈ ગયાં છે અને ફળ કાંઈ જણાતાં નથી. આશ્રમીઓ પણ ટેક વિનાનાં જીવન ગાળે છે, શિક્ષકો પ્રૌઢ, ચારિત્રશીલ નથી, વગેરે વગેરે. પ્રવૃત્તિઓ ખૂબ સંકોચી નાખવી જોઈએ.

એને ઉત્તર:

"તમારી ટીકા હું માગતો જ હતો. આટલો વખત તમે લીધો એ પણ ઠીક ન થયું. ઘણે ભાગે તમારી ટીકા વાજબી છે. આવું એ આશ્રમ હું કાઢત નહીં તો કંઈ જ ન થાત તેમાં સારા માણસો ભરાય એ લાલચ રહેલી છે. સારા માણસો પણ દોષભર્યા છે એ આશ્રમમાં થયેલી ભૂલો સિદ્ધ કરે છે, આશ્રમની ત્રુટીની સાક્ષીરૂપે છે. જો મગનલાલ ન હોત તો આશ્રમની સ્થાપના ન થાત. મગનલાલની ત્રુટી તે મારી ત્રુટીઓની સાક્ષી છે. હું પણ શિખાઉ છું, એ મેં જ્ઞાનપૂર્વક કહેલું છે. આશ્રમના પ્રયોગો મારો વિનોદ છે ને મારા અખતરા છે. અખતરામાં ભાંગફોડ હોય જ. તેમાંથી મૂળ વસ્તુ મળશે. તે શોધનારને જ મળશે. તમારા જેવા હંમેશાં પ્રાણવાયુનું કામ કરશે તો કાર્બોનિક ઍસિડ ગૅસ દૂર કરી શકાશે. તે ગૅસ હંમેશાં ઉત્પન્ન થશે. તેને હંમેશાં પ્રાણવાયુ શુદ્ધ કરશે જેવું પિંડ તેવું જ બ્રહ્માંડ છે તમે જે ઉદ્ગારો મારી પાસે કાઢ્યા છે તે મગનલાલની પાસે, શિક્ષકોની પાસે કાઢો એટલે કામ પાટે ચડશે. તમે કાયર ન થાઓ એ ઇચ્છું છું. તમારી ટીકા તમને સજ્જડ બનાવે અને મેલ કઢાવવામાં કટિબદ્ધ કરે તો એ બહુ ફળદ્રુપ થઈ પડે તમારી ટીકાથી તમારે નિરાશ ન થવું ઘટે.

"હવે આપણે પુસ્તકાલય નથી બનાવવાના. નિશાળના મકાનને વાર છે. મારી ઇચ્છા છાત્રાલય ચણીને બેસી રહેવાની છે. આપણો આપણો સમાસ થાય એટલું ચણતર સાળઘરમાં કરી લઈશું. શિક્ષકોના ખર્ચ વિના ન જ ચાલે

એમ જોઉં છું. નવા તો ભેળા નથી કરવા. એક કે બે બીજા જોઈએ એમ જણાય છે. વણવાનું ને ખેતીનું કામ દાખલ થયું, કેમ કે આપણે ચર્ખાંતર કરવાનું હતું. જમીન વધારે લેવાઈ એ મને સાલતી નથી. મને આપણું વણાટકામ સાલે છે. તેનો હિસાબ દીવા જેવો જોઈએ જ. તેની દેખરેખ પૂરી જોઈએ જ. અને તે જ કારણસર મગનલાલને બહાર કાઢ્યા છે.

"આપણે ધોતિયાં સાડીનો વણાટ પણ જોઈશે જ. એ વસ્તુની જરૂર છે. જે વર્ગ એ લે છે એમાં ગરીબ પણ છે. સૌંદર્યનો બીજા પાસે છેક ત્યાગ નહીં જ કરાવી શકાય. ખાદીને આપણે ભૂલવી નથી. આપણી મુરાદ તો એવી છે કે ખાદીના વણનાર માત્રને હાથ કરીએ. આ પ્રયાસમાં કંઈક પૈસો જાય પણ ખરો.

"મેં તમને દુઃખ પહોંચાડ્યો કાગળ લખ્યો છે. તમે એક પક્ષ આપ્યો છે, મેં જેવો જોઈએ તેવો બીજો પક્ષ આપ્યો છે.. બન્ને ખરા છે. ગુણોના ત્રાજવાને એક જ ચારિત્રવાન પુરુષ વજનદાર કરી શકે છે. તે ચારિત્રબળ તમે કેળવો ને વાપરો એમ ઇચ્છું છું.

"જ્યાં ભૂલ જોઈએ ત્યાં જરૂર સુધારીએ. જે આપણાથી ન કરી શકાય તે જરૂર સંકેલીએ. તેવું દક્ષિણ આફ્રિકામાં કર્યું, ચંપારણમાં કર્યું. અહીં પણ યોગ્ય લાગે તો કરશું. આટલું લખી નાખ્યું છે, પણ વાતો તો કરવાની જ રહે છે.

મોહનદાસના વંદેમાતરમ્"

શ્રી દેવધરને:

"મિસ વિન્ટરબૉટમ ઊંચા સંસ્કારવાળાં વૃદ્ધ બાઈ છે. ઘણી નૈતિક હિલચાલોમાં તે આગળપડતો ભાગ લે છે. અલબત્ત પોલાક ત્યાં તમારા ભોમિયા, મિત્ર અને સલાહકાર બનશે. રાજદ્વારી પ્રવૃત્તિને અંગે જે અંગ્રેજોને હું ઓળખું છું એ સઘળાની પાસે એ તમને લઈ જશે. કદાચ તે ભૂલી જાય તે માટે પહેલેથી તેમને યાદ દેવડાવશો કે બર્નાર્ડો હોમ નામની વિવિધ ઉદ્યોગો શીખવનારી શાળા અને એવી બીજી સંસ્થાઓ જોવા લઈ જાય. કેટલીક સંસ્થાઓ છેક નજીકથી જોતાં તમને ન પણ ગમે. પણ તમારે તો બધી જ ટીકાકારની નજરે જોવી. ચળકતું દેખાય તે બધું સોનું નથી હોતું.

"તમારો પ્રવાસ સુખરૂપ અને આનંદમય નીવડો અને તમે કુશળક્ષેમ પાછા આવો. હું આશા રાખું છું કે શ્રીમતી દેવધરની તબિયત સારી થઈ ગઈ હશે.

સેવક

મો૦ ક૦ ગાંધી"

એક જણે ખોરાકના સંબંધમાં કાગળ લખ્યો હતો. તેને વિસ્તૃત ઉત્તર·

"આપ મેરા પુસ્તક ફિર પઢ લેંગે તો બહુત પ્રશ્નોંકા ઉત્તર ઉસમેંસે હી મિલ જાયગા, જૈસા કિ કૌનમેં ફલ ખાના.

"તૈલાદિકા પ્રયોગ મુશ્કિલ બાત હૈ. મેરા અનુભવ ઐસા હૈ કિ આવા ઔસમે જ્યાદા નહી ખાના ચાહિયે. ઓલિવ ઓઈલ ઇસ મુલ્કમેં નહી પા સકતે ઇસકે અવેજમે તિલકા તેલ ઠીક હૈ, પરંતુ ઓલિવકે જૈસા કેવલ નિર્દોષ નહી હૈ. ખજૂર ઔર મુંગફલી કર્કશ હૈ હી, પરંતુ ઉન ચીજોંકા હી ખુરાક બનાનેમે ઉનકી ઠીક બરદાસ હો સકતી હૈ બાદામ બહોત કમતી ખાના ચાહિયે દૂધકી બની હુઈ બહુત ચીજે ખાનેમે ઠીક નહી હૈ, અમરૂદ ઇ૦ કે સાથ મુંગફલી ખાનેસે ઠીક નિર્વાહ હો સકતા હૈ બાદામકી ગર્જ મુંગફલી નહી દે સકતી હૈ ગેહૂં એક પ્રમાણસે ફલ હૈ પરંતુ મેરે પુસ્તકમે કેવલ પારિભાષિક પ્રયોગ કિયા હૈ ઔર ઉસકી ખસૂસ વ્યાખ્યા દી ગઈ હૈ મેરે પુસ્તકમે ફલોંકી અપેક્ષા તરકારી કે લિયે કુછ લિખા હોગા, લેકિન મૈં દેખતા હૂં હિંદુસ્તાનમે તરકારી આવશ્યક હૈ દ્વિદલ પચનેમે કઠિન હૈ જ્યાદહ અનુભવ લેનેમે હિંદુસ્તાનકે લિયે મેરી યહ રાય હૈ કિ હિંદુસ્તાનમે સબસે અચ્છા આહાર ગેહૂં ઔર તરકારી હૈ જિસકો જ્યાદહ શારીરિક મહેનત કરની પડતી હૈ વહ ભલે દ્વિદલકા ભી પ્રયોગ કરે ધાર્મિક દૃષ્ટિસે દૂધકે લિયે મૈને બતાયા હુઆ અભિપ્રાય કાયમ હૈ લેકિન શારીરિક દૃષ્ટિસે ઔર હિંદુસ્તાનકી પરિસ્થિતિમે દૂધકા ત્યાગ અશક્ય લગતા હૈ મૈંને કઈ બરસોંસે દૂધકા ત્યાગ કિયા હૈ ઔર આજન્મ નહી ખાનેકી પ્રતિજ્ઞા હૈ પરંતુ દૂસરોંકો મૈં દૂધ છોડનેકી સલાહ તબ તક નહી દે સકતા, જબ તક દૂધકે જૈસી ગુણવાન વસ્તુ મેરે હાથમે નહી આઈ હૈ મેરી ઉમ્મીદ થી કિ તિલસે, ઔર મુંગફલીસે નિર્વાહ હો સકેગા, એક પ્રકાર નિર્વાહ હો સકતા હૈ, પરંતુ દૂધકે મુકાબલેમે ઉસમે થોડી ત્રુટિ હૈ

"આપકો મેરી યહ સલાહ હૈ યદિ આપકા શરીર આરોગ્યવાન હો તો ગેહૂં, દૂધ, ચાવલ, ઇ૦ વસ્તુકા સામાન્ય ઉપયોગ કરના એકાદશીકે દિનોમે જિતના સ્પષ્ટ મિલ સકે ઐસે ફલો પર નિર્વાહ કર લેના, શારીરિક પ્રકૃતિ અસ્વસ્થ હોનેકે સમય ઉપવાસ કરના ઔર હંમેશ બડી ફજરમે કમસે કમ દસ મિલ ચલનેકા વ્યાયામ કરના એક પ્રશ્નકા ઉત્તર રહ ગયા તેલકી અવેજમેં તિલાદિક હી ચબા લેના એકદમ ઠીક હૈ ચીકટ પદાર્થસે ભરી હુઈ વસ્તુ દો તિન રુપયે ભારસે જ્યાદે ખાનેમે હાનિકા સંભવ રહતા હૈ નિમકકા સર્વથા ત્યાગ કરનેકી અપેક્ષા વરસમે દો તીન માસ તક કરના ઉચિત લગતા હૈ તીન દિનસે મૈં નિમક ખાનેકી અસર મેરે શરીર પર દેખ રહા હૂં મહિને દો મહિનેકે બાદ આપ ખત લિખોગે તો મૈં મેરા અનુભવ દે દૂંગા

આપકા

મોહનદાસ"

આ પછી મ્હે કે મારા પુસ્તકની પુરવણી છાપવી પડશે એમ લાગે છે મારું પુસ્તક પણ બધા વાંચે એમ નથી ઇચ્છતો, લોકો એનો ઊંધો ઉપયોગ કરે છે

થોરો ઇમર્સનને ચડી જાય ઇમર્સનના લખાણમાં દ્વીદુધિયાપણું જોઉં છું થોરોના વાક્યેવાક્યમાંથી અગ્નિ ઝરે છે 'સત્તાની સામે થવાની ફરજ' (On the duty of civil Disobedience)નું રોજ પારાયણ કરવું જોઈએ ગમે તે વખત વાંચો તોયે એનો રસ નહીં ખૂટે

સુરેન્દ્રનાથ બેનરજીનો તાર : 'વર્તમાન રાજકીય પરિસ્થિતિ જોતાં કૉંગ્રેસની ખાસ બેઠકમાં હાજરી આપવી કે તેનાથી અળગા
૧૦-૮-'૧૮ રહેવું એ ખાસ વિચારણા અને તાત્કાલિક નિર્ણય માગી લે છે જુદા જુદા પ્રાંતના નેતાઓની ખાનગી પરિષદમાં ૧૬મી ઑગસ્ટે કલકત્તા આવવા તમને આમંત્રણ આપું છું '

તેમને તાર કર્યો અને નીચેનો ઉત્તર આપ્યો

૧ 'પ્રિય ભાઈ બેનરજી,

'અહીં હું અત્યારે લશ્કરભરતીના કામમાં રોકાયેલો છું ત્યાં અમદાવાદથી રવાના કરેલો તમારો તાર મને મળ્યો મારે કલકત્તા આવવું એટલે જવા આવવામાં જ ઓછામાં ઓછું એક અઠવાડિયું જાય મારે મારું કામ સંતોષકારક રીતે કરવું હોય તો આટલો લાંબો વખત ગેરહાજર રહેવું મારે માટે અશક્ય છે વળી અત્યારે તો મારાથી ગેરહાજર રહેવાય એમ જ નથી કારણ હમણાં જ સરકાર પાસેથી મને ખબર મળી છે કે ગુજરાતમાં લશ્કરી તાલીમ કેન્દ્ર ઉઘાડવાની અને ગુજરાતની એક લશ્કરી ટુકડી બનાવવાની મારી દરખાસ્ત તેમણે સ્વીકારી છે તમે સંમત થશો કે આ કામ હું છોડી શકું નહીં

'પણ હું આવી શકું એમ હોય તોપણ ત્યાં હું બહુ મદદરૂપ થઈ શકીશ એમ મને લાગતું નથી હું આ બાબતમાં બહુ કડક અને કદાચ વિચિત્ર લાગે એવા વિચારો ધરાવું છું જેની સાથે મોટા ભાગના નેતાઓ સંમત ન થાય હું દૃઢતાપૂર્વક માનું છું કે બીજું બધું છોડીને આપણે લશ્કરભરતીના કામમાં જ મંડ્યા રહીએ તો વહેલું નહીં તો એક વરસની અંદર આપણને પૂર્ણ જવાબદાર રાજ્યતંત્ર મળી જાય વળી આપણા તદ્દન અજ્ઞાન દેશબંધુઓ પરાણે લશ્કરમાં ભરતી થતા દેખાને બદલે આપણે હોમરૂલરોનું એક લશ્કર ઊભું કરી શકીશું તેઓ દેશને માટે લડાઈમાં જાય છે એ જ્ઞાનથી રાજીખુશીથી સિપાઈઓ બનેલા હશે તેની સાથે જ હું માનું છું કે આપણે મૉન્ટેગ્યુ ચેમ્સફર્ડ યોજના વિષે આપણો અભિપ્રાય અસંદિગ્ધ ભાષામાં પ્રગટ કરવો જોઈએ આપણી યોજનામાં

ઓછી માગણીઓ નક્કી કરીને કોઈ પણ ભોગે તેનો અમલ કરાવવા પ્રયત્ન કરવો જોઈએ મારો અભિપ્રાય એવો છે કે યોજના મઝમા સારી છે જોકે તેમા ખૂબ ફેરફાર કરવાની જરૂર છે એ બાબતમા સર્વસમત નિર્ણય ઉપર આવવાનુ આપણે માટે મુશ્કેલ હોવુ જોઈએ નહી હુ ઇચ્છુ કે દેશમા એક પક્ષ એવો ઊભો થાય જે કેવળ આ બે વાતોને જ વરેલો હોય — એક તરફથી યુદ્ધ ચલાવવામા સરકારને મદદ કરવી અને બીજી તરફથી રાષ્ટ્રીય માગણીઓનો અમલ કરાવવો

“હુ માનતો નથી કે અત્યારના જેવા કટોકટીને વખતે કહેવાતા ગરમ પક્ષ અને કહેવાતા નરમ પક્ષ વચ્ચે એકબીજાની તરફેણમા થોડીઘણી બાંધછોડ કરીને થાગડથીગડ સુલેહ થાય તેથી આપણે સતોષ થવો જોઈએ દરેક મડળે અથવા તો પક્ષે પોતાની નીતિની સ્પષ્ટ વ્યાખ્યા કરી જોઈએ એમ ઇચ્છુ પછી સ્વાભાવિક રીતે જ જે પક્ષ પોતાના દેશના આતરિક ગુણને લીધે અને અવિરત આદોલનને લીધે દેશમા બળવાન બનશે તે હાઉસ ઓફ કૉમન્સ આગળ પોતાનો કક્કો ખરો કરાવી શકશે

સત્યાગ્રહમાં હું આવ્યો છું. તેઓ પાસે કશું નથી. એશામાં સરકારની જુલમી મહેસૂલ પદ્ધતિએ એક વખત જે લોકો આબાદ અને શક્તિશાળી હતા તેમને હાલહવાલ કરી નાખ્યા છે. ચંપારણમાં તો નીલવરોએ લોકોનું લોહી જ ચૂસી લીધુ છે. તમે નિમકવેરામાં વધારો કરવાની વાત કરો છો અને મારા શરીરમાં કંપારી છૂટે છે. આ કરને લીધે લોકોની શી દશા થાય છે એ જો તમે જાણો તો તમે જ કહો કે 'બીજું જે થવાનું હોય તે થાઓ પણ આ કર તો આજ ને આજ જવો જોઈએ.' એ કર બહુ ભારે છે તેથી ત્રાસદાયક છે એમ નથી, પણ મીઠાના ઇજારાએ મીઠાની કિંમત કૃત્રિમ રીતે વધારી મૂકી છે અને ગરીબ લોકોને વાજબી કિંમતે મીઠું મળવું બહુ મુશ્કેલ થઈ પડ્યું છે. એમને તો પાણી અને હવાના જેટલી જ મીઠાની જરૂરિયાત છે.

"આ નોંધ પ્રગટ કરવા સંબંધમાં મારો અભિપ્રાય એવો છે કે એ પ્રગટ કરવી જોઈએ નહીં. સુધારકોને સરકાર ઉપર વિશ્વાસ રહ્યો નથી. તેમને લાગે છે કે અત્યારે પણ લોકોની સાથેના વ્યવહારમાં તે પ્રમાણિક નથી. આ એક વિચિત્ર ઘટના છે અમારો તમારી ઉપર વિશ્વાસ નથી અને છતાં તમારી અમને જરૂર છે. તે જનાવે છે કે લોકોને જે અન્યાય થયો છે તેનું તેમને ભાન છે, પણ તેનો ઉપાય કરવાની તેમનામાં જરાય તાકાત નથી. રાષ્ટ્રની ગુલામી પાકે પાયે થઈ ગઈ છે. અંગ્રેજોએ ઇરાદાપૂર્વક આમ કરવા નહીં ધાર્યું હોય, પણ તેમનો એવો ઇરાદો હોત તોપણ તેઓ આથી વધારે કરી શકત નહીં. હું ઇગ્લંડને વળગી રહ્યો છું તેનું કારણ એટલું જ છે કે હું માનું છું કે એ હાડે ખરાબ નથી વળી હું એ પણ માનું છું કે હિંદુસ્તાન દુનિયાને પોતાનો સંદેશો ઇગ્લંડ મારફત વધારે સારી રીતે આપી શકશે. બીજી તરફથી હિંદુસ્તાનને નિઃશસ્ત્ર કરવાનું ઇગ્લંડનું કૃત્ય, તેમની અપમાનભરી અને અમને બિલકુલ ભાગ નહીં લેવા દેનારી લશ્કરી નીતિ, અને હિંદુસ્તાનના ધનનું અને કળાનું અંગ્રેજોના વેપારી લોભની વેદી ઉપર અપાયેલું બલિદાન, એ બધાને હું એટલું ધિક્કારું છું કે મારામાં પેલી શ્રદ્ધા ન હોત તો હું ક્યારનોય બળવાખોર બન્યો હોત

"મારી ઇચ્છા તમને લાંબો કાગળ લખવાની નહોતી પણ મારી કલમ રોકી રહી જ નહીં.

સેવક

મો૦ ક૦ ગાંધી"

હૉર્નિમેને માનવદયા પરિષદ (હ્યુમેનિટેરિયન કૉન્ફરન્સ) ની સ્વાગત સમિતિના પ્રમુખ થવાની વિનતી કરી, તેમાં લખેલું કે કોઈ પણ કારણસર
૨૨-૮-'૧૮ તમે ના ન પાડો એટલું કહેવા આ લખું છું. તેને ઉત્તર.
"તમારો મોકલ કાગળ મળ્યો. જોકે એ તા. ૮મીનો

લખેલો છે, છતાં મને ગઈ કાલે જ પહોંચ્યો. મને લાગે છે કે આ બહુ ખેંચના વખતમાં ટપાલખાતાનું રેઢિયાળપણું આપણે નભાવી લેવું પડશે. ખરે જ મને તો લશ્કરભરતીનું ગાંડું લાગ્યું છે. હું બીજું કશું કરતો નથી, બીજું કશું વિચારતો નથી, બીજા કશાની વાત કરતો નથી. એટલે લશ્કરી ભરતી સિવાયના બીજા કશા કામમાં પ્રમુખપદ લેવા મને યોગ્ય માનતો નથી. તમે મને માફ કરશો.

સેવક

મો૦ ક૦ ગાંધી"

હિંદુ સ્ત્રીમંડળનાં સેક્રેટરી બહેન રસિકમણિ તરફથી વાર્ષિક સમારંભ વખતે અને દાદાભાઈ જયંતી વખતે પ્રમુખસ્થાન લેવાને બાને નિમંત્રણ. તેને ઉત્તર, એક વાર મિસિસ ડેરોથી એરુન્ડેલને લખેલો તેવો:

"મારી ધર્મપત્ની ઉપરનો આપનો કાગળ હું કાલે જ વાંચી શક્યો, જેથી આપને જવાબ લખવામાં થોડી ઢીલ થઈ છે. માફ કરશો. અમે બંને જોકે સ્વતંત્ર, એક સરખા હક ભોગવનારાં છીએ તોપણ સગવડને ખાતર અમે અમારા ક્ષેત્રના વિભાગ પાડ્યા છે. વળી, અમે જ્યારે પરણ્યાં ત્યારે તો મારી ધર્મપત્નીને કાંઈ જ અક્ષરજ્ઞાન ન હતું. ઘણી મહેનતે થોડું આપ્યું, પણ અનેક કારણોને લીધે સંતોષ થાય એટલું નથી આપી શક્યો. તેથી આપની દરખાસ્તનો સ્વીકાર નથી થઈ શકતો. મારી ધર્મપત્ની ખુરશીએ બેસીને ભાષણ વાંચી દે એમ લાગતું નથી. પોતે પોતાનુ ભાષણ તૈયાર નહીં જ કરી શકે. આપની પ્રવૃત્તિઓ વિષે એને કાંઈ જ્ઞાન નથી, કે મોઢેથી પણ કાંઈ સમજાવી શકે. એટલે લાચારીથી અમો બંને આપ સૌ બહેનોની માફી માગીએ છીએ.

મોહનદાસના વંદેમાતરમ્"

"ભાઈશ્રી ફૂલચંદ,

"કાલે ઘણી અગત્યની વાત આપણે કરી, અને જો એક પણ માણસ ખંત રાખીને મારી સૂચનાઓ અમલમાં મુકાવે તો તમે જે દશા આશ્રમને વિષે ઇચ્છો છો અને જે તદ્દન યોગ્ય છે તે દશાને આપણે તરત જ પહોંચીએ. એવા પુરુષ અત્યારે તમે છો. તરતોતરત સભાઓ ભરીને નિકાલ કરી નાખજો.

"મેં કાલે પોણા છ વાગ્યા સુધી ઠહાપણ વાપર્યું અને આરોગ્યની મૂડી એકઠી કરી. પોણા છ વાગ્યે ધ્રૂજતાં ધ્રૂજતાં મેં ઉપવાસ છોડ્યો, અને મહા દુઃખ વહોરી લીધું. ખાવામાં પણ મર્યાદા નહીં જાળવી, એટલે ઘેંસ ખાધી. જો માત્ર શાકનું જ પાણી પીધુ હોત તો જે દુઃસહ પરિણામ આવ્યું તે તો ન જ આવત. આજે મારામાં હલવાની કે ચાલવાની તાકાત નથી. લગભગ ચસડાઈને પાયખાને

જવુ પડે છે અને ત્યાં વમળ એવાં આવે છે કે ચીસો પાડવાનું મન થઈ જાય હું આટલું દુ ખ ભોગવતો છતાં અત્યંત રાજી થઈ ગયો છુ તુરતોતુરત અપાયેલી યોગ્ય શિક્ષાનો પૂરો ચિતાર મળી રહે છે મને ખાતરી છે કે પોણા ૫ વાગે મારુ દર્દ શાંત થઈ જશે મે ભૂલ કરી ખાધુ તો જે વખતે ખાધુ ત્યારથી ૨૪ કલાક સુધીની કઈ સજા ભારે ગણાય નહી અને એની થોડી સજા પણ આજ ઉપવાસ કર્યો છે તેથી મારી ચિંતા કરવાની કશી જરૂર નથી હું આવતી કાલે દુ ખમાથી તો તદ્દન મુક્ત થઈશ એમ માનુ છુ અને જો ખાવામાં બેખબર નહી થાઉં તો ત્રણ ચાર દિવસમા હતો તેવો થઈ જવાનો

મોહનદાસના વન્દેમાતરમ્"

સોમવારથી શનિવાર સુધી ભયંકર માંદગી સખત મરડો. શનિવારે કઈક આરામ જણાયો 'ગાર્ડિયન મા આવેલુ કે, 'હજી લશ્કર

૧૭ ૮–૧૮ ભરતીનું નામ કરી શકે છે', એ સાભળીને માગજો લખાવવા શરૂ કર્યા વાઈસરોયને લાબો તાર, ગવર્નરના આઈવેટ સેક્રેટરીને કાગળ કવેમ્બરને કાગળ અને બીજા કાગળો

"ચિ દેવદાસ,

"આજે તબિયત આરામમા સારી ગણાય હજુ ખાટલો તો રહેશે જ દુ ખ ખડુ ભોગવ્યુ છે વાક કેવળ મારો જ હતો એમા જરાયે અતિશયોક્તિ નથી સજા ગુનાના પ્રમાણમા થઈ છે મારી ચિંતા જરાયે ન કરજો મારી ચાકરીમા કશી ઊણપ રહેતી નથી એક ચીજ કરવાને દશ ઉત્સુક બેઠેલા હોય છે, અને સૌ પોતાનો અસીમ પ્રેમ રેડી રહ્યા છે, એટલે તમે મને સ્વાભાવિક રીતે યાદ આવો છો પણ તમારી ગેરહાજરીની ખામી મને જણાયેલ નથી તમારા ત્યાંના કામમા ગૂથાઈ રહેવામા તમારી પૂરી ચાકરી છે અને એવો આપણો મગ્રુ નિયમ છે કોઈ પોતાને સ્થાનેથી માંદગીના કારણસર પણ વિમુખ થઈ શકતો નથી એ મહાન નિયમનું આપણે જ્ઞાનપૂર્વક પાલન કરવાનુ છે આવા દારુણ દુ ખમા પણ મારા આત્માની શાંતિ મે એક ક્ષણભર પણ ખોઈ હોય એવો આભાસ આવતો નથી મા અડી પહોચી ગઈ છે આપણે ઉમેદ રાખશુ કે થોડા દિવસમા હુ હતો તેના કરતા વધારે નીરોગી અને આરોગ્યવ્રતનો વધારે પૂર્ણપણે પાલન કરનાર થઈશ

બાપુના આશીર્વાદ"

ચેરમેન થવાનુ કબૂલ કરવા સબધી પિગોટની શરતો જમનાદાસે બોમ્બિમા ન કહી અને બહાર પડાવ્યુ કે કબૂલ છે પાછળથી બચાવ કર્યો તે પ્રસગને ઉદ્દેશીને તેમને પત્ર એક વાર લખ્યા હતા કે આ વસ્તુ આપણને શરમાવનારી છે

"ભાઈશ્રી જમનાદાસ,

"મારી તીવ્ર ઇચ્છા છતાં અતિશય વ્યાધિને લીધે તમને હું વહેલો કાગળ નથી લખી શક્યો, ને આજે પણ લખાવવો જ પડે છે. હજી હું પથારીવશ છું. પણ કાગળો લખાવવા જેટલી સ્થિતિએ પહોંચ્યો છું. મારી તબિયત દિન સુધારા ઉપર છે. એટલે ચિંતા રાખવાનું કશું કારણ નથી.

'તમારો કિસ્સો સાંભળીને મને અતિશય દુ:ખ થયું. હેતુની શુદ્ધતાથી અસત્ય તે સત્ય થઈ શકતું નથી. જેમ શાહુકાર (?)ની એક જ નજર કહેવાય છે તેમ સત્યનો પણ એક જ માર્ગ છે. જેમ ચોરની ચાર આંખ કહેવાય છે તેમ અસત્યના અનેક માર્ગ હોય છે. એ અનેક માર્ગની જાળમાં ફસાયેલો પુરુષ નષ્ટ થાય છે. અને જો તે વાલી (ટ્રસ્ટી) હોય તો પોતે જેની રક્ષા કરવા નિમાયેલો છે તેનો પણ નાશ કરે છે. આ સિદ્ધ થયેલું તમે તમારા અને બીજાઓના સેંકડો અનુભવોમાંથી જોઈ શકશો. સત્યથી કોઈને પણ હાનિ થઈ છે તેવું આજ લગી બન્યું નથી, હવે પછી બનનાર નથી. એ ધોરી માર્ગને તમે કેમ છોડશો, કેમ છોડ્યો?

મોહનદાસના વંદેમાતરમ્"

આનંદશંકરનો ચિંતા દર્શાવનારો મારા ઉપર પત્ર. દવા કેમ નથી વપરાવતા એ પ્રશ્ન. તેમને પોતે જ ઉત્તર આપ્યો:

"ભાઈશ્રી આનંદશંકરભાઈ,

"મારે વિષેની આપની ચિંતા આપનો પ્રેમ સૂચવે છે. મારી સ્થિતિનો આબેહૂબ ચિતાર આ છે: મેં સોમવાર અને મંગળવાર સુધી અસહ્ય, અથવા એથીયે આકરું વિશેષણ વાપરી શકાય તો તેવું દુ:ખ ભોગવ્યું. એ બે દહાડા લગભગ બેભાન જેવી સ્થિતિમાં રહ્યો. અને આખો વખત બરાડા પાડવાની ઇચ્છા થયાં જ કરી. બહુ જોરથી બરાડાને દબાવી શક્યો છું. બુધવારે પ્રમાણમાં શાંતિ હતી. અને ત્યાર પછી ઉત્તરોત્તર ઠીક થતું ગયું છે. નબળાઈ અત્યંત છે એટલે હલાચલાય તો શાનું? થોડા દિવસ ખાટલો તો ભોગવવો જ પડશે. પણ અંતે કુશળ જોઉં છું. આમ છે એટલે આપે ઉઠાવેલો દવાનો પ્રશ્ન બાજુ ઉપર રહી જાય છે. દવા વિષેના મારા વિચારો જાણવા જ હશે તો કોઈ દિવસ હું જરૂર જણાવીશ. ગમે તે દાક્તર આટલું કબૂલ કરશે કે મારા જેવા દરદનો નિકાલ આટલા ઓછા સમયમાં બીજી રીતે લાવવો લગભગ અશક્ય હતો. આપને નિશ્ચિંત કરવાને સારુ પૂરતી હકીકત લખી છે.

"આપનો નિર્ણય હું વાંચી ગયો છું. મજૂરો વર્ષાની માફક રાહ જોઈ રહ્યા હતા, તેઓને હવે શાંતિ મળશે. હું પણ રાહ તો જોઈ રહ્યો હતો.

જોકે તેઓને પાત્રીસ ટકા મળતા શરૂ થઈ ગયા હતા તોપણ આપના નિર્ણયથી તેમની સ્થિતિને સારો ટેકો મળવાનો છે એ હું માનતો હતો

"દરદના કારણ વિષે આપને લખવું જોઈએ. આશ્રમમાં ઘણી વાર એક ભજન ગાઈએ છીએ, તેની એક લીટીનું મનન મારી પથારીમાં મે ઘણી વાર કર્યું. શ્રીકૃષ્ણ ઉદ્ધવને કહે છે.

ઊધો કર્મનકી ગત ન્યારી

"ખરુ છે કે આપણે તો એમ જ ગાઈ શકીએ, કારણ કે ઘણી વાતોને વિષે આપણી અજ્ઞાનતાનો પાર નથી પણ હકીકતમા કર્મની ગતિ ન્યારી નથી એ તો તદ્દન સીધી અને સહેલી છે જેવું વાવીએ તેવું જ લણીએ કરીએ તેવુ જ પામીએ આ દરદમા મારો પોતાનો વાક હુ ડગલે ડગલે જોઈ શકુ છુ મારે કબૂલ જ કરવું જોઈએ કે મને કુદરતે ઘણી ચેતવણીઓ આપી હતી મે ન ગણકાર્યા જેવુ કર્યું ભૂલ ઉપર ભૂલ કરતો ગયો પહેલી ભૂલની સજા મળી, બીજી ભૂલની સજા વધી એમ ઉત્તરોત્તર ન્યાયપૂર્વક સજાનો વધારો થતો ગયો હુ બારીકીથી જોઈ શકુ છુ કે કુદરતના જેવુ કોઈ દયાળુ છે નહી કુદરત એ ઈશ્વર છે ઈશ્વર એ પ્રેમ છે અને ભૂલને સારુ પ્રેમના દંડ થયા જ કરે છે હુ આ માદગીમા બહુ શીખી રહ્યો છુ આપનો

મોહનદાસ"

ખેડાના સબંધમા ઘણે દહાડે એટલે જૂનમા લખેલો ગોકળદાસભાઈનો કાગળ ઑગસ્ટમા આવ્યો તેમાના મુખ્ય વાક્યો

"મારે કબૂલ કરવુ જોઈએ કે તમારા જેવા ઊચા લોહચુંબકની શક્તિવાળા આગેવાનની નેતાગીરી નીચે થયેલી ખેડાના ખેડૂતોની સગઠનશક્તિનો ક્યાસ મે બહુ નીચો બાધ્યો પૈસાના લાભની દૃષ્ટિએ જોઈએ તો પરિણામ ભલે મોટુ ન ગણાય પણ હુ જાણુ છુ તે પ્રમાણે ખેડા જિલ્લા જેટલો બીજા કોઈ પણ જિલ્લામા સત્તાનો આદર અને સત્તાની મૂર્તિપૂજા થતા ન હતા એ મૂર્તિને એના પોતાના જ મદિરમા તમે ભાગી નાખી છે અને એની અદર રહેલી કુરૂપતાઓ ઉઘાડી પાડી છે એમ કરીને તમે દેશની બહુ ભારે સેવા બજાવી છે લોકોને બતાવી આપ્યું કે સત્તાની ખરી જડ ક્યા છે તેના જેવું મોટુ કામ બીજુ એકે નથી હુ માનુ છુ કે તમે જે પાઠ શીખવ્યો છે તે સરકાર તથા લોકો જલદી ભૂલી જશે નહીં"

આ ઉદ્ગારો સાથે વિલિગ્ડન સાહેબ ગયા ત્યારે કાઉન્સિલમા ગોકળદાસે આપેલુ ભાષણ સરખાવો કેટલા ફરી ગયા? ખેડા સંબંધે કેટલી ખોટી હકીકતો પ્રગટ કરી?

એમને ઉત્તર

"સુજ્ઞ ભાઈશ્રી,

"આપનો જૂન માસનો લખાયેલો કાગળ વીર કૉન્ફરન્સનુ સરનામુ હોવાથી બે દિવસ પહેલા જ મળ્યો એટલે આપ સમજી શકશો કે આપને કેમ મારા તરફથી પાવતી સરખી પણ ન મળી જોકે આપનો પત્ર મારા હાથમા તો આટલો મોડો આવ્યો છે છતા તેની કિંમત મારે મન તેની ને તેની જ છે આપની પ્રસન્નતાનો ભૂખ્યો હુ હમેશા હોઉ જ તે મને મળી છે, અને એ હું મારુ સદ્‌ભાગ્ય સમજુ છુ ખેડા જિલ્લાની રૈયત ઘણા કામ કરવાને શક્તિમાન છે, એમ મે અનુભવ્યુ છે તે સ્ત્રીપુરુષોના જાહેર સબધમા આવી હુ ઘણુ શીખ્યો છુ અને શીખી રહ્યો છુ. આપ કુશળ હશો

મોહનદાસના વંદેમાતરમ્"

મનસુખલાલ રવજીભાઈનો હાલની પરિસ્થિતિ ઉપર એક કાગળ તેમને જવાબ

"ભાઈશ્રી મનસુખલાલ,

"તમારો પત્ર આજે મળ્યો હુ તો અત્યારે સખ્ત બીમારીમા ઘેરાઈ રહેલો છુ પથારીવશ છુ, વ્દાચ છૂટી જઈશ મારા પોતાના ઉપચારો ચાલુ જ છે મન સંપૂર્ણતાએ શાંત છે દર્દ મારી મૂર્ખાઈ વડે જ થયુ છે એ જ્ઞાન વડે, થતુ દુ ખ ઓછુ લાગે છે

"શિક્ષિત યુવાન વર્ગની દશા આ સમે દયામણી છે એમ હુ માનુ છુ કોઈ પણ ઉપાયે એ વર્ગને હું સુપ્રવૃત્ત કરી શકુ તો અત્યારે ચ્હુ એમ છુ પણ આ સમય નથી એમ મને ભાસે છે તે વર્ગ પોતે મોહ સ્વયભૂ ગોથા ખાય છે તિલકનીતિ અને બેસંટનીતિથી એ લોકોને તે સ્વયભૂ (?) કોઈ પણ મળે ન વાળી શકે એ મારો દૃઢ અભિપ્રાય છે એ મને વ્યક્તિ રાજપ્રકરણી વિષયમા નીતિનો ત્યાગ કરે છે એટલુ જ નહીં, એ ત્યાગને કોઈ વેળા ઇષ્ટ માને છે શઠ પ્રતિ શાઠ્ય એ તેઓએ જ્ઞાનપૂર્વક ઉઘાડી રીતે સ્વીકારેલુ સૂત્ર છે એઓની નીતિથી યુક્ત થયેલ વર્ગને અત્યારે હું કોઈ પણ રીતે કઈ પણ આપી શકુ એમ મને ભાસતુ નથી મારા માર્ગમાથી, મારા લેખો અથવા મારા ભાષણોમાથી આડકતરી રીતે તેઓનાથી જે લેવાય તે લે, લેશે જો હુ તે દેવા જાઉ તો તે ઘર્ષણ જ કરશે ને તે વાસ્તવિક હશે મિસિસ બેસંટ અને તિલક મહારાજની નીતિ બહુ દોષવાન છે, પણ તેઓએ કરેલુ કાર્ય તો મહાભારત જ છે તેઓની સેવાનુ માપ થઈ શકે એમ નથી દેશપ્રીતિનો મંત્ર યુવક વર્ગે તેઓની પાસેથી લીધો છે તે ગુરુઓનો તેઓ એમએક ત્યાગ

કેમ કરે? ત્યાગ કરવાનું હું તેઓને કદી કહું પણ નહીં. એમ છતાં, એમને પૂજ્ય ગણવા છતાં, એવો એક સમય જરૂર આવશે કે જ્યારે આ વર્ગ, ઉપર મેં વર્ણવી તે નીતિનો ત્યાગ કરશે. એટલો મારો હિંદુસ્તાનના પ્રાચીન ગૌરવ ઉપર વિશ્વાસ છે. તેમાં કૌરવોને જય નથી મળ્યો, પણ પાંડવોને મળેલો છે. અને પાંચ માણસ તે લાખોની સામે પૂરા થઈ પડે તેવા હતા એમ કલ્પેલું છે. એ દેશનો યુવાનવર્ગ શઠ પ્રતિ શાઠ્યના જેવો કુત્સિત ન્યાય ગ્રહણ કરે એ મારી કલ્પનાની બહાર છે. હું ધીરજ રાખી બેસીશ. હું તો એ બન્ને વ્યક્તિઓને પણ વીનવી રહ્યો છું, પણ આ બધાં કાર્યોમાં મારે તો મારી શૈલી જ વાપરવી રહી. તેમાં કોઈ કોઈ વખત તો બહુ ઢીલ થતી જોવામાં આવે છે, પણ તે અનિવાર્ય હોય. કેટલુંક કાર્ય પરદાની પાછળ થાય છે, થવું જ જોઈએ. મેં આ વખતે કોંગ્રેસમાં નહીં જોડાવાનો નિશ્ચય કર્યો છે અને તે ઉપરનાં કારણોથી જ. હું નરમ (મોડરેટ) પક્ષના સંમેલનમાં પણ જવા નથી ઇચ્છતો. ભાગ ન જવામાં જ પ્રજાવર્ગને આઘાત પહોંચશે. સૌ પ્રશ્ન કરતા થઈ જશે, તે વેળાએ જરૂર જણાશે તો હું મારા મત પ્રદર્શિત કરીશ.

"હવે તમને ઘણું લખ્યું. કાગળ છાપવાનો નથી, તમારે જ વિચારવાનો છે.

મોહનદાસના વંદેમાતરમ"

સુરતમાં રિક્રૂટિંગ ઉપર એક ભાષણ આ માસની શરૂઆતમાં આપ્યું. તેનો રિપોર્ટ 'ટાઇમ્સ'માં કોઈકે મોકલેલો. તેમાંથી તિલક મહારાજની નિંદા કરનારાં એમનાં કેટલાંક વાક્યો હતાં એવો ભાસ થતો હતો. રિપોર્ટ ઘણો ખામીવાળો હતો. તે સંબંધે પોતે 'ટાઇમ્સ'ને એક કડક પત્ર લખ્યો. તે પત્ર વાંચીને મિ. હેન્ડરસન નામના અંગ્રેજ સિવિલિયને સુરતથી નીચે પ્રમાણે પત્ર લખ્યો :

"તમે સુરતમાં કેવળ લશ્કરભરતી માટે જે ભાષણ કર્યું તેનો ટૂંકો સાર તૈયાર કરવામાં મેં ગંભીર ભૂલ કરી તે માટે હું દિલગીર છું. આ વિષે હું તમને અંગત રીતે લખું છું કારણ ખેડા જિલ્લામાં (જ્યાં મેં ઘણાં વરસ ગાળેલાં છે) અને બીજે તમે સુંદર લશ્કરભરતીનું કામ કરી રહ્યા છો તે માટે મને ઘણું માન છે. તેથી હું પ્રગટ કરી શકું તે કરતાં પણ મને વધારે દિલગીરી થાય છે. કારણ જે કારકુનની નોંધ ઉપરથી મેં ટૂંકો સાર તૈયાર કરેલો તે નોંધમાં જ ગંભીર ભૂલ હોવાને લીધે તમે જે શબ્દો બોલેલા તેથી ઊલટા જ શબ્દો મેં તમારા મોંમાં મૂક્યા. ભાષણકર્તાએ સ્વપ્ને પણ જે કહેવાનો ખ્યાલ ન રાખ્યો હોય તે મારા સારમાં તેમની પાસે ન કહેવડાવવાની હું હમેશાં કાળજી રાખું છું અને સાધારણ નિયમ તરીકે તો જે ભાષણ મેં

જાતે ન સાંભળ્યું હોય તેનો સાર નથી આપતો. મને ખબર નહીં કે સુરતમાં તમે બોલવાના છો. કારણ મને જો ખબર હોત તો તમને સાંભળવા માટે હું જરૂર હાજર રહેત. હું આશા રાખું છું કે બીજી વાર તમે સુરત આવશો ત્યારે તમને મળવાનો અને તમારું ઓળખાણ કરવાનો આનંદ મને મળશે. અત્યારે તો હું એટલું જ કહું છું કે તમારા ભાષણનો ખોટો રિપોર્ટ આપવા માટે હું અંતઃકરણથી દિલગીર છું."

એને ઉત્તર:

૧ "ભાઈશ્રી હેન્ડરસન,

"અત્યારે હું પથારીવશ છું. મારી જિંદગીમાં ભોગવેલી મોટામાં મોટી માંદગીમાંથી હું પસાર થઈ રહ્યો છું. તમારા કાગળનો જવાબ વહેલો આપવાનું મારે માટે શક્ય જ નહોતું. તમારા સાદા, સીધા, નિખાલસ કાગળથી હું મુગ્ધ થયો છું. તે માટે હું તમારો આભાર માનું છું. મારાં ભાષણોના રિપોર્ટોમાં આવતી ભૂલોની હું ભાગ્યે જ નોંધ લઉં છું. તે વાંચવાની પણ મને બહુ ઓછી તક મળે છે. પણ આ રિપોર્ટ 'ટાઈમ્સ'માં આવ્યો હતો અને તેથી ઘણું નુકસાન થવાનો સંભવ હતો તેથી મને લાગ્યું કે તેમાંની ભૂલો મારે સુધારવી જોઈએ. મેં એ સુધારી તેથી સારું જ થયું છે. કારણ તેથી દુષ્ટ લોકોની જીભ બંધ થઈ ગઈ છે. વળી તમારી સાથે ઓળખાણ કરવાની તક તેમાંથી મળી ગઈ.

સેવક
મો૦ ક૦ ગાંધી"

શંકરલાલ બેંકરનો જમનાદાસ સંબંધે પત્ર. જમનાદાસ પાસે રાજીનામું લખાવ્યું. પટેલે સમજાવીને પાછું ખેંચાવ્યું અને જમનાદાસે પાછું ખેંચી લીધું. તે માટે દિલગીરી. એમને પત્ર:

"ભાઈશ્રી શંકરલાલ,

"તમારો કાગળ મળ્યો. મારી તબિયત હજી પણ સાફ નથી થઈ. વખત લેશે એવી ધાસ્તી છે. મેં ધાર્યું હતું તેના કરતાં કંઈ વધારે ઊંડું ગયું છે. તમે ચિંતા ન કરશો.

"ભાઈ જમનાદાસ વિષે મને કંઈ વિચારવાનું રહેતું નથી. ભાઈ વિઠ્ઠલભાઈએ પોતાની પ્રકૃતિ મુજબ સારું સમજી રાજીનામું ખેંચી લેવાની સલાહ આપેલી છે. ગમે તે ખળભળાટ થાય તે સહન કરીને રાજીનામાને વળગી રહેવું તેવી મારી સલાહ છે. આપણી વાત યાદ હશે કે ભાઈ જમનાદાસે કામ છોડી દેવું

માર્ગ સવાર અને સાંજની સધ્યા છે, એ જો સમજી શકાય અને સમજપૂર્વક થાય તો

બાપુના આશીર્વાદ"

સમર્થનો સુદર કાગળ નામસ્મરણના જેવો એકે ઉપાય નથી એક સસ્કૃત શ્લોકનુ અવતરણ મૉન્ટફર્ડ સ્કીમ સ્વીકારવા માટે
૨૦-૮-'૧૮ જુદી પરિષદની જરૂર છે તમે વિચાર કરવા માટે કાલે આવો અથવા સમતિ આપો તેમને ઉત્તર

"ભાઈશ્રી સમર્થ,

"તમારા કાગળ માટે બહુ આભારી છુ ધાર્મિક ઉપચારમા હુ માનુ જ છુ અને મોટે ભાગે મે એનો જ આશ્રય લીધા છે પણ તેની સાથે હુ કુદરતી ઉપચાર અને ઉપવાસમા પણ માનુ છુ કુદરતી ઉપચારમા હુ પાણીના ઉપચાર કરુ છુ અને એનિમા લઉ છુ ખોરાકમા કેવળ ફળના રસો, ખાસ કરીને સતરાનો રસ લઉ છુ મને કબૂલ કરતા સકોચ નથી થતો કે આ કુદરતી ઉપચારો કરુ છુ તેટલે દરજ્જે શુદ્ધ ધાર્મિક ઉપચારમા શ્રદ્ધા ઓછી ગણાય જ્યારે હુ જાણુ છુ કે કુદરતના કાનૂનનો ભગ કરવાથી આ રોગમા હુ સપડાયો છુ ત્યારે કેવળ ધાર્મિક ઉપચારને વળગી રહેવાની મારામા હિંમત નથી

"હુ દિલગીર છુ કે કાલે હુ તમને મળી શકીશ નહી તમારી ચળવળમા પણ મારુ નામ હુ આપી શકતો નથી હું બન્ને ચળવળોથી અલગ રહેવા ઇચ્છુ છુ. કારણ મારા વિચારો કોઈ પક્ષને માન્ય થાય એમ નથી મને લાગે છે કે આ ટાણુ બધા નેતાઓએ બીજી બધી પ્રવૃત્તિને લગભગ અલગ રાખીને પોતાનો બધો પ્રયાસ લશ્કરભરતીના કામ ઉપર કેન્દ્રિત કરવો જોઈએ હું જાણુ છુ કે ગરમ દળવાળા મારી સાથે સમત થતા નથી અને હુ ભાગ્યે જ ધારી શકુ કે હું જેટલે સુધી જવા માગુ છુ તેટલે સુધી જવા નરમ દળવાળા તૈયાર હોય હું એકદરે મૉન્ટફર્ડ યોજના સ્વીકારુ છુ ખરો, પણ તેને પૂરેપૂરી સ્વીકાર્ય બનાવવા માટે તેમા કેટલાક ફેરફાર કરાવવાનો હુ આગ્રહ રાખુ મારો આગ્રહ એટલે સુધી જાય કે જો એ ફેરફારો ન સ્વીકારાય તો શક્ય તેટલા ઉપાયો લીધા પછી એ યોજના તોડી પાડવા પણ હુ તૈયાર થાઉ મારા ફેરફારો સ્વીકારાવવા માટે જેને સામાન્ય રીતે 'પૅસિવ રિઝિસ્ટન્સ' કહેવાય છે તેનો આશ્રય લેતા પણ હુ અચકાઉ નહી નરમ દળવાળા આ શરત સ્વીકારે નહી એટલે મારે ધીરજપૂર્વક રાહ જોતી રહી અને મારો પથ એકલાએ કાપવો રહ્યો

સેવક
મો૦ ક૦ ગાંધી"

બી. ચક્રવર્તીનો કાગળ. સુરેન્દ્રનાથને લખેલા કાગળનો અનર્થ થાય છે.
તમે કોંગ્રેસની વિરુદ્ધ નથી એમ પ્રગટ કરો. તેમને ઉત્તર:

૨૫-૮-'૧૮ "ભાઈશ્રી ચક્રવર્તી,

"તમારો કાગળ મળ્યો. એ માટે આભાર. હું પરિષદથી અલગ રહું છું, કારણ હું જાણું છું કે હું જે વિચારો ધરાવું છું તે મુખ્ય મુખ્ય નેતાઓને માન્ય નથી. મારી સ્થિતિની મેં મિસિસ બેસન્ટ સાથે ચર્ચા કરી લીધી છે. તેઓ મારી સાથે સંમત થયાં કે મારે અલગ રહેવું. હું નરમ દળવાળાની પરિષદમાં પણ હાજર રહેવાનો નથી. હું માનું છું કે કેવળ લશ્કરભરતીનું કામ આપણે ઉપાડી લઈએ તો આપણે દેશની મોટામાં મોટી સેવા કરી શકીએ. હું જેટલે સુધી જાઉં છું એટલે સુધી જવા એકે પક્ષ તૈયાર થાય એમ નથી. મૉન્ટ-ફર્ડ યોજનાના સિદ્ધાંતો હું સ્વીકારું છું ખરો, તેમાં ઓછામાં ઓછા અમુક સુધારા હું સ્પષ્ટપણે સૂચવું અને એ સુધારાનો અમલ કરાવવા હું મરણ પર્યંત લડું. નરમ દળવાળા જરૂર આને માટે તૈયાર નથી. ગરમ દળવાળા અમુક દરજ્જે તૈયાર થાય ખરા, પણ હું જે અર્થમાં ઇચ્છું તે અર્થમાં નહીં. તેથી મને લાગે છે કે બન્ને પક્ષોને ભેગા કરવાની બાબતમાં મારે અત્યારે કશું કરવું જોઈએ નહીં. હું કશું હિંસાથી કરવા માગતો નથી અને તેથી જ (સિદ્ધાન્તની બાબતમાં) બાંધછોડની નીતિ પસંદ કરતો નથી. દેશમાં અત્યારે ચોખ્ખા બે પક્ષો છે. બન્નેએ પોતપોતાના કાર્યક્રમ બહાદુરીપૂર્વક સરકાર આગળ તેમ જ લોકો આગળ મૂકવા જોઈએ અને તેના સ્વીકાર માટે આંદોલન ચલાવવું જોઈએ. એમ કરવાથી જ મારા અભિપ્રાય પ્રમાણે આપણે પ્રગતિ કરી શકીશું. અત્યારે તો આપણે ઘાણીના બળદની માફક ગોળ ગોળ ફરીને ઠેરના ઠેર રહીએ છીએ.

સેવક

મો૦ ક૦ ગાંધી"

વહ આપકો મૈંને બતના દિયા હૈ મેરા મતલબ હૈ કિ ઇસ સમય યુદ્ધકી ભરતીમેં હમ સબ લગ જાનેમેં ઔર લાગોંકો લે જાનેમેં હિંદુસ્તાનકી બડી ભારી સેવા કર સકતે હૈં મેરી ઇસ રાયમેં આપ ઔર મિ બેસંટ સમ્મિલિત નહીં હૈં મૈં જાનતા હૂં નરમ દલવાલે ભી ઇસ કાર્યમેં તીનતાસે શામિલ નહીં હોંગે યહ તો એક બાત હુઈ મેરી દૂસરી રાય યહ હૈ કિ મૉંટેગ્યુ-ચેમ્સફર્ડ યોજનાકા તરત ગ્રહણ કરના ઔર ઉસમેં જો કુછ સુધાર હમ ચાહતે હૈં વહ સુધાર સાફ સાફ બતા દેના ઔર જો સુધાર હમ બતાયેંગે ઉસકા સ્વીકાર કરાનેકે લિયે મરણ પર્યંત લડના ઇસ સૂત્રકા નરમ દલ સ્વીકાર નહીં કરેંગે યહ તો સ્પષ્ટ હૈ યદિ આપ ઔર મિ બેસંટ સ્વીકાર કરેંગે તો ભી જિસ તરહસે મૈં લડના ચાહતા હૂં વૈસા તો આપ નહીં લડેંગે મિ બેસંટને કહ દિયા હૈ કિ વહ સત્યાગ્રહી નહીં હૈ આપને દુર્બલોંકા એક હથિયાર માનકર સત્યાગ્રહકા સ્વીકાર કિયા હૈ ઇસ ભ્રમણામેં મૈં પડના નહીં ચાહતા ઔર આપ દોનોંસે વિમુખ હોકર કોંગ્રેસમેં આંદોલન કરના નહીં ચાહતા મેરે સૂત્ર પર મેરા અચલ વિશ્વાસ હૈ ઔર મેરા યહ ભી મંતવ્ય હૈ કિ યદિ મેરી તપશ્ચર્યા સંપૂર્ણ હોગી તો આપ ઔર મિસિસ બેસંટ મેરે સૂત્રકા સ્વીકાર કરેંગે મૈં ધૈર્ય રખ સકતા હૂં

'નરમ ઔર ગરમ દલ અપની થોડી થોડી બાતોંકો છોડકર સમ્મિલિત હો જાનેકી ચેષ્ટા કરે, યહ મુઝે બિલકુલ પસંદ નહીં દેશમેં દો પક્ષ હૈં દોનો પક્ષોંકી રાય સાફ સાફ રાજાકો ઔર પ્રજાકો બતાનેમેં કુછ ભી હાનિ હોગી ઐસા મૈં નહીં માનતા ગરમ દલ ઔર નરમ દલકો મિલાનેકી ચેષ્ટા કરના મુઝે બિલકુલ પસંદ નહીં હૈ દોનો પક્ષ દૃઢતાસે ઉનકી રાય રાજાપ્રજાકી સમક્ષ રખેંગે તો બડા લાભ પહુંચેગા આપકે કાર્યમેં પ્રભુ આપકો સહાય હો

આપકા

મોહનદાસ'

ડા રાયને લખેલો

'ભાઈશ્રી ડૉ રાય,

તમે મારી માંદગીના સમાચાર સાંભળ્યા હશે મને મરડાની બહુ સખત બીમારી થઈ આવી હતી એ બીમારીમાંથી તો હું સાજો થયો છું

૨૭-૮-'૧૮ પણ નબળાઈને લીધે નખાઈ ગયો છું ભાગ્યે જ મારી પથારી છોડી શકું છું ને પથારીમાં પણ લાંબો વખત બેસી શકતો નથી મારી આગળ મોટો સવાલ એ છે કે નખાઈ ગયેલું શરીર ફરી શી રીતે બાંધવું દૂધ અને તેમાંથી બનતા પદાર્થો લેવાનું વ્રતથી

બી. ચક્રવર્તીનો કાગળ. સુરેન્દ્રનાથને લખેલા કાગળનો અનર્થ થાય છે. તમે કૉંગ્રેસની વિરુદ્ધ નથી એમ પ્રગટ કરો. તેમને ઉત્તર:

૨૫-૮-'૧૮ "ભાઈશ્રી ચક્રવર્તી,

"તમારો કાગળ મળ્યો. એ માટે આભાર. હું પરિષદથી અલગ રહું છું, કારણ હું જાણું છુ કે હું જે વિચારો ધરાવું છું તે મુખ્ય મુખ્ય નેતાઓને માન્ય નથી. મારી સ્થિતિની મેં મિસિસ બેસન્ટ સાથે ચર્ચા કરી લીધી છે. તેઓ મારી સાથે સંમત થયાં કે મારે અલગ રહેવું. હું નરમ દળવાળાની પરિષદમાં પણ હાજર રહેવાનો નથી. હું માનું છુ કે કેવળ લશ્કરભરતીનું કામ આપણે ઉપાડી લઈએ તો આપણે દેશની મોટામાં મોટી સેવા કરી શકીએ. હું જેટલે સુધી જાઉં છુ એટલે સુધી જવા એકે પક્ષ તૈયાર થાય એમ નથી. મૉન્ટ-ફર્ડ યોજનાના સિદ્ધાંતો હું સ્વીકારું છું ખરો, તેમાં ઓછામાં ઓછા અમુક સુધારા હું સ્પષ્ટપણે સૂચવું અને એ સુધારાનો અમલ કરાવવા હું મરણ પર્યંત લડું. નરમ દળવાળા જરૂર આને માટે તૈયાર નથી. ગરમ દળવાળા અમુક દરજ્જે તૈયાર થાય ખરા, પણ હું જે અર્થમાં ઇચ્છું તે અર્થમાં નહીં. તેથી મને લાગે છે કે બન્ને પક્ષોને ભેગા કરવાની બાબતમાં મારે અત્યારે કશું કરવું જોઈએ નહીં. હું કશું હિંસાથી કરવા માગતો નથી અને તેથી જ (સિદ્ધાન્તની બાબતમાં) બાંધછોડની નીતિ પસંદ કરતો નથી. દેશમાં અત્યારે ચોખ્ખા બે પક્ષો છે. બન્નેએ પોતપોતાના કાર્યક્રમ બહાદુરીપૂર્વક સરકાર આગળ તેમ જ લોકો આગળ મૂકવા જોઈએ અને તેના સ્વીકાર માટે આંદોલન ચલાવવું જોઈએ. એમ કરવાથી જ મારા અભિપ્રાય પ્રમાણે આપણે પ્રગતિ કરી શકીશું. અત્યારે તો આપણે ઘાણીના બળદની માફક ગોળ ગોળ ફરીને ઠેરના ઠેર રહીએ છીએ.

સેવક

મો૰ ક૰ ગાંધી"

તિલક મહારાજે કાગળ લખ્યો: તમે ન આવો તો મને દર્દ થશે. એમને ઉત્તર:

"આપકા ખત મિલા હૈ. આપકી દિલસોજીસે મૈં અનુગૃહીત હુઆ હૂં. મેરે સ્વાસ્થ્યકે લિયે આપ ક્યોં ચિંતિત ન હોંગે? ઇશ્વરકૃપાસે મેરી તબિયત અબ ઠીક હૈ. બિછાના તો મૈં થોડે રોજ તક નહીં છોડ સકૂંગા. બડા દર્દ હો રહા થા. વહ અભી શાંત હુઆ.

"કૉંગ્રેસમેં આનેકા મેરા ઇરાદા હૈ નહીં. નરમ દલકે સંમેલનમેં ભી જાનેકા ઇરાદા હૈ નહીં. મૈં દેખતા હૂં મેરા અભિપ્રાય દોનોંસે વિચિત્ર હૈ.

વહ આપકો મૈંને મનના દિયા હૈ મેરા મતન્ય હૈ કિ ઇસ સમય યુદ્ધકી ભરતીમેં હમ સબ લગ જાનેમેં ઔર લાખોંકો લે જાનેમેં હિંદુસ્તાનકી બડી ભારી સેવા કર સકતે હૈં મેરી ઇસ રાયમેં આપ ઔર મિ બેસટ સમ્મિલિત નહી હૈં મૈં જાનતા હૂં નરમ દલવાલે ભી ઇસ મર્યમેં તીવ્રતામેં શામિલ નહી હોંગે યહ તો એક બાત હુઈ મેરી દૂસરી રાય યહ હૈ કે મૉંટેગ્યુ-ચેમ્સફર્ડ યોજનાના તરત ગ્રહણ કરના ઔર ઉસમેં જો ... સુધાર હમ ચાહતે હૈં વહ સુધાર સાફ સાફ બતા દેના ઔર જો સુધાર હમ મનાયેંગે ઉસકા સ્વીકાર કરાનેકે લિયે મરણ પર્યંત લડના ઇસ સૂત્રકા નરમ દલ સ્વીકાર નહી કરેંગે યહ તો સ્પષ્ટ હૈ યદિ આપ ઔર મિ બેસટ સ્વીકાર કરેંગે તો ભી જિસ તરહસે મૈં લડના ચાહતા હૂં વૈસા તો આપ નહી લડેંગે મિ બેસટને કહ દિયા હૈ કિ વહ સત્યાગ્રહી નહી હૈ આપને દુર્બલોંકા એક હથિયાર માનકર સત્યાગ્રહકા સ્વીકાર કિયા હૈ ઇસ ભ્રમણામેં મૈં પડના નહી ચાહતા ઔર આપ દોનોંમેં વિમુખ હોકર કોંગ્રેસમેં આંદોલન કરના નહી ચાહતા મેરે સૂત્ર પર મેરા અચલ વિશ્વાસ હૈ ઔર મેરા યહ ભી મતન્ય હૈ કિ યદિ મેરી તપશ્ચર્યા સંપૂર્ણ હોગી તો આપ ઔર મિસિસ બેસટ મેરે સૂત્રકા સ્વીકાર કરેંગે મૈં ધૈર્ય રખ સકતા હૂં

"નરમ ઔર ગરમ દલ અપની થોડી થોડી બાતોંકો છોડ કર સમ્મિલિત હો જાનેકી ચેષ્ટા કરે, યહ મુઝે બિલકુલ પસંદ નહીં દેશમેં દો પક્ષ હૈં દોનો પક્ષોંકી રાય સાફ સાફ રાજાકો ઔર પ્રજાકો ... દોનોંમેં કુછ ભી હાનિ હોગી ઐસા મૈં નહી માનતા ગરમ દલ ઔર નરમ દલકો મિલાનેકી ચેષ્ટા કરના મુઝે બિલકુલ પસંદ નહીં હૈ દોનો પક્ષ દૃઢતાસે ઉનકી રાય રાજાપ્રજાકી સમક્ષ રખેંગે તો બડા ફાયદા પહુંચેગા આપકે કાર્યમેં પ્રભુ આપકો સહાય હો

આપકા

મોહનદાસ"

ડા રાયને માગ્યા

"ભાઈશ્રી ડૉ રાય,

'તમે મારી માંદગીના સમાચાર સાંભળ્યા હશે મને મરડાની બહુ સખત બીમારી થઈ આવી હતી એ બીમારીમાંથી તો હું બચી ગયો છું

૨૭-૮-'૧૮ પણ નબળાઈને લીધે નખાઈ ગયો છું ... અને જ મારી પથારી છોડી શકું છું ... પથારીમાં પણ લાંબો વખત બેસી શકતો નથી. મારી આગળ મોટા સવાલ એ છે કે નખાઈ ગયેલું શરીર ફરી શી રીતે બાંધવું દૂધ અને તેમાંથી બનતા પદાર્થો લેવાના વ્રતથી

, લેતો નથી અને જીવન પર્યંત એ ન લેવાનુ મારુ વ્રત છે એટલે દૂધ અને માખણનુ અવેજી મારે જોઈએ છે અત્યાર સુધી મારામા શક્તિ હતી ત્યા સુધી મગફળી, અખરોટ અને બીજી મીજેમાથી મને સુદર અવેજ મળી રહેતો પણ હવે મારી નાજુક થઈ ગયેલી હોજરીને આ મીજેમાથી કાઢેલી ચરબી બહુ ભારે પડે છે દૂધ અને ઘી માટે ચોક્કસ અવેજી વનસ્પતિજન્ય પદાર્થમાથી મારે જોઈએ છે અગાઉ મે કોપરાનુ અને બદામનુ દૂધ વાપરેલુ છે આ દૂધોની શરીર ઉપર જે અસર થાય છે તે ગાયના દૂધ કરતા તદ્દન જુદી જ છે ઘી અથવા માખણ અને દૂધ માટે કોઈ વનસ્પતિજન્ય અવેજી તમારા ધ્યાનમા છે? હોય તો કૃપા કરીને લખી જણાવશો અથવા વધારે સારુ તો એ કે મેળવી શકો તો મને મોકલી આપો મે સાભળ્યુ છે કે ઉત્તરમા મહુડાના કુમળા બીમાથી ઘી બનાવવામા આવે છે એ સામાન્ય ઘી જેવુ નથી હોતુ પણ ઓલિવ ઑઈલના જેવુ જ હોય છે આ બાબતમા બની શકે તે માહિતી મને આપજો મને દુઃખ થાય છે કે હમણા હમણા મારે આ એક જ કારણ તમને લખવાનો પ્રસગ આવ્યો છે, અને તેય કેવળ મારા સ્વાર્થ ખાતર તમને તકલીફ આપવા માટે છે મને કરી શકો તો ક્ષમા કરજો

સેવક

મો૦ ક૦ ગાધી"

આજે સર વિલિયમ વિન્સેન્ટને પાછો અલીભાઈઓ માટે પુનઃસ્મરણ પત્ર લખ્યો

આજે તબિયત સારામા સારી લાગે છે

કૉંગ્રેસ વિષે મહેતાને લખ્યુ "તમે, માલવિયાજીના

૨૬-૮-'૧૮ ઐક્ય સાચવવાના છેલ્લા પ્રયત્ન વિષે ખબર લખ્યા છે, એ ખબર છાપામા પણ છે પડિતજી એવો કઈક પ્રયત્ન કરશે એ તો વાતવાતમા જ હતુ પણ મારી ખાતરી એમ છે કે ઠરાવો બધા હવે લૂલા થવાના સ્હેજ વિચાર કરતા પણ માલૂમ પડવુ જોઈએ કે ભલે થોડુ મગાય પણ તે નિશ્ચયપૂર્વક મગાવુ જોઈએ પ્રજા પોતાનુ માગ્યુ લેવા સમર્થ છે એવુ ભાન જેમ જેમ અને જેટલે દરજ્જે પ્રજાને મળશે તેમ તેમ અને તેટલે દરજ્જે પ્રજા ચડશે આ આકાશપુષ્પ જેવી વાત નથી, પણ અતિ વ્યાવહારિક છે"

"ચિ દેવદાસ,

"ઘણી રાહ જોવરાવ્યા પછી તમારા બે કાગળના આજે સાથે દર્શન થયા મારી તબિયત સુધરતી જાય છે ચિંતા તો કાઈ જ કારણ નથી આજે સારામા સારી છે પ્રથમથી તે આખર સુધી તબિયત ઉપરનો અકુશ મે

ગુમાવ્યો જ નથી, અને પરિણામને વિષે ચિંતા રાખી જ નથી માંદગીમાં પીડાનો ભય લાગતો હતો પણ મોતનો ભય તો સ્વપ્ને નહોતો લાગતો અને ઘણી પીડા થતી હતી ત્યારે 'હવે છૂટું તો કેવું સારું' એમ થઈ આવતું જીવતા સુધી પ્રવૃત્તિમય રહું એ જુદી વાત છે, પણ પ્રવૃત્તિને સારુ જીવવાની આકાંક્ષા નથી મોક્ષની હોય પણ મોક્ષ માગ્યો મળતો નથી તેને સારુ લાયકાત જોઈએ

"તમારું કાર્ય હું એટલા મહત્ત્વનું ગણું છું કે મારી તબિયત જોવાને સારુ પણ તમે તે નથી છોડી શકતા મારી સંભાળ પૂરતી લેવાતી હશે એમ તો માની જ લેવું જોઈએ મારું ફ્રાન્સ જવાનું થાય એવું મને હવે જરાયે લાગતું નથી લડાઈમાં મુદ્દલ જવાનું નહીં થાય એમ હવે તો ભાસે છે દિવસે દિવસે ફ્રાન્સના રણક્ષેત્રમાં મિત્રરાજ્યોની હત થતી જોવામાં આવે છે આવી સ્થિતિમાં આપણને લઈ જાય એમ લાગતું નથી મહિના માસમાં ખબર પડી રહેશે કદાચ જવાનું થાય તોપણ ફ્રાંસની તો હવે આશા છોડવાની જ મેસોપોટેમિયા જવાનું થાય એમ બને

આનંદશંકરભાઈએ 'હિંદુ ધર્મની બાળપોથી' લખેલી છે, પણ એ વૃદ્ધ પુરુષો પણ રસપૂર્વક વાંચી શકે અને જ્ઞાન મેળવી શકે એવી છે મને તો એ અલૌકિક ગ્રંથ લાગે છે ભાઈ મહાદેવ હમેશાં સવારના મને વાંચી સંભળાવે છે એમાંથી હું તો રસના ઘૂંટડા પી રહ્યો છું બીજી ભાષાઓમાં એવાં લઘુ પુસ્તકો થોડાં હશે આનંદશંકરભાઈના ઊંડા વાચન મનનનું આ પુસ્તક દોહનરૂપ છે તમે તે ફરી ફરીને વાંચજો એને લગતા પ્રસંગો ન સમજાય તે વિષે પૂછીને જાણી લેજો એ ચોપડી તમને મોકલવાની તજવીજ કરું છું તમારા અક્ષર સુધરતા નથી

બાપુના આશીર્વાદ

' ચિ હરિલાલ,

તમારો કાગળ મળ્યો મારી તબિયત સારી થતી જાય છે ચિંતા રાખવાનું કશું કારણ નથી હજી થોડા દિવસ ખાટલો ભોગવવો પડશે મારી ચાકરીમાં મણા નથી એથી વિશેષ ચાકરી કોઈ ચક્રવર્તીની પણ થતી હોય એમ હું નથી માની શકતો તમે સ્વયંપાક કરો છો અને એ તમને ગમી ગયું છે એ મને બહુ પ્રિય લાગે છે એમાંથી કદાચ તમે ઘડાશો કદાચ તમે જિંદગીનું રહસ્ય સમજશો અને થયેલી ભૂલોને દુરસ્ત કરી તમારું જીવન ઉજ્જવળ કરશો ઉજ્જવળ કરો એમ હું ઇચ્છું છું કાગળ નિયમસર લખતા રહેશો તો સારું

બાપુના આશીર્વાદ

ਝ "પ્રિય ચાર્લી,

"હુ જરૂર હેરાન તો થયો પણ હુ ઇચ્છુ તે કરતાં વધારે નથી થયો. મારી માદગીના કારણ હુ ચોખ્ખા અને સીધા જોઈ શકું છુ. તે મને ચરા આપે એવા નથી. પણ બતાવી આપે છે કે મારી નબળાઈઓ દૂર કરવાના મારા આટલા આટલા પ્રયત્ન છતા હજી હું કેટલો નબળો છુ આ માંદગીમાંથી મને એ પણ વધારે સ્પષ્ટ જણાયુ છે કે કુદરતના જાણીતા કાયદા આપણે સતત તોડતા હોઈએ છીએ. બીજી કોઈ લાલચ જીતવી એટલી મુશ્કેલ નથી જેટલી જીભની લાલચ છે. અને એ એટલી મુશ્કેલ છે તેથી જ આપણે તેનો બહુ ઓછો વિચાર કરીએ છીએ. મારા અભિપ્રાય પ્રમાણે જીભને જીતવી એ તમામ વસ્તુઓને જીતવા બરાબર છે. પણ આ વિષે વધારે બીજી કોઈ વાર લખીશ.

"મારી તબિયત ધીમે ધીમે સુધરતી જાય છે. આ માંદગીમાં મેં શાતિ કદી ગુમાવી નથી. મારી કશી ચિંતા કરશો નહીં. કોઈ પણ સબબે તમે શાતિનિકેતન છોડો એમ હુ ન ઇચ્છુ મને તો. લાગે છે કે તમે અને ગુરુદેવ બંને જીવનનુ સર્વોત્તમ કાર્ય કરી રહ્યા છો. ખરાં કાવ્યો તમે હમણાં જ લખો છો એ કાવ્યો જીવંત છે. હુ ઇચ્છુ છુ કે ગુરુદેવનાં અને તમારાં પણ પ્રવચનો સાંભળવાનો જે લાભ ત્યાંના ભાગ્યશાળી વિદ્યાર્થીઓને મળી રહ્યો છે તે લાભ લેવા હુ શાતિનિકેતનમાં હોઉં અને એ વિદ્યાર્થીઓની પડખે બેસતો હોઉં.

તમારો
મોહન"

ચાર્લીનો બીજો કાગળ આવ્યો. એને ઉત્તર:

ਪ॰ "તમારા બધા પ્રેમસદેશા મારી સામે પડયા છે
૩૦–૮–'૧૮ એ બધા શાતિ આપનારા મલમ જેવા છે. આ માદગીનો જેમ જેમ હુ વધારે વિચાર કરતો જાઉં છુ તેમ તેમ માણસનો માણસ પ્રત્યે પ્રેમ અને તેથી ઈશ્વરનો માણસ પ્રત્યે પ્રેમ, તેનુ મૂલ્ય શું હોઈ શકે તેનો સાક્ષાત્કાર મને વધારે ઊંડો થતો જાય છે એમાં કુદરતના કલ્યાણકારી હાથ સિવાય બીજુ કશુ મને દેખાતુ નથી અને મને લાગે છે કે ઉપર ઉપરથી આપણને જે કુદરતનો પ્રચંડ કોપ દેખાય તે વસ્તુતઃ બીજુ કશુ નહીં પણ પ્રેમનો જ આવિર્ભાવ હોય છે.

"હુ ઇચ્છુ છુ કે તમે મારી ચિન્તા ન કરો શાતિનિકેતનના તમારા ઉત્તમ કામમા કોઈ પણ રીતે અતરાય પડશે તો એ આપત્તિ જ થવાની છે શાતિનિકેતનમાં તમારા અને ગુરુદેવના કામનુ સાભળીને મને કેટલો ભારે આનંદ

થયો છે તે હુ વર્ણવી શકતો નથી મારે તમને કહેવુ જોઈએ કે તમારો દરેક કાગળ આવે છે ત્યારે ભયની ધ્રુજારી સાથે હુ એ હાથમા લઉ છુ રખેને કશુ એવુ તો ન બન્યુ હોય જેથી ગુરુદેવના ઉમદા કાર્યમા અતરાય આવ્યો હોય તમે બન્નેએ બાળકોને શિખવાડવા કશા અતરાય વિના આખુ સત્ર પૂરુ કર્યું છે અને તમારા બન્નેનુ આરોગ્ય સુંદર રહ્યુ છે એ જાણીને મને ભારે રાહત મળવાની છે. મહાદેવના આશીર્વાદ માટે ખૂબ જ આભારી છુ તેમના આશીર્વાદને હુ બહુ જ મૂલ્યવાન ગણુ છુ ગુરુદેવની શુભેચ્છાઓ માટે તેમનો પણ આભારી છુ રુદ્રને યાદ કરશો અમારા બધા તરફથી તમને બધાને પ્યાર

તમારો

મોહન '

આનદશકરભાઈની 'બ ાપોથી'નુ વાચન રોજ ચાલે છે '૯૦ વાળી છે, અદ્ભુત ભડાર સાન્યો છે.' એવા ઉદ્ગાર વાચતા

૩૧-૮-'૧૮ નીકળ્યા કરતા હતા

આજે મિની પોનાકનો એક સુદર ગળ આવ્યો મિનીના કાગળો તો એના પોતાના કરતા પણ સારા આવે છે એમ પોનાક કબૂલ કરતા હતા એમાંનો કેટલોક ભાગ

'' "તમે મદા છો એમ વાચવામા આવેલુ હવે તમે સાજા થઈ ગયા છો એ સાભળીને ભારે રાહત અનુભવી હુ જાણુ છુ કે જ્યારે તમારુ શરીર સેવક મટીને તમારુ માલિક થઈ બેસે છે ત્યારે તમને કેટલુ ભારે દુખ થતુ હશે હુ આશા રાખુ છુ કે તમારી માંદગી બગાડવા થઈ હશે શ ચ તેટલુ બધુ કરવામા આવ્યુ હશે, જેથી બિનઆવશ્યક એવુ કશુ તમારે વેઠવુ નહી પડ્યુ હોય તમે સાજા થતા જાઓ છો એ જાણીને હુ બહુ રાજી થઈ છુ એવુ કશુ બને જેને લઈને તમારામાથી તમારુ બળ અથવા તો તમારી શ્રદ્ધા જતી રહે તો મને અપાર દુખ થાય હુ જાણુ છુ કે મૃત્યુ આપણને બધાને આવવાનુ છે અને જે જાય છે તેને માટે તે એક ભૂમિમાથી બીજી ભૂમિમા જવા સમાન જ છે છતા પાછળ રહેલા માણસોના હૈયામા તે શૂન્યતા મૂકી જાય છે ગમે તેમ હોય તમારે હજી અહી ઘણા વરસ રહેવાનુ છે. તેથી કૃપા કરીને તમારુ શરીર સાચવશો, એને હજી અહી ઘણા કામ કરવાના છે પ્યાર સાથે

તમારી બહેન મિની'

એને સુદર જવાબ

'' "આ લખી રહ્યો છુ ત્યારે મારી સામે ધોધમાર પડતી ભવ્ય વૃષ્ટિ હુ નિહાળી રહ્યો છુ કરોડો સ્ત્રીપુરુષોના હૃદય તે આનદથી ભરશે પશ્ચિમ હિદુસ્તાન

ઉપર ભારે દુકાળનો ભય ઝઝૂમી રહ્યો હતો  આખના પલકારામા એ ભય ઊડી ગયો છે એને બદલે અનહદ આનંદ વ્યાપ્યો છે આ વૃષ્ટિ કરોડો ઢોરને માટે શાતિદાયક મુક્તિ સમાન છે  વરસાદ ઉપર જ આધાર રાખતો હોય એવો હિંદુસ્તાન સિવાય બીજો કોઈ દેશ પૃથ્વી ઉપર ભાગ્યે જ હશે  તમે હવે સમજશો કે મને આરોગ્ય અર્પવામા આ વરસાદે કેટલો ભાગ ભજવ્યો છે મે વેદના તો ખૂબ સહન કરી  એ બધી મારી મૂર્ખાઈઓને લીધે હતી  મે શરીર પ્રત્યે જે ગુનો કર્યો હતો તેને યોગ્ય જ એ સજા હતી  મે એક દોષયુક્ત અખતરો કર્યો  મરડાની બીમારી તો મને હતી જ  તેમાથી હુ સાજો થવા આવ્યો હતો  મારે સામાન્ય ખોરાક લેવાનુ જલદી શરૂ કરવુ જોઈતુ ન હતુ તેને બદલે મે ખાધુ અને અનિવાર્ય આપત્તિમા ઘેરાયો  મારુ શરીર એટલુ બધુ નખાઈ ગયુ છે કે મારે એ નવેસરથી બાધવુ પડશે  પણ કશી ચિન્તા કરવા જેવુ નથી  અત્યારે હુ માદગી પછીનો આરામ લઉ છુ નિયમિત રીતે પોષણ લઉ છુ  દરરોજ તેમા થોડો થોડો વધારો કરુ છુ અને દમેક દિવસમા મારામા હરવાફરવા જેટલી શક્તિ આવી જશે એવી આશા રાખુ છુ  તમે મને મારી સારવારનું પૂછો છો  માનવપ્રેમ જે કઈ કરી શકે તે બધુ મારે માટે કરવામા આવ્યુ હતુ   માદગીની પથારી એ મારે માટે લહાવો તેમ દુખ બન્ને હતા  એઓના બધા મારી સારવાર કરતા હતા એ જોવાનો લહાવો અને મારી નબળાઈ તથા મૂર્ખાઈને લીધે મારે એની જરૂર પડી એનુ દુખ  પ્રેમના આ કીમતી અનુભવને લીધે જે કાઈ સેવા કરવાની મારામાં શક્તિ હોય તે સેવા કરવાનો મને એ વધુ આદેશ મળે છે  માનવજાતિની સેવા એ છેવટે તો પોતાની જ સેવા છે  અને પોતાની સેવા એટલે આત્મશુદ્ધિ હુ શી રીતે વધારે શુદ્ધ થઈ શકુ એ ધ્યાન મેં આ માદગી દરમિયાન મારા મનમા ઘોળાયા કર્યો છે  મારે માટે પ્રાર્થના કરજો

— ભાઈ'

એન્ડ્રુઝનો કાગળ  શાતિનિકેતનમા સિત્તેર જેટલા ગુજરાતી મારવાડી વિદ્યાર્થીઓ થયા એ ખુશ ખબર  બધાને ટાગોર બહુ મમતાથી રાખે છે અને તેમના માતપિતાનો સત્કાર કરે છે, વગેરે  તેને ઉત્તર -

૧ "તમે મને બહુ ગમે એવી નવાઈની વાત કહી છે  મને તો ખબર જ નહોતી કે શાતિનિકેતનમા ગુજરાતી મારવાડીઓની વસાહત આટલી મોટી હશે  આ બધા વિદ્યાર્થીઓ ત્યા પૂરો વખત રહે તો ગુજરાત અને બગાળ વચ્ચે તેઓ કેવી સાકળ જોડે? મને શક નથી કે કવિ અત્યારની માફક પોતાનુ કામ ચાલુ રાખશે તો બધા ગુજરાતીઓને ત્યા પૂરો વખત રાખી શકશે, એટલુ જ નહી પણ બીજા ઘણા એમની પાછળ આવશે  મને એટલુ પૂછવાની લાલચ થઈ

આવે છે કે સાની સફાઈ પાછળ કોઈ ખાસ માણસ ધ્યાન આપે છે ખરુ? પાણીની વ્યવસ્થા બરાબર થઈ છે ખરી?

મારી તબિયત સુધરતી જાય છે પ્રગતિ કંટાળો આવે એટલી ધીમી છે શરીર લગભગ નવેસરથી બાધવાનુ છે એટલે સ્વાભાવિક રીતે જ વખત લાગશે ખાસ કરીને જ્યારે મારે મધુ પોષણ દરરોજની પાચ જ વસ્તુઓમાથી મેળવવાનું હોય છે અને તેમા પણ દૂધ અને તેમાથી બનતા પદાર્થો ની ત્યારે પણ મને લાગે છે કે હુ શરીર બાધી શકીશ તમે ખાતરી રાખજો કે લશ્કરભરતીના કામની અથવા તો કોંગ્રેસના કામકાજની મને જરાયે ચિંતા થતી નથી તમારી માફક હુ એમ તો કહી શકુ એમ નથી કે એ વિષે છાપામા હુ કશુ જોતો જ નથી ઊલટુ કોંગ્રેસના કામકાજ વિષે ઉત્સાહથી છાપા જોઉ છુ પણ તેની મને ચિંતા થવા દેતો નથી

"હુ જાણું છુ કે સૌ મારી બહુ ચિંતા કરે છે મારી તબિયતના બધા સમાચાર તેમને આપશો અને તેમને ખાતરી કરાવજો કે તમારા સધાની પ્રાર્થના મને આરોગ્ય અને સુખ આપ્યા વિના રહેવાની નથી પ્યાર

તમારો
મોહન"

દેશદાસને

"કોંગ્રેસમા હુ ન ગયો કારણ કે મિસિસ બેસટ અને તિલક મહારાજ સાથે વાત થયા પછી મને બહુ કૃત્રિમતાનો આભાસ આવ્યો અને આવે મહાન સમયે યોજનાની ઉપર મિથ્યા વાદવિવાદને બદલે આપણી માગણીનો કેમ સ્વીકાર થાય તેના ઉપાયો શોધવા અને અમલમા મૂકવા એ મને વધુ આવશ્યક લાગ્યુ મારા એ વિષેના વિચારો મે એઓની પાસે મૂક્યા અને મે સૂચવ્યુ કે આપણી પાસે બે મોટા હથિયારો છે એક તો લડાઈમા સપૂર્ણ આહુતિ આપીને આપણા આત્માની સાક્ષી આપણી યોગ્યતા વિષે મેળવવી અને જ્યારે આમા પુરાવો આવે ત્યારે એવુ અતરબળ એ આપે છે કે તેની સામે કોઈ થઈ શકતુ નથી બીજો ઉપાય એ કે આપણી માગણી વિષે દૃઢ નિશ્ચય રીને તેને ઝોડની માફક વળગી રહેવુ અને મરણાન્ત સુધી લડીને તેનો સ્વીકાર કરાવવો આ બંને સૂચનો બંને નેતાઓએ ત્યાગ કર્યો આથી મને લાગ્યુ કે મારુ કોંગ્રેસમા જવુ નિરર્થક છે અને ન જઈને હુ મારો પોતાનો વિચાર અદૃશ્ય રીતે પણ વધુ પ્રગટ કરી શકુ છુ આવી માન્યતાથી મે જવાનુ માંડી વાળ્યુ

બાપુના આશીર્વાદ"

કરસનદાસ ચીતલિયાનો કાગળ આવ્યો. સોસાયટીમાંથી ગુજરાતીઓ ચાલ્યા જશે તેથી સોસાયટી શું નિર્મૂળ થશે? સોસાયટીમાં ગુજરાતીઓ કેમ નહીં રહી શકતા હોય? તેમને જવાબ:

"ભાઈ કેસરીપ્રસાદના રાજીનામા વિષે સાંભળીને મને ખેદ થયેલો. કોંગ્રેસમાં જવાની તેમની પૂર્ણ લાગણી હતી મારી સાથે વાતચીત પણ થઈ હતી. પણ મેં તેમને કહ્યું હતું કે જો રજા ન મળે તો લાગણીને શમાવવી અને જે હુકમ બહાર પડે તેને વશ વર્તવું. પણ તેનાથી પોતાની લાગણી દાબી ન શકાઈ. મને ધાસ્તી છે કે ભાઈ કેસરીપ્રસાદને અસંતોષ તો રહ્યા જ કરતો હતો. એની પ્રવૃત્તિઓને સારુ સોસાયટીમાં અવકાશ ન હતો. કોંગ્રેસમાં જવાની બંધી એના અસંતોષની અવધિ થઈ પડી ગુજરાતી કે કોઈના વિના સોસાયટી નિર્મૂળ-થઈ શકે એવું નથી સોસાયટી તો અવિચળ રહેશે. શાસ્ત્રિયારના જેવા ચારિત્ર્યવાન નેતા, તેના જેવા બીજાઓને ખેંચ્યા વિના નહીં રહે. શાસ્ત્રિયારને જો ઈશ્વર દીર્ઘાયુ આપશે તો તેની કિંમત હિંદુસ્તાનમાં હવે પછી અંકાશે. લોકોને પોતાની ઇચ્છા અનુસાર આકર્ષતી અનેક પ્રકારની પ્રવૃત્તિઓ ચાલ્યાં કરે છે. તેથી એક જાતનો ખોટો અસંતોષ પેદા થયો છે અંતે નિરાશા તો થશે જ. તે વખતે શાસ્ત્રિયાર જેવાનું સ્મરણ થશે, અને તાપથી પીડાતા લોકો એની સોડ શોધશે અને ટાઢક મેળવશે.

મોહનદાસના વંદેમાતરમ્"

ગઈ કાલે આશ્રમમાં જવાનો નિશ્ચય પ્રકટ કરતા મગનલાલભાઈએ ચારેક દિવસ રહી જવાને માટે સૂચના કરી. તુરત કહ્યું હવે હું

૭–૯–'૧૮ અહીં રહી શકું એમ નથી. મને અહીંનું વાતાવરણ બહુ શુષ્ક લાગે છે. સવારમાં ઊઠતાં ઈશ્વરનું નામ તો કદી સાંભળવાનું જ નહીં. આશ્રમમાં મને તે મળે, મને બહુ લાગ્યાં કરતું હતું કે સવારમાં ઈશ્વરનું નામ, કંઈ મધુરું સંગીત તો અહીં કોઈ સંભળાવવાનું નહીં જ. આખરે આજે સવારે તો ચારેક વાગ્યાનો હું ઊઠ્યો હતો. ત્યારથી એ લાગણી મારા મનમાં બહુ જ થયા કીધી ને મને રડવું આવી ગયું. સાંજે કાંઈ શાંતિ જોઈએ તો પેલી સામે કોઈ પારસણ છે તે વાયોલિન હોક હોક કરે છે અને કાનને ચીરી નાખે છે.

આજે પણ મને સાંજે પૂછ્યું, પેલા વાયોલિનમાંથી કાંઈ સૂર નીકળે છે? મને તો કોઈ ભામટો ગાતો ગાતો જતો હોય તેને સાંભળીને પણ આનંદ થાય છે. તમે હું કહું ને ગાઓ તેમાં કાંઈ નહીં. તમે ગાવાની ટેવ પાડો એ હું ઇચ્છું ખરો

ચાર્લીને કાગળ લખ્યો.

જ "પ્રિય ચાર્લી,

"રોજ મારી તબિયત સુધરતી જાય છે. મારી જરાય ચિંતા કરશો નહીં. જોકે આપણે શરીરથી મળતા નથી છતાં આત્માનું મિલન તો હોય છે જ હવે મેં થોડું થોડું વાંચવા માંડ્યું છે અત્યારે ગુજરાત કૉલેજના પ્રોફેસર આનંદશંકર ધ્રુવના ધર્મ ઉપરના સુંદર નિબંધોનો સંગ્રહ વાંચી રહ્યો છું તમે એમને મળ્યા તો છો જ આ નિબંધો શુદ્ધ કાંચન છે. આ પ્રાંતના મોટામાં મોટા સંસ્કૃત વિદ્વાન પૈકીના એ છે આ નિબંધોથી મને ભારે સુખ મળ્યું છે આત્માના મિલનનો અર્થ વધારે સારી રીતે સમજવામાં તેણે મને મદદ કરી છે એ વચન હું આપણે માટે વધારે ઊંડા અને વધારે પૂર્ણ અર્થમાં વાપરું છું

"હું તમને કહી ગયો છું કે કોઈ પણ કારણસર તમને બોલપુર છોડાવવાનું હું ઇચ્છું નહીં અત્યારે તમારું કામ ત્યાં જ છે, અને બીજે કરો નહી.

"વમાહતી પ્રેસ ઉપરની પેલી રદ્દી હિંદી ચોપડીને તમે પ્રસ્તાવના શા માટે લખી આપી? હું હમણાં જ એ ચોપડી ઉપર નજર ફેરવી ગયો અને મને લાગે છે કે તમે એને, જેને માટે એ લાયક નથી, એવું પ્રમાણપત્ર આપ્યું છે. પાર વગરની ભૂલો, ભારોભાર ખુશામત અને જાહેર ખબરો, એ બધાને તો તમે ચલણી બનાવવા ઇચ્છતા નથી ને? હું એ ચોપડી કાળજીપૂર્વક વાંચી જવાનો ઇરાદો રાખું છું અને તેમાંની મોટી મોટી ભૂલો તમારે માટે નોંધી રાખવાનો છું. લેખકે પોતાનું નામ નથી આપ્યું એમાં એનો કાંઈ ગુણ હું જોતો નથી. પોતાને જેઓ જાણે એમ તે ઇચ્છે છે તેમનાથી તો તે અજાણ્યો રહેતો જ નથી" આ પ્રસ્તાવના તમારી ભલમનસાઈ બતાવે છે તમે હિંદી બની ગયા છો અને લૉર્ડ વિલિંગ્ડને હમણાં જ કહ્યું છે તેમ 'ના' કહેવાની તમારામાં હિંમત નથી. હું તો ખૂબ ઇચ્છું કે આ બાબતમાં તમારો અંગ્રેજી સ્વભાવ જ તમે રહેવા દો અને જ્યાં ખરેખર ના કહેવા જેવું હોય ત્યાં ના જ કહો. હું તો માનું છું કે કેટલીક વાર પ્રેમનો એ અધિકાર છે કે કડક રીતે ના કહેવી પણ હું ઉપદેશ આપવા માગતો નથી આની બાબતમાં તમારે સુધરવું જોઈએ નહીં તો જેટલા બદમાશો મને મળી આવશે તેમને તમારી પાસે મોકલીશ. પછી તેમની અને ગુરુદેવની સાથે તમારો હિસાબ તમે પતાવજો.

તમને સૌને પ્યાર મોહન"

શંકરલાલ બેંકરને.

"અનસૂયાબહેનના કાગળ ઉપરથી હું જોઉં છું કે તમારી તબિયત વિષે મને લખતાં તમે ઘણું છુપાવ્યું છે. એમ કરવાની જરૂર ન હતી. દાક્તરોની

રવાનો આધાર રાખીને શરીરની સાથે અણુધટતી છૂટ ન લો એવુ ઇચ્છુ છુ મારી જિંદગીએ માગ મનમા એ વસ્તુને વધારે ને વધારે ઠસાવેલી છે મે ધર્મને અર્થે શરીર સાથે ન છાજતી છૂટ લીધી અને તેની યોગ્ય સજા ભોગવી રહ્યો છુ મારી માન્યતા છે કે નવ્વાણુ ટકા દર્દોનો એ જ ઇતિહાસ છે હુ કબૂલ કરુ છુ કે આ શારીરિક સયમ બહુ કઠણ છે ખરો પુરુષાર્થ એમા જ રહ્યો છે આખી દુનિયાનો પરાજ્ય કરવો એ આપણા શરીરમા રહેલા શત્રુઓનો પરાજય કરવા કરતા સહેલુ છે એટલે જે માણસ આ પરાજ્ય કરશે તેને પહેલો તો મળુ સરેલો છે જે સ્વરાજ મારે, તમારે અને બધાએ મેળવવાનું છે તે ખરેખરુ તો આ છે વધારે શુ લખુ ? બધા લખવાનું તાત્પર્ય તો એટલુ જ છે કે તમારે દેશની સેવા કરી છે તે આ દેહે કરી છે તમારી ભાવનાઓ ઊચી છે યોગ્ય આત્મિ બળ વિના પાયામા ઊચી ભાવના નિરર્થક છે

મોહનદાસના વંદેમાતરમ્ '

રસુજોહનાન પટવારીને તબિયત સબધી મગળમા

' × × × અસહ જમાતનો લેખ 'પતાક'

૦-૯-'૧૮ શોધીને વાચી જઈશ હુ વિરુદ્ધ પક્ષને પૂરેપૂરો સમજવા ઇચ્છુ છુ અને જો તેમા હું ધર્મ જોઉ તો મારો મત છોડતા એક ક્ષણુનાર ઢીલુ નહી જેટલી દલીલો આજ સુધી મે જોઈ છે, તે બધી રૂઢિધર્મ ઉપર રચાયેલી છે શુદ્ધ ધર્મને આધારે થયેલી એક પણ દલીલ મે હજી સુધી સાભળી નથી અત્યજોનો સવાલ મે તો કેવળ ધાર્મિક વૃત્તિથી ઉપાડેલો છે રાજપ્રકરણી વિષય સાથે તેને કશો સબધ નથી રાજપ્રકરણી પરિણામ અવશ્ય આવે છે, પણ તેની ઉપર મે દૃષ્ટિ રાખી જ નથી હુ એટલુ પણ ઉમેરવા ઇચ્છુ છુ કે રૂઢિધર્મને જરાયે માન ન મળવુ જોઈએ, એવુ કહેવાનો મારો આશય નથી શુદ્ધ ધર્મ અચલિત છે, રૂઢિધર્મ કાળે કરીને બદલાઈ શકે છે મનુસ્મૃતિમા કહેલા કેટલાક વચનો પ્રમાણે અત્યારે આપણે ચાલીએ તો કેવળ અનીતિ થાય એવા વચનોનો આપણે ચૂપકીથી ત્યાગ જ કરી દીધો છે × × × '

દેવદાસને ( ગોનકથી થયેલી ગરમડ તથા ડૉ રોયને લખેલા મગળાનુ તારણ આપીને )

"તમે તો જાણો છો કે હુ હમેશા નબળા માણસોને સા કરોળની વિરુદ્ધ છુ મારી પોતાની તેનની બીક પણ તમે જાણો છો બધા ડૉક્ટરોએ મગ અને મગનુ પાણી લેવાનું સૂચવ્યુ, તેનનુ પણ સૂચ યુ દૂધ ॥ વ્રતને લીધે

પડેલા શરીરને બાધતુ એ કઈ પણ ચરબી વિના અને જેને 'પ્રોટીન' કહે છે તે વિના મુશ્કેલ છે દૂધનુ 'પ્રોટીન' અને તેમા રહેલી ચરબી લોહીમા તુરત ભળી જઈ શકે છે તેવોની ચરબીનુ એમ નથી દરેક કઠોળમા પ્રોટીન રહેલુ છે પણ કઠોળનું પ્રોટીન તો ન જ પચે. છતા ઉપર પ્રમાણે બને વેળાયા મને લાગે છે કે એ ભૂલ થઈ દૂધની અવેજ શોધના આવી ભૂલો થયા જ કરશે કોઈ પણ તેલ લીધા વિના તો ચાલવાનુ જ નથી એનુ પ્રમાણ મળવુ જોઈશે એ શોધતા ભૂલો તો થશે જ અને કોઈ કોઈ વાર પાછા પડવુ પડશે જ"

હરિજનનો સવાલ સ્વયંપાકમા ઉન્નતિના સાધન જોઉ છુ પણ વખત બહુ નકામો જાય છે

ઉત્તર

"રાંધવામા વખત જાય એ તો છે જ પણ હુ માનુ છુ કે એ વખત નકામો નથી જતો અને એ વખતમા કાઈક ભારે કાર્ય થઈ શકે એ પણ સાધારણ રીતે ખરી વાત નથી રાંધવામા જેટલો વખત જાય છે તેના કરતા વિશેષ વખત નકામો સેકડે પચાણુ ટકા માણસ હમેશા ગાળે છે સેકડે પચાણુ ટકા તો ઉદારતાથી ગણતરી કરુ છુ તેથી કહુ છુ અને સ્વયંપાક કરનાર માણસ પોતાને ઘણુ કામ હોય છે ત્યારે એવા ઝપાટાથી રાધી લે છે કે એ તમને તો આશ્ચર્યવત્ લાગશે મારો જ દાખલો હુ આપુ તો હુ વિલાયતમા મારો અમુક અભ્યાસી વખત હતો ત્યારે રાંધવામા સવાર સાજ અડધા કલાકથી વધારે વખત નહોતો ગાળતો સવારના પોરિજ રાધતો તેમા બરાબર વીસ મિનિટ જતી અને સાજે જે રાધુ તો સૂપ બનાવુ એને તો હલાવવો નહી પડે એટલે સૂપનો સામાન તૈયાર કરતા જે વખત જાય એ જ વખત જતો સૂપ ચૂલા ઉપર મૂક્યા પછી હુ તેની પાસે બેઠો રહેતો અને વાચતો હાલથી કોઈ કોઈ વિદ્યાર્થીઓ મારી પાસે આવે છે એ બધાને હુ પૂછુ છુ કે તેઓ શુ કરે છે બ્રાહ્મણો ઘણાખરા સ્વયંપાક જ કરે છે એક માણસે એમ કહ્યુ કે એ ખીચડી પકાવે અને તેની સાથે દૂધ અને અથાણુ ખાય તે ખાતો હોય તે સમયે ભાખરી પાકતી હોય તે ભાખરી અને દૂધ સાજે ખાય આમા એ બધો થઈને પોણો કલાક ગાળતો આ તો મે બહુ અતિરેકનો દાખલો આપ્યો છે એટલો સકોચ તમે ભોગવો એમ હુ નથી ઇચ્છતો, પણ દૃષ્ટાંત આપુ છુ કે સ્વયંપાકમા ઘણો ઓછો વખત લઈને પણ ચલાવી શકાય પેલા વિદ્યાર્થીનુ શરીર નીરોગી અને હૃષ્ટપુષ્ટ હતુ, કારણ કે ખીચડી દૂધ કે દહી અને અથાણામા શરીરને જોઈતુ બધુ પોષણ આવી ગયુ જેને સરસ દૂધ અથવા દહી મળે તેને બીજા પદાર્થોની ઘણી ઓછી દરકાર રહે તમે સહાયે

સ્વયપાક કરો એવુ મારુ લખાણુ છે એમ ન ધારી લેશો પણ પ્રસગ આવ્યે રાધી લેતા તમે જરાયે ન આચકો ખાઓ અને તેમા આટલો વખત નકામો ગયો એમ માનીને નકામા નિસાસા ન નાખો એટલા સારુ ઉપર પ્રમાણે લખ્યુ છે માટી તો તમે સ્થિતિએ આવો અને ચચાંને ઓનાદી લો અને હદમા રહીને યોગ્ય સ્વાદો કરો અને ભોગ ભોગવો, તેમા મારે કાઈ કહેવા જેવુ ન હોય. માત્ર જે ભૂલ થઈ ગઈ તે હવે કોઈ કાળે ન થાય એ ચેમ પૈસાદાર થવાનો લોભ ન કરો તે ઇચ્છુ છુ

'સોરાબજીનુ મૃત્યુ સભારો ડૉ છગરાજ મહેતા ગુજરી ગયા છે એનુ સ્મરણ કરો સર રતન તાતા ગુજરી ગયા એ વિચારો જ્યા દેહની આટલી નથી ક્ષણિકતા છે ત્યા ઉત્પાત શા કરવા? પૈસાની પાછળ દોડાદોડી શી કરવી? સાવારણ પણ દઢ પ્રયાસથી જેટલુ દ્રવ્ય એ કઠુ કરી શકાય તેટલુ કરો, પણ તમારા મતની સાથે એટલો નિશ્ચય રો કે દ્રવ્ય મેળવતા સત્યનો માર્ગ નહી છોડો જે નિશ્ચય તમારાથી થઈ શકે એ નિશ્ચય કરી દ્રવ્યોપાર્જન સુખેથી કરો

બાપુના આશીર્વાદ'

ડૉ રાયનો કાગળ આવ્યો દૂધના કેટલાક તત્ત્વો કેસીન વગેરે, મિલ્ક શુગર, અમુક અમુક ઠેકાણે છે વધારેમા વધારે વટાણા અને મસુરની દાળમા છે, મગફળી બીજના તેલમા પણ છે છતા દૂધનું સુન્દર અવેજી મળવુ તો મુશ્કેલ છે એમ લખ્યા પછી દૂધ આર્થિક કારણસર ન ખાતા હો તો ઘણી ગાયો વાછરડા માટે જોઈએ તે કરતા વધારે દૂધ દે છે, એમ લખીને ઔષધાર્થે સુરાપાનમ્ એ સૂત્ર ટાકે છે અને એ જૂના મિત્ર તરીકે આગ્રહ કરે છે કે દૂધ લો તેને ઉત્તર

" "દૂધનો પ્રશ્ન મારે માટે તમે જણાવો છો એવો સહેલો નથી વાણગા પ્રત્યેનો સમભાવ મારી સાદગીમા મને દૂધ લેતો રોકે છે એમ નથી પણ સાદગીમા પણ દૂધ અને તેની બનાવટ નહી લેવાનુ મે ચોક્કસ વ્રત લીધેલુ છે અને મને લાગે છે કે જાણી જોઈને અને ઇરાદાપૂર્વક લીધેલુ વ્રત તોડવુ તેના કરતા તો મરી જવુ એ વધારે સારુ છે અત્યારે જે પરિણામ હુ ભોગવી રહ્યો છુ તે વ્રત લેતી વખતે મારી સામે હતા તે વખતે જાણતો હતો કે દૂધનુ બીજુ કોઈ અવેજી મેળવવુ અતિશય મુશ્કેલ છે તમે જણાવ્યા છે એમાના કોઈ તેલ તમે એવા વિશુદ્ધ કરી શકો છો ખરા જેથી તે વધારે સુપાચ્ય બને? તમે જાણો છો કે અમેરિકાના રસાયણશાસ્ત્રીઓએ કપાસિયાના તેલને એવુ કર્યું છે કપાસિયાનુ તેલ વિશુદ્ધ કર્યા વિના ખાઈ શકાય એવુ નથી પણ હવે લોકો બેધડક તે ખાય છે હુ એમ કહેવા નથી માગતો કે હું માગુ

છુ એટલે દરજ્જે તેને તેઓ નિશ્ચિંત કરી શક્યા છે પણ એ તો પ્રમાણનો સવાલ છે

મેવક •
મો૦ ક૦ ગાધી"

તબિયત હવે ઘણી સતોષકારક થઈ ગઈ પ્રાર્થનામા જવા માડયુ
દુગની ખબર લેવા ગયા નાના ભાષણો પણ આપ્યા
૨૦-૧-૧૮ મગળો તો ચાલે જ છે રાષ્ટ્રીય શાળામા પરિવર્તન
સરોજિની નાયડુ બિહાર છાત્રસમેલનના પ્રમુખ થવાના
છે તેમને પત્ર

"તમે મને જે સવાલો પૂછ્યા છે તે ઉપરથી જણાય છે કે મારી શરમ, એટલે કે મારી માદગી વિષે તમે જાણો છો મારી તબિયત સુધરતી જાય છે પણ વરડા ઉપર થોડી મિનિટ આટા મારી શકુ તે ઉપરાત વધુ ચાલવાની શક્તિ મારામા આવી નથી તમારી સાથે પૂર્ણિયા આવવાની મને ઘણીયે ઇચ્છા થાય છે મરણ ત્યાના લોકો મારી હાજરી ઇચ્છે છે પણ તેમ કરવુ મારે માટે અશક્ય છે છતા હુ આશા રાખુ છુ કે ત્યા તમે સીધા ચાલશો અને તમારુ ભાષણ હિદી અથવા ઉર્દૂ — રાષ્ટ્રભાષાને જે નામ આપવુ હોય તે આપો — તેમા આપશો તમારા દષ્ટાતથી ત્યાના જુવાન માણસો માતૃભાષા ખીલવવાનુ શીખશે કારણ તેમને માટે હિદી અથવા ઉર્દૂ કેવળ રાષ્ટ્રભાષા જ નથી એ તો એમની માતૃભાષા છે એક લીટી જરૂર લખશો

તમારો
મો૦ ક૦ ગાધી'

બિહારમા પુડલિકને ત્રાસ તેની દઢતા, પોલીસ સુપરિન્ટેન્ડન્ટને સાચા, નીડર જવાબ ભવિષ્યનુ વર્તન કેવુ રાખવુ તે સબધે પત્ર

'ભાઈશ્રી પુડલિક,

'આપકે સબ ખત મૈં બડે ધ્યાનસે પઢતા હૂં આપકે સબ જવાબ બડે અચ્છે હૈં આપકા પ્રભાવ હી ઐસા હૈ સુપરિન્ટેન્ડન્ટકે અપમાનકી બરદાશ્ત કરનેમેં જો શૌર્ય રહતા હૈ વહ અપમાનકે સામને અપમાન દેનેમેં નહીં હૈ આપકી તિતિક્ષાસે સુપરિન્ટેન્ડન્ટકો જિતના સહન કરના પડેગા ઉસકા શતાશ ભી આપકે અપમાનસે ઉસકો નહીં સહના પડતા વહ તો ચાહતા હૈ કિ આપ આવેગમેં આકર કુછ ભી અયુક્ત વાક્ય બોલ દે

'અબ આપકે પ્રશ્નોંકા ઉત્તર દેતા હૂં યદિ પાઠશાલા બધ કરનેકી યા તો ભીતિહરવા છોડ દેનેકી સરકારી લિખિત નોટિસ મિલે તો પાઠશાલા યા તો ભીતિહરવા

છોડકર મુઝે તાર દિયા જાય. સુપરિન્ટેન્ડન્ટ જો કુછ પ્રશ્ન પૂછે ઉસકા ઉત્તર જૈસે દેતે હો વૈસે હી દેતે રહના. પૂરા સત્ય કહના મૈં જો કુછ લિખતા હૂં વહ સબ ઉસકો કહનેમેં કુછ ભી હર્જ નહીં હૈ

"આપકી સત્યતાકે ઉપર મેરા પૂર્ણ વિશ્વાસ હૈ

મો૰ ક૰ ગાંધી"

ડૉ. પ્રાણજીવન મહેતાનો એક મોટો લેખ મૉન્ટેગ્યુના એક ભાષણ પરથી ગુજરાતને સ્વરાજ અપાવવાની સૂચના લીધી અને એક લેખ
૨૧-૯-૧૮ લખી કાઢ્યો. લાંબોલચક તેત્રીસ પાનાનો ગુજરાતના કળાકૌશલ્ય, ધર્મબદ્ધતા, રાજકીય બુદ્ધિ વગેરે કારણોને લીધે સ્વરાજ મળવાની યોગ્યતા વિષે તે વિષે બાપુ બોલ્યા ડાક્તર ટૂંકું લખતા શીખ્યા જ નથી એ સૂચના કોણ સ્વીકારે?

તેને ઉત્તરમા તાર

૧ "હુ ધારુ છુ કે લેખ પ્રગટ કરવો નહીં. પણ પ્રગટ કરવો જ હોય તો ગુજરાતની વિશેષ યોગ્યતાવાળો ભાગ કાઢી નાખો કાગળમા વધારે લખું છુ'

એમને કાગળ

"તમારુ લખાણ ધ્યાનપૂર્વક વાચી ગયો ગઈ કાલે એક તાર કર્યો, આજે બીજો કર્યો છે વિચાર સરસ છે, પણ અત્યારના વાતાવરણમા તેનો અમલ થવાનો જરાયે સભવ નથી બીજા કોઈ પણ પ્રાતો આ વાતને ટેકો આપે તેમ નથી તમને ખબર હશે કે મગાળ એ વિષે ખૂબ પ્રયત્ન કરી રહ્યુ છે તેનો તો છૂપો પ્રયત્ન પણ છે કે પોતાને પ્રથમ પુરુ સ્વરાજ મળે ગુજરાતને જ પહેલુ સ્વરાજ્ય મળે એવો પ્રયત્ન કરવા ગુજરાતમા કોણ તૈયાર નહી થાય? તમારી સૂચના કઈક જુદા સ્વરૂપમા શર્માએ વડી ધારાસભામા કરી હતી તેને, હુ કબૂલ કરુ છુ કે બહુ અયોગ્ય રીતે, બધા સભ્યોએ હસી કાઢી મૉટેગ્યુએ તેને વજન આપ્યુ છે, પણ એમ સૂચવ્યુ છે કે એવો મહત્ત્વનો ફેરફાર કરવો એ અત્યારે બ્રિટિશ અમલદારોનુ કામ નથી, પણ હવે પછીની નવી થનારી કાઉન્સિલો તેનો વિચાર કરી શકે છે આ તો તમારી સૂચના વિષે

"ગુજરાતની શ્રેષ્ઠતા વિષે તમે જે દલીલો કરેલી છે એ તો કલેશ જ ઉત્પન્ન કરે અત્યારે એ તકરારી વાત ગણાય મહારાષ્ટ્ર આપણા કરતા વધારે પુરાવો સ્વરાજને સારુ રજૂ કરી શકશે મદ્રાસ કહેશે કે અમે તો પશ્ચિમના ધોરણથી ભીજાઈ ગયા છીએ, એટલે અમારા જેવું તો કોઈ જ લાયક નહી હોય ગુજરાત બહુ પાછળપડતો દેશ છે એમ સાધારણ રીતે ગણી કાઢવામા

આવે છે, અને જે દલીલો તમે આપણા પક્ષમા વાપરો છો તે આપણી સામે વપરાશે આ બધી વિરોધી વાતોથી થાકી જવાનુ પણ કારણ નથી પણ સ્વરાજની આ પ્રવૃત્તિ આના વાતાવરણમા શરૂ કરવી કે નહી તેની યોગ્યતાનો ખ્યાલ કરવો આવશ્યક છે આનુ વિચારીને જે લખવુ ઘટે તે લખશો તેનો અમલ કરવા હુ તૈયાર છુ

મોહનદાસના વદેમાતરમ્'

આજે અપૂર્વ આનદમા પ્રાર્થનામા સાજે 'પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ વાચવો શરૂ કરી દીધો

"જુઓ ભાઈ, આનો કર્તા કોણ? જોન બનિયન એ કોણ હતો તે તમને ખબર છે? આપણા પ્રહ્લાદના જેવો ટેકીલો, સત્યની ખાતર પ્રહ્લાદે જેમ સકટ વેઠેલા તેમ એ સત્યની ખાતર જેલમા રહેલો અને આપણા તિલક મહારાજે જેમ 'ગીતારહસ્ય' જેલમા રહીને લખ્યુ તેમ એમણે જેલમા લખી આ યાત્રાળુની મુસાફરી મુસાફરી કહો, ચડતી કહો, ઉન્નતિ કહો, એ લખી

ગીતા ઉપર ભાષ્યો છે તેમ 'પિલ્ગ્રિમ્સ પ્રોગ્રેસ' એ બાઇબલ ઉપર એક ભાષ્ય છે બાઇબલ ઉપર ભાષ્ય પણ ન કહેવાય બાઇબલના સુદરમા સુદર ભાગનુ વિવેચન છે અગ્રેજીમા તો એ ભારેમા ભારે વસ્તુ ગણાય છે, લગભગ બાઇબલની સાથે એ મુકાય છે અને બનિયને એને એવી તો સરળ, સુદર ભાષામા બાળકોને માટે મૂક્યુ છે કે જ્યા જ્યા અગ્રેજી ભાષા બોલાય છે ત્યા ત્યા બાળકો માટે એ અદ્ભુત પુસ્તક ગણાય છે એના કર્તાને પુસ્તકના ઉપોદ્ઘાતમા તુલસીદાસજીએ જેમ રામાયણને વિષે કહ્યુ છે તેમ, એ પુસ્તકને વિષે કહ્યુ છે કે એને સૌ કોઈ ભવિષ્યમા વાચશે અને છે પણ રામાયણના જેવુ તુલસી રામાયણમા બાળકો રસના ઘૂટડા લીએ છે અને ઘણા મોટા મોટાઓ ગોથા ખાય છે, તેમ આ પુસ્તકમા પણ બાળકોને અતિશય રસ આવે એમ છે પણ હવે તો એ પુસ્તક આપણે વાચીએ જુઓ 'ભવાટવીમા હુ ભટકતા ભટકતા' એમ કહ્યુ છે આપણે ત્યા પણ સસાર ઘોર અરણ્યરૂપ કહ્યો છે, તેમ એણે પણ જગતને અરણ્ય કહ્યુ છે એવી ભવાટવીમા થાક્યોપાક્યો હુ એક ઘોર ગુફામા આવી પડ્યો હતો એમ કહે છે થાક્યોપાક્યો તે શારીરિક શ્રમ જ નહી પણ આત્માનો થાક પણ એને લાગેલો અનેક વિચારો કરેલા અનેક ગ્રથોથી અનેક વસ્તુઓ જાણેલી સાભળેલી, પણ કાઈ તત્ત્વ જાણવાનુ નહીં મળેલ એટલે વિચારોનો આત્મા થાકીપાકીને મૂઝાઈ રહેલો એટલે થાકથી સૂઈ ગયો સૂઈ ગયો અને સ્વપ્નુ જોયુ સ્વપ્નામા એણે કોને દીઠો? કોને દીઠો? ખબર છે? એક ફાટલુટા કપડા પહેરેલા માણસને વારુ, છોકરાઓ, કહો જોઈએ, સુદામા

શ્રીકૃષ્ણને ત્યા ગના ત્યારે કેવો પોશાક પહેરીને ગયેલા ? રેશમી કોગ્ની ધોતી ને જરીના જામા ને ખાગી એરા દક્ષિગી પાઘડી અને કસમી ઉપગણા પહેરેલા કે ? નહી, ફાગતૂટા કપડા પહેરેના, તેમ આગે પણ ચીથરા પહેરેલા કેમ, રૂખી ખબર છે, સુદામાએ શુ પહેરેલુ ? તને તો ખબર નહી હોય, પણ મને તો ખબર છે કારણ હુ તો સુદામાના ગામ પોરબદરમા જન્મેલો છુ વારૂ, સુદામાનુ મો કઈ બાજુએ હતુ ? એમના ઘર તરફ હતુ કે ? ભાઈ, એ તો ઘર છોડીને પ્રભુને ત્યા જતો હતો, તેમ આપણો મુસાફર પણ ઘર તરફથી મો ફેરવીને બીજે કોઈ પથે ચડેલો હતો અને વળી, એના ખભા ઉપર શુ હતુ ? રૂખી, આપણે કોચરબમા હતા ત્યારે પાચ મણનો કોથળો લઈને પેલો મજૂર આવતો, તેવો કોથળો એના ખભા ઉપર હતો પરસેવે એ રેબઝેબ થઈ રહેલો, અને એવો તો વળી ગયેલો કે હુ એને કેવી રીતે કહી શકુ કે તુ ટટ્ટાર ઊભો રહે ? આ માણસના હાથમા હતુ એક પુસ્તક એ પુસ્તક બીજુ કોઈ નહી પણ બાઇબલ જ વાચીને એને આસુ ટપકતા હતા ગોપીચદની વાત ખબર છે કે ? પોતે નહાવા બેઠેલા હતા ત્યા ઉપરથી એની માતા એને જોઈ રહ્યા હતા અને તેમની આખમાથી તેમના ઉપર આસુ ટપકતા હતા વાદળા તો કાઈ હતા નહી, છતા વરસાદ ક્યાથી પડતો હતો ? ગોપીચદે જોયુ કે વરસાદ તો પોતાની માતાની આખમાથી પડતો હતો પણ એ કેમ રડતા હતા એ તો વળી અગાઉ કોઈ વાર સમજાવીશ પણ આ ભાઈને પણ આસુ ટપકતા હતા પ્રભુને ઘેર જવા નીકળ્યો છે, આ તો ભક્તરાજ છે, એટલે એની આખમાથી આસુ પડી રહ્યા હતા ”

નાનુભાઈને

“ લડાઈમા જવાનુ કેવળ બધ જ રહ્યુ છે એટલે સુધી માનવાનુ કારણ નથી * પણ નિશાનીઓ બધ રહેશે એવી જોયા કરુ છુ

૨૪–૬–’૧૮ લડાઈમા જવાથી જ વીરત્વ આવે છે એમ માનવાનુ કારણ નથી લડાઈની બહાર રહીને પણ તે બળ આપણે કેળવી શકીએ છીએ. લડાઈ એ ઘણા સાધનોમાનુ એક બળવાન સાધન છે. પણ જેનુ એ બળવાન છે તેનુ દાખિલ પાપ છે નિર્દોષ રીતે આપણે વીર બની શકીએ છીએ શરીર સાથે જે યુદ્ધ થઈ રહ્યુ છે તેમાથી આત્માને અનાત્મા સાથે જે યુદ્ધ કરવાનુ છે તે કરવાની શક્તિ આપણે પ્રાપ્ત કરી શકીએ તો તેમાથી વીરતા આવે છે

મોહનદાસના વદેમાતરમ્”

* નવેમ્બરમા જર્મનીની પૂરી હાર થઈ એટલે ઉત્તર વિભાગના કમિશનરે કહેવડાવ્યુ કે રગરૂટની ભરતી કરવાની હવે આવશ્યકતા નથી

શ્વેબ કુરેશીને :

¶ "હું ઇચ્છું છું કે મારા કાંડામાં અને આંગળાંમાં પૂરતું બળ હોય કે હું તમને મારા હસ્તાક્ષર મોકલી શકું. પણ અત્યારે તો મિત્રના કાંડા અને આંગળાંની મદદ લઈને મારે સંતોષ માનવો પડે છે. અલીભાઈઓના કેસની તપાસ કરવા માટેની કમિટી બાબત તો તમે બધું જાણો છો. આપણે ગોકળ-ગાયના વેગે ચાલીએ છીએ. આપણી ગતિ આગળ છે કે પાછળ તે હું જાણતો નથી. સત્યાગ્રહીને માટે તો બધી ગતિઓ આગળ લઈ જનારી હોય છે. સરકારનો ઇરાદો સારો હશે તો તો આપણે બધાને માટે સારું જ છે. જો તેની દાનત ખરાબ હશે તો કાર્યકારણના અચૂક કાયદા પ્રમાણે તેના ઉપર તેનો પ્રત્યાઘાત થવાનો છે. અને તેને તેથી નુકસાન થવાનું છે, આપણને નહીં. શરત એક જ છે કે આપણે પણ તેના જેવા જ ન થઈએ. મોટે ભાગે આપણે ભૂંડાની સાથે ભૂંડા થઈએ છીએ, તેથી અનિષ્ટ નીંદામણની માફક વધ્યાં જ કરે છે. આપણે માટે અસલ કાયદો તો 'અનિષ્ટનો વિરોધ અનિષ્ટથી ન કરો' એ છે. આ દુનિયામાં આપણે બે વૃત્તિઓ લઈને આવીએ છીએ. એક પશુની અને બીજી મનુષ્યની અથવા આસુરી અને દૈવી દૈવી વૃત્તિએ આસુરી વૃત્તિ ઉપર સતત વિજય મેળવવાનો છે. પણ હું આ બીજી વાત ઉપર ઊતરી ગયો. જોકે મારે માટે તો એ વિનોદ છે, પણ અત્યારે હું તેમાં ઊતરવા ઇચ્છતો નથી. અત્યારે આપણી સામે જે કામ છે તેની જ વાત કરીએ તો હું તમને જણાવું કે ઘાટેની મારફત અલીભાઈઓ સાથે હું બહુ ગાઢ સંસર્ગમાં રહું છું.

મો૦ ક૦ ગાંધી"

૧-૧૦-'૧૮ સં. ૧૯૭૪ ભાદ્રપદ કૃષ્ણ ૧૨. બાપુજીનો જન્મદિવસ. સવારે ચાર વાગ્યે ઊઠીને સર્વે બાપુજીની ઓરડી આગળ ગયાં. ત્યાં જઈ થોડી વાર બેઠાં અને ભજન કર્યાં. બાપુજી ઓરડીમાં સૂતા હતા. ભજન કર્યા પછી બાપુજીને પ્રણામ કરવા ગયાં. પ્રણામ થઈ રહ્યા પછી બાપુએ નીચેના ઉદ્ગારો કાઢ્યા :

તમે બધાંએ આજે સવારે અહીં આવીને મારા ઉપર જે પ્રેમ બતાવ્યો છે તેને હું લાયક છું? મને લાગે છે કે હું લાયક નથી. હું સાધારણ રીતે બહાર પણ વિવેકના શબ્દો નથી બોલતો અને આશ્રમમાં તો જરૂર ન બોલું. એટલે મારા આ શબ્દો વિવેકના નથી. પણ મને મારા અંતરમાં એમ જ લાગે છે કે તમે મારા ઉપર અગાધ પ્રેમ બતાવો છો તેને હું પાત્ર નથી. જેણે સેવાધર્મ સ્વીકાર્યો છે તેની પાસેથી તો

બહુ જ આશા રાખી શકાય મેં જે કાંઈ કર્યું છે તે તો તેને હિસાબે કંઈ નથી તમે સૌએ પણ સેવામાં ફાળો આપ્યો છે તમને સૌને હું કહુ છું કે તમારી ભક્તિ ચાલુ રાખજો માણસના મરી ગયા પછી તે ભક્તિ પ્રગટ કરવી ઠીક નથી કારણ તેના મરણ પછી તેનુ કાર્ય પૂરેપૂરુ જોયા વિના આપણે તેના કામની કિંમત શી રીતે આંકી શકીએ? અને મરણ પછી પણ કિંમત આંકતા વાર લાગે છે માટે માણસના મરણ પછી તેની જયંતીઓ ઊજવવી તે નકામુ છે

તમને હું બીજુ તો શુ કહુ? આજે સવારે ચાર વાગ્યા પહેલા વિચાર કરતો હતો સુરેન્દ્રએ મને એક સવાલ પૂછ્યો હતો કે તમે મારી પાસે વધારેમા વધારે શી આશા રાખો છો? દેવદાસ પાસેથી શી રાખો છો? છોટેલાલ પાસેથી શી રાખો છો? તમારી દરેકની પાસે શી આશા રાખુ છુ તે કહેવાને બદલે તમારા સૌની પાસેથી હું જે એક આશા રાખુ છુ તે કહુ તે એ કે આપણુ પહેલુ અને છેલ્લુ વ્રત જે સત્યવ્રત તે તમે બરોબર પાળો જેમા આપણે મોક્ષ માન્યો છે તે બરોબર પાળવુ જોઈએ તમે એ પ્રમાણે કામ કરી આશ્રમના જે ઉદ્દેશો ધાર્યા છે તે બધાને તેઓ પાર પાડી આશ્રમને દીપાવો તમારા કામના અને ચારિત્રના સરવાળા ઉપરથી આશ્રમની કિંમત થશે આશ્રમ હિંદુસ્તાનની સેવા માટે સ્થાપ્યો છે હિંદુસ્તાનની સેવા મારફત આત્માની સેવા આપણા ઘણા ટીકાકારો પણ છે ટીકાકારો તો હોય જ પરંતુ આપણુ પહેલુ અને છેલ્લુ વ્રત સત્ય આપણે પાળતા હઈશુ તો આપણે તે ટીકાઓથી ડરવાનુ નથી આપણે દંભ કરતા હઈશુ, પાખંડ કરતા હઈશુ તો જુદી વાત છે પણ આપણુ ધ્યેય તો એ જ છે એમા શંકા નથી હોય આશ્રમ એ આપણા સૌના ચારિત્ર્યનો સરવાળો છે એટલે દરેકનુ ચારિત્ર્ય એટલુ વધે કે આશ્રમનો કુલ સરવાળો મોટો થાય એમ ઇચ્છુ છુ હું આ વ્રત કેટલે અંશે પાળુ છુ અથવા પાળી શકુ છુ તે હું વારવાર તપાસ્યા કરુ છુ અને મને મારામા ઘણી ત્રુટીઓ લાગે છે હું આ જન્મમા તે ત્રુટીઓ કાઢી નાખી શકીશ કે નહી તે મને ખબર નથી તમારામા અને આશ્રમમા જે ત્રુટીઓ છે તે મારે લીધે જ આવેલી છે તો હું તમારી પાસે એ માગુ છુ કે તમે પ્રભુ પાસે મારી અને તમારી ત્રુટીઓ કાઢી નાખવા અને મે ઉપાડેલા કામમા મને સફળતા આપવા પ્રાર્થના કરો તમે મારી ઉપર જે પ્રેમ દર્શાવો છો, જે ભક્તિ બતાવો છો તેને માટે લાયક થવાનો પ્રયત્ન કરીશ પ્રભુ મને તે બળ દે એ હુ માગુ છુ તમે પણ તમારા કર્તવ્યમા સફળ થાઓ હું અને તમે એકબીજાને મદદ કરવા શક્તિમાન થઈએ એ માગુ છુ બીજુ શુ

કહુ ? તમારી ભક્તિનુ ફળ મળ્યા સિવાય રહેવાનુ નથી માટે જાઓ, સૌ સૌના કર્તવ્યમા પરાયણ રહો

પછીની રાત્રે જ ગભરાટ — ઓકટોબર તા ૨થી ૧૦ સુધી ભયકર માદગી દેવદાસને, હરિલાલને અને છોટેલાલને મગળ
૨-૧૦-'૧૮ ગીતાજીવન ગીતાના બીજા અધ્યાયનુ અધ્યયન
વિહાય कामान् य सर्वान् એ શ્લોકનુ ૨૦૦ વાર રટણ
બ્રાહ્મી સ્થિતિનો અનુભવ

આશ્રમમા ઇન્ફ્લ્યુએન્ઝા શમ્ભુનાથ પરીખની માદગી બાપુમા અશક્તિ હતા ગગાબહેનની દીકરીની માદગીની ખબર સાભળીને
૧૧-૧૦-'૧૮ તેમને મગળ

'તમે બધા, વગેરે માદા પડયા એ વિષે પત્ર આજે જ વાચ્યુ પણ ઇશ્વરકૃપાએ તમારા બધાની તબિયત સુધારા ઉપર છે એ વાચીને પણ રાજી થયો જેણે મેવાધર્મ સ્વીકાર્યો તેના શરીર તો વજ્ર જેવા થવા જોઈએ એક સમયે આપણા વડવાઓ પોતાના શરીરને એવા કરી શકતા હતા આજે આપણે દીન બની ગયા છીએ અને વાતાવરણમા ફરતા અનેક ઝેરી જતુઓને તાબે થઈ જઈએ છીએ એમાથી છૂટી જવાનો આ તૂટેલી દશામા પણ એક જ ખરેખરો રસ્તો છે, અને તે સયમ કહો, મર્યાદા કહો, એ છે આ દર્દમા બે વસ્તુની સભાળ રાખવાથી શરીર ઓછામ ઓછુ જોખમમા રહે છે, એવો ડોક્ટરોનો અભિપ્રાય છે અને તે ખરો છે તબિયત સારી થઈ ગઈ છે એમ લાગે પછી પણ પ્રવાહી અને જલદી પચે એવો સાદો ખોરાક લેવો અને પથારીમા પડયા રહેવ અનેક દરદીઓ બીજે કે ત્રીજે દિવસે એમએક તાવ ઊતરી જવાથી ઊતરાઈને કામકાજ કરતા થઈ જાય છે, અને હમેશનુ ખાણુ ખાય છે આથી માદગી પાછી જોર કરે છે અને ઘણે ભાગે પ્રાણ લે છે એટલે તમે બધા હમણા પથારીનુ સેવન કરો એવી મારી વિનતી છે મને તબિયતના સમાચાર હમેશા દેતા રહેશો હુ હજી પથારીવશ છુ ઘણા દિવસ રહેવુ પડશે પણ તબિયત સુધારા પર છે એમ કહી શકાય મગેજો નખાવવાની પણ ડૉક્ટરોની મનાઈ છે, પણ તમને લખ્યા વિના કેમ રહેવાય? સા રહેવાની અગવડ હોય અને અહી આવવુ હોય તો જરૂર આવશો અત્યારે આશ્રમમા દસ ખાટલા છે, તેમા ભયકર તો ભાઈ શમ્ભુનાથ પરીખનો કેસ જોવામા આવે છે તેને પણ આજે વળતા પાણી છે એમ લાગે છે

મોહનદાસ ગાધીના વદેમાતરમ્'

હરિલાલની પત્ની ગુજરી ગયા ત્યારથી તેને રોજ કાગળો લખાતા. આજનો કાગળ જરા વિશિષ્ટ છે :

૨૧–૧૦–'૧૮ "તમારું પત્ર મળ્યું છે આજે ખાસ લખવાનું કાંઈ સૂઝતુ નથી તમે સ્વસ્થ થાઓ અને રહો એવું કેમ બને એ જ વિચારો કરું છુ જે મારા કોઈ પણ વાક્યથી હુ તમને સ્વસ્થ બનાવી શકું અને એ વાક્ય હુ જાણુ તો તરત હુ લખી નાખું. આ સસાર કેવો છે તેનો ખ્યાલ તમને આવી શક્યો છે કે કેમ એ હુ જાણતો નથી. પણ મને તો ક્ષણ પ્રતિક્ષણ તેનુ સૂક્ષ્મ દર્શન થયાં કરે છે. અને જે પ્રમાણે તેને ઋષિમુનિઓએ ગાયો છે તેવો તાદૃશ હુ જોઉં છુ, અને તે એટલી સૂક્ષ્મતાથી હુ જોઈ શકું છુ કે મને એમા જરાયે રસ આવતો નથી શરીર છે ત્યા સુધી પ્રવૃત્તિ તો હોય જ, એટલે શુદ્ધમા શુદ્ધ પ્રવૃત્તિમા ગૂથાયેલા રહેવું એ જ મને ગમે છે અને એવી પ્રવૃત્તિમાં રહી શકાય તેને સારુ જોઈતા સંયમ પાળવામા મને આનંદની લહેરો જ આવે છે એમ કહેવામાં જરા પણ અતિશયોક્તિ નથી. આ વાત જેટલે દરજ્જે સમજી શકાય અને તેનો અમલ થઈ શકે તેટલે દરજ્જે માણસ ખરું સુખ મેળવી શકે છે. તે સુખના ભોગી તમે થઈ શકો એવી તમારી સ્થિતિ આ સંકટમાથી ઉત્પન્ન થાય તો એ સકટ પણ લગભગ આવકારલાયક ગણી શકીએ. જો તમારું મન કાંઈ પણ અવકાશ લઈ શકતુ હોય તો આ બધી વાતો વિચારજો. બધાની તબિયત મઝામાં છે. માંદા બધા સારા થતા જાય છે. મને પણ સારું છે. આને તમે બધા કાગળ વંચાવતા હશો તેમ માનીને હુ નોખો કાગળ નથી લખતો."

¶ "ભાઈશ્રી શાસ્ત્રિયાર,

"તમારા કાગળ માટે આભારી છુ. તેની હુ પૂરી કદર કરુ છુ જે વૃત્તિથી એ લખાયો છે તે હુ સમજુ છુ. તમને હુ ખાતરી આપું

૫–૧૧–'૧૮ છુ કે મારી તબિયતની હું લઈ શકાય એટલી વધારે કાળજી લઉં છુ. જે માણસ કદી પથારીવશ ન થયો હોય તેને પથારીનો ત્રણ મહિના અનુભવ લેવો પડે તે કાંઈ હાંસીના ખેલ નથી. મારી માંદગી હજી પણ વધારે લંબાશે તો તે મારા પોતાના અજ્ઞાન અથવા મૂર્ખાઈને લીધે, અથવા બન્નેને લીધે હશે. મારી તબિયતના એક પણ ઊથલાને માટે હુ સારવાર કરનારાઓ અથવા દાક્તર મિત્રોની બિનઆવડતને જવાબદાર ગણી શકું એમ નથી તેઓ તો જેને તેઓ મારુ ચક્રમપણું માને છે તેને લીધે લાચાર છે. છતા તેઓ મારા અગ જેવા બની ગયા છે અને જ્યારે હુ અપાર વેદના અનુભવતો હોઉં ત્યારે મને બને એટલી વધારે આસાયેશ અને આરામ આપે

છે મોતીહારીના રેવરન્ડ હૉજે લખેલા કાગળમાંથી ૨૧ ડૉ દેવ વિષે જે ઉલેખ છે તે લો ઉતારો મોકલી આપું છું એ બહુ સ્વતંત્ર ખવાસનો અને ઉદાર વિચારનો પાદરી છે હું આશા રાખુ છુ કે તમારી તબિયત સારી હશે અથવા તો આટલું ભારે સાર્વજનિક કામ તમારા ઉપર આવી પડેલુ છે તેના બોજા નીચે જેટલી સારી રહી શકે એટલી સારી હશે

સેવક
મો૦ ક૦ ગાંધી'

મહમદઅલીએ મારા કાગળ ઉપરથી આહારને લગતા વ્રતોની વિરુદ્ધ એક ઘણો જ આગ્રહપૂર્વક કાગળ લખ્યો એનો ઉત્તર

૧૮-૧૧-'૧૮ "પ્રિય મિત્ર,

'તમારા તરફથી જાણે કે યુગો પછી કાગળ મળ્યો તેથી મને બહુ જ આનંદ થયો છે તમારા મગજોમા તમારો ભારે પ્રેમ નીતરતો હોય છે તે માટે હું બહુ જ આભારી છુ તમારા પ્રેમના બદલા તરીકે મારા વ્રતોનો શબ્દાર્થ કાઈ પણ મારીમચડીને તમે સૂચવો છો તેમ જો હું કરી શકુ તો તેમ કરવા હું આનંદપૂર્વક તૈયાર થાઉ પણ આ જાતે લાદેલા બંધનમાથી નીકળવાનો કોઈ રસ્તો નથી જે વ્રત મે ખૂબ વિચારપૂર્વક અને તેના જે પરિણામો આવી શકે એ બધા ધ્યાનમા લીધા પછી લીધેલુ છે એ વ્રતની હું અવગણના કરુ તો ઈશ્વર પ્રત્યે, માનવજાત પ્રત્યે અને મારા પોતા પ્રત્યે હું ખોટો નીવડુ મારી જે કઈ ઉપયોગિતા છે તે સમૂળગી નષ્ટ થઈ જાય, જો મિત્રોના આગ્રહને વશ થઈને હું મારા વ્રતમા ફેરફાર કરુ આ માદગીને હું મારે માટે એક પ્રસંગને અને લાભનો પ્રસંગ ગણુ છુ અત્યારે તો મારે મિત્રોના પ્રાર્થનામય ટેકાની અને ઉત્તેજનની જરૂર છે હું તમને ખાતરી આપુ છુ કે વ્રતના બંધનોની મર્યાદામા રહીને આ શરીર સાચવવા માટે જેટલી મરજી લઈ શકાય તે બધી હું લઉં છુ હવે મને એક દાક્તર મિત્ર મળી ગયા છે જે મર્દનથી, બરફથી, અને ઊંડા શ્વાસોચ્છ્વાસથી મારી શક્તિ પાછી મેળવી આપવાનું માથે લે છે તેઓ ધારે છે કે બે મહિનાની અંદર મારા શરીરમા એટલુ લોહી ભરાશે અને મારુ વજન વધશે જેને લીધે હું હરીફરી શકીશ અને સાધારણ માનસિક શ્રમ ઉપાડી શકીશ તેની ચિકિત્સા મને બુદ્ધિયુક્ત અને સ્વાભાવિક લાગે છે વધારે તો એ છે કે તેમાં મારી શ્રદ્ધા બેઠી છે અને આરામના યોગ્ય ફેરફારોથી હું આશા રાખુ છુ કે એ મિત્રનુ ભવિષ્ય સાચુ પડશે

'તમારી ઉપરના તહોમતો મને વાચી સભળાવવામા આવ્યા છે આના કરતા નમાલુ અને છીછરુ તહોમતનામુ મે વાચ્યુ નથી હુ ધારું છું કે તમારો

જવાબ સ્પષ્ટ, સીધો અને ગૌરવયુક્ત હશે મને તો ખુંનુ જણાય છે કે કમિટી એટલા માટે નીમવામા આવી છે કે સરકારને આ મુશ્કેલીમાથી છટકી જવાનું તે સાધન પૂરુ પાડે ગમે તેમ હો, આપણે તો હવે કમિટીના નિર્ણયો વિષે સપૂર્ણ તટસ્થ રહી શકીએ છીએ તમારો બચાવ એટલો બધો મજબૂત છે કે કમિટીનો નિર્ણય આપણી વિરુદ્ધ આવે તો આપણે એવુ આદોલન ઊભુ કરી શકીએ એમ છીએ કે તમે આટલો લાબો વખત અને આટલી ધીરજથી આ ઘાતકી અન્યાયનો ભોગ થયા તે માટેના કોપાગ્નિથી આખા હિંદુસ્તાનને સળગાવી શકીશુ તમારો જવાબ ઘડવામા તમને મદદ કરવા માટે હુ તમારી સાથે છીંદવાડામા હોઉ તો કેવુ સારુ, એમ મને થાય છે પણ તેમ થવા નિર્માયુ નથી

'અમ્માસાહેબને મારા આદાબઅર્જ' કહેશો તમને બધાને મળવા માટે, બાળકોને મળવા માટે અને તમારી સાથે વધારે નિકટ સસર્ગમા આવવા માટે હુ તલસી રહ્યો છુ લખનૌની સભામા મે કહ્યું હતુ તેમ તમારી મુક્તિમા મારો હેતુ તદ્દન સ્વાર્થી છે આપણુ ધ્યેય એક જ છે અને એ ધ્યેયે પહોચ વાને માટે તમારી સેવાઓનો પૂરેપૂરો ઉપયોગ કરવા માગુ છુ હિંદુ મુસ્લિમ પ્રશ્નના યોગ્ય નિરાકરણમા સ્વરાજ્યપ્રાપ્તિ રહેલી છે. પણ આ વિષે આપણે મળીશુ ત્યારે. હુ આશા રાખુ છુ કે આપણે જલદી મળીશુ

તમારો

મો૦ ક૦ ગાધી"

એ જ દિવસે મિસિસ સરોજિની નાયડુને જવાબ આપ્યો. ઑપરેશનમાથી પોતાનુ મૃત્યુ થશે એમ ધારીને એક છેલ્લો પત્ર તેમણે લખ્યો હતો

¶ "વહાલા બહેન,

"તમારા ટૂકા કાગળની હુ બહુ કદર કરુ છુ હુ જોઉ છુ કે ઑપરેશનમાથી તમે બચી ગયા છો આશા રાખુ છુ કે તે સપૂર્ણ સફળ નીવડશે જેથી કરીને હિંદુસ્તાનને ઘણા વર્ષો સુધી તમારા ગીતો સાભળવાના મળે મારુ આ માદગીનુ બિછાનુ હુ ક્યારે છોડી શકીશ તે મને ખબર પડતી નથી કેમે કરીને મારુ શરીર ભરાતુ જ નથી અને છે તે કરતા વધારે શક્તિ આવતી જ નથી હું ભારે પ્રયત્ન કરી રહ્યો છુ પણ મારી જાત ઉપર મે જે બધનો લાદ્યા છે તેને લીધે દાક્તરોને નિરાશા થાય છે હુ તમને ખાતરી આપુ છુ કે આ લબાતી માદગીમા એ જાતના બધનો મને ભારે આશ્વાસન રૂપ થઈ પડ્યા છે એ સયમમય અને બળતાથી બધનો તોડવાની શરતે જીવવાની મને જરાય ઇચ્છા નથી મારે માટે તો શરીરને તે કાઢી નાખનારા હોવા છતા આત્માને તે મુક્ત

કરનારા છે અને તેને વિષે હું સભાન રહું છુ, જે બીજી કોઈ રીતે હું રહી શકુ નહી બ્રહ્મને અને માયાને એકસાથે ભજી શકાય જ નહી એ વચનનો અર્થ આ વ્રતો પછી મને વધારે સ્પષ્ટ અને ઊંડો સમજાયો છે હું એમ નથી કહેવા માગતો કે બધાને માટે એ આવશ્યક છે પણ મારે માટે તો એ છે જ જો એ વ્રતો હું તોડુ તો મને લાગે છે કે હુ તદ્દન નકામો થઈ પડુ

"વખતોવખત બે શબ્દ લખતા રહેજો

તમારો
મો૦ ક૦ ગાંધી"

"ચિ હરિલાલ,

"તમને કાલે મારે વિષે ખબર મોકલાવેલ છે આજે એ વિષે વધારે આપુ છુ મારી તબિયત સારી છે અને ખગમ છે

૨૬-૧૧-'૧૮ કેટલોક સુધારો થવો જોઈએ તે નથી થતો એમ લાગ્યા કરે છે હવે ખોરાક વિષે કાંઈ રાવ ખવાય નહીં થોડો વખત હુ બહાર રહુ તો સારુ એમ મના કરે છે અને મને પણ વાજબી લાગે છે એટલે બહાર જવાનુ વિચારી રહ્યો છુ અને તજવીજ કરી રહ્યો છુ મારુ જવાનુ થાય તેના પહેલા તમે આવી ગયા હો તો સારુ તમારા જે કંઈ ઉદ્ગારો હોય તે તમે વગર સકોચે મારી પાસે ઠલવજો જો મારી પાસે તમે તમારુ હૃદય ખાલી ન કરી શકો તો કોની પાસે કરશો? હું તમારો સાચો મિત્ર થઈશ અને તમારી કંઈ પણ યોજનાને વિષે આપણી વચ્ચે મતભેદ થશે તો શી અડચણ છે? આપણે ગોઠી કરશુ છેવટનો નિર્ણય તો તમારે હાથ જ રહેશે તમારી દશા અત્યારે સ્વપ્નવશ માણસના જેવી છે એ હુ બરાબર સમજી શકુ છુ તમારી જવાબદારીઓ વધી, તમારી કમીઓ વધી અને તમારી લાલચો વધશે ગૃહસ્થાશ્રમી માણસને તેની ગૃહસ્થાઈ એટલે સવત્રાપણુ એ મોટો અકુશ છે એ અકુશ તમારી ઉપરથી ચાલ્યો ગયો હવે તમે જ્યા ઊભા છો ત્યાથી બે રસ્તા સ્ફૂરે છે તમારે કયો લેવો તેનો નિર્ણય કરવાનો રહ્યો છે આશ્રમમા એક ભજન ઘણી વાર ગવાય છે તેની પહેલી લીટી છે. નિર્બલકે બલ રામ માણસ અભિમાની થઈને ઈશ્વરની સહાય નથી માગી શકતો પણ પોતાનુ દીનપણુ સ્વીકારીને જ માગી શકે છે આપણે કેવા તુચ્છ છીએ, કેવા રાગદ્વેષથી ભરેલા છીએ, કેવા વિકારો આપણને ડોલાવ્યા કરે છે એનો સાક્ષાત્કાર પથારીમા પડ્યો હુ હમેશા કર્યા કરુ છું ઘણી વખત મારા મનની હલકાઈથી મને શરમ આવે છે ઘણી વખત મારા શરીરના લાડથી હું નિરાશ થઈ આ શરીરની કેવળ સમાપ્તિ ઇચ્છુ છુ અને મારી દશા ઉપરથી બીજાની

દશાનું માપ હું સારી રીતે કરી શકું છું તમને હું મારા અનુભવનો સંપૂર્ણ લાભ આપીશ તમારાથી લેવાય તેટલું તમે લેજો અને એ બધું તમે આવશો ત્યારે જ થઈ રહેશે

બાપુના આશીર્વાદ'

માથેરાન ગયા ત્યા તેઓ દિવસ રહ્યા તા ૧૩-૧૨-'૧૮ને રોજ ત્યાથી નીકળ્યા ૧૪-૧૨-'૧૮થી મુંબઈમા રહ્યા તા ૬-૧-'૧૯ના

૩૦-૧૧-'૧૮ રોજ એન્ડ્રૂઝને નીચે પ્રમાણે કાગળ લખ્યો

થી

૬-૧-૧૯

"મારી તબિયતમા ચડઊતર થયા કરે છે તેથી હું ટેવાઈ ગયો છુ તેથી હું જરાયે ગભરાતો નથી કાગળ હું જોઉ છુ કે આ લખાણની આ ગીમાથી હું ઊઠી શકુ તે પહેલા ઘણી ચડઊતર થયા કરશે આ ક્ષણે તો હું તદ્દન સાજો દેખાઉ છુ મારે કેટલાક ઇન્જેક્શનો લેવામા સમંત થવુ પડયુ છે અને તેની ધાર્યા પ્રમાણે અસર થઈ છે એ ઇન્જેક્શનો ભૂખને જાગ્રત કરવા માટે હતા અને મારે કબૂલ કરવુ જોઈએ કે અત્યારનો મારો ખોરાક ગણમા તેમ જ જથ્થામા અકરાંતિયાને પણ અદેખાઈ કરાવે તેવો છે પણ એમાની પાછો હું ક્યારે ઊથલો ખાઈશ તે કહી શકાતુ નથી હું ધારું છુ કે બહુ ચોક્કસ નિરીક્ષણ કરનાર હોય તો તે સમયપત્રક બાધી શકે અને હવે પછીનો ઊથલો ક્યારે આવશે અને ત્યાર પછીના બીજા ક્યારે આવશે તેની આગાહી કરી શકે અત્યારે હું બહુ પ્રખ્યાત દાક્તરની સારવાર નીચે છુ એ મને પદર ઇન્જેક્શનો આપવા ઇચ્છે છે જેમાના અત્યાર સુધીમા ચાર અપાયા છે એટલે મારી સામેનો ચિતાર જરાય અનદદાયક નથી અને મોય ભોગાય છે એ તો જરૂર આનદ આપે એવી નથી હોતી પણ જીવવા માટે શુ શુ વેઠવા આપણે તૈયાર નથી થતા?

મે છાપામા વાચ્યુ કે કલકત્તાના બિશપ ગુજરી ગયા છે એમની ખોટ તમને ભારે લાગશે પણ સાથે સાથે મને એ વિચાર પણ આવે છે કે તે દુઃખમાથી છૂટ્યા.

'મારી સગવડનો વિચાર કરતા તો તમે મિસ ફેરિંગને બેલપુર મોકલ્યા છે તે સારુ જ કર્યું છે પણ તમારા કામો મને આવેગમા કરેલા જણાય છે હવે તમે મને ખાતરી આપો છો કે તેણે તમારુ સ્થાન બરાબર લીધુ છે એટલે મારે કાઈ કહેવાનુ રહેતું નથી જોકે મિસ ફેરિંગના કાગળ ઉપરથી મને એમ લાગેલું કે શાતિનિકેતનમા ઉપલા ધોરણનું અગ્રેજી લેવાનુ એને ફાવતુ નથી અથવા એમ કહીએ તો પણ ચાલે કે નીચલા ધોરણનુ પણ ફાવતું નથી

પણ મિસ ફેરિંગમા એની શ્રદ્ધા છે કે તેને માટે કશુ અશક્ય નથી જ્યા હજારો નિષ્ફળ ગયા છે ત્યા તે ફાવેની છે ડેનિશ મિશનમાથી તેણે મુક્તિ મેળવી ખરી? પરણુ તમે કહો છો કે ભોનપુરનુ કામ પૂરુ થયા પછી તે મારી પાસે આવવાની છે ત્યા કશી ખટાશ ઉત્પન્ન કર્યા વિના તે મુક્ત થઈ શકી હોય તો ઘણુ ભારે વાત કહેવાય ૧૫મી તારીખ સુધી હુ મુંબઈમા જ છુ પછી મારે ફ્રાન્સમા જવુ એવી વાત ચાલે છે તે કેટલે દરજ્જે યોગ્ય છે તે મારે વિચારવુ પડશે કોંગ્રેસના પ્રતિનિધિ તરીકેની મારી ચૂંટણી વિષે તમે કાઈ ચિન્તા કરશો નહીં હજી કશા છેવટના નિર્ણય ઉપર આવ્યો નથી વાસ્તવિક હકીકત મારી સામે આવીને ઊભી રહેશે ત્યારે હુ જાણુ છુ કે મારો માર્ગ મને દીવા જેવો ચોખ્ખો દેખાશે અત્યારે હુ કશાની ચિન્તા કરતો નથી પ્રતિનિધિ તરીકે જવા માટે હુ ઇન્તેજાર નથી પણ એ મારે માટે ફરજરૂપ જ હશે તો હુ તે ટાળીશ નહીં હુ આશા રાખુ છુ કે તમે મઝામા હશો

મોહન"

ડૉક્ટર પ્રાણજીવનદાસ મહેતાને કાગળ

૯-૧-'૧૯ "મારી તબિયત ચદ્રમાની કળા જેવી છે વધે છે અને ઘટે છે માત્ર અમાવાસ્યામાથી ઊગરી જાય છે હરસની વેદના તદ્દન બંધ થઈ ગઈ છે પણ ખાવાની રુચિ નથી અને શરીરમા શક્તિ નથી એ વ્યાધિ રહેલી છે"

એન્ડ્રૂઝને કાગળ

૧૦-૧-'૧૯ "ત્યારે તમે તો ઇન્ફ્લુએન્ઝામા પટકાઈ પડ્યા કે? મને એ જ આશ્ચર્ય લાગતુ હતુ કે સખતના રખડાટ છતા તમે તમારી તબિયત આટલી સાચવી રહ્યા છો હુ ધારુ છુ કે ઈશ્વર જેને પોતાનુ સાધન બનાવવા માગે છે, ખાસ કરીને જે કશો વિરોધ કર્યા વિના એને દોરવા દે છે, તેનુ એ રક્ષણ પણ કરે જ છે એટલે તમારે માટે હુ જરાય ચિન્તા કરતો નથી મારી ખાતરી છે કે તમારા કામ માટે જોઈતુ બળ તમને મળી જ રહેવાનુ છે મારી તબિયતમાં તો ચઢઊતર ચાલ્યા જ કરે છે મારા ઇંગ્લડ જવાની જરૂર વિષે, ત્યા જઈને હુ કાઈ જાહેરકામ કરી શકુ એ માટે અથવા તો મારી તબિયતને માટે, તમને જેમ જણાય છે તેમ મને સ્પષ્ટ જણાતુ નથી હુ ધીમે ધીમે મારો માર્ગ જોતો જાઉં છુ અને એક એક ડગલુ આગળ ભરુ છુ'

મગનલાલભાઈ ને

"હુ અત્યારે દરેક વિષય ઉપર એટલા બધા વિચારમાં ઊતરી ગયો છુ કે ઘણી વેળા તેમાથી કાંઈક ભાગ તમને બતાવને આપવાનુ મને ભારે મન થઈ જાય છે પણ મનની મંદતાને લીધે અને શરીરની દુર્બળતાને લીધે કંઈ લખી શકતો નથી કે લખાવી શકતો નથી આજે લખાવ્યા વિના રહી શકતો નથી અત્યારે હુ જે જે ફેરફારો કરી રહ્યો છુ તેમા મારી દુર્ગતા જરાયે નથી એમ મારો આત્મા સાક્ષી પૂરે છે એ ફેરફારો હુ તટસ્થ રહીને સજાગતાથી કરુ છુ અને તેનુ મુખ્ય કારણ તમને બધાને અને મિત્રવર્ગને સતોષવાનુ છે. બાનો ચહેરો હુ જોઈ શકતો નથી ઘણી વખત તેનો ચહેરો ગરીબડી ગાયના જેવો લાગે છે, અને કેટલીક વેળા ગાયને જેવી આપણને તે કાંઈ કહેતી હોય તેવી જોઈએ છીએ તેમ હુ માને જોઉં છુ તેની આ દીનતામા સ્વાર્થ રહ્યો છે, એ પણ હુ જોઉં છુ એમ છતા તેનો વિનય મને પરાજિત કરે છે તેથી જ્યા જ્યા છૂટુ મેળી શકાય ત્યા ત્યા છૂટું મેળવવાની ઇચ્છા થઈ જાય છે ચાર દહાડા પહેલા જ બા દૂધને સારુ આક્રંદ કર્યા કરતી હતી અને અકસ્માત્ બોલી ઊઠી, 'ગાયનુ તો ભલે ન લો, પણ બકરીનુ દૂધ કા ન લેવાય?' હુ ચમક્યો જ્યારે મે વ્રત લીધુ ત્યારે બકરી તો મારા ધ્યાનમાં જ ન હતી બકરીના દૂધના ઉપયોગ વિષે તે વખતે કેવળ અજાણ હતો, અને બકરીની પીડા કાંઈ મારી નજર આગળ તરતી ન હતી મારુ વ્રત તો કેવળ ગાયના દૂધને સારુ હતુ. ભેંસનો પણ મે વિચાર નહી કરેલો પણ ભેંસનું દૂધ લેવું, તે મારા મુખ્ય હેતુને આઘાત પહોચાડે તેમ હતુ. બકરીના દૂધને વિષે એવુ કંઈ નથી, આથી હવે હું મિત્રોનો વિલાપ ઘણો અંશે રોકી શકીશ એમ મને લાગ્યુ. તેથી બકરીનું દૂધ લેવાનો નિશ્ચય કર્યો. જોકે એક પ્રકારે બકરીના દૂધને વિષે જ્ઞાન મેળવ્યા પછી મારા વ્રતની બહુ કિંમત નથી રહેતી, છતા તેની કિંમત તદ્દન જતી પણ નથી ગમે તેમ હો પણ આ છુટકારાથી હું રાજી થયો છુ. કેમ કે મિત્રોની પીડા દિવસે દિવસે વધતી જતી હતી, દાક્તર મહેતાના તારે ઉપરાઉપરી આવતા હતા. બકરીના દૂધમા અને ગાયના દૂધમાં જો બકરીને બરોબર ઉછેરવામા આવે તો, કાંઈ તફાવત નથી ઇંગ્લંડની બકરી તો ગાયના કરતા વધારે જોરાવર દૂધ આપે છે તેમ પુસ્તકોમા પણ છે. આપણી બકરીઓનુ દૂધ હળવું ગણાય છે, પણ તે નુકસાનકારક હોવાને બદલે લાભકારક ગણાય જે હો તે હો મે તો મારાથી લઈ શકાય તેટલા પગલા લીધાં છે દાક્તરને ચામડીની અંદર સોમલની, ઝેરકચોલાની, અને ગજવેલની પિચકારી ભલે મારવા દઉં છુ આમ છતા જો તબિયત ઠેકાણે ન આવે તો પાયા વસ્તુનું વ્રત છોડવાથી આવે તેમ આપણાથી કહેવાય જ નહીં, એટલે હવે કોઈને કંઈ

કહેવાપણું રહેતું નથી. આ બધા ફેરફારોની અસર શી થાય છે એ આપણે ધીરજથી જોવાની રહી. આમ છૂટ તો મૂકી, છતાં એક ક્ષણ પણ અંતરાત્મા પૂછ્યા વિના રહેતો નથી, 'આટલો પરિશ્રમ શાને સારુ?' 'જીવીને શું કરવું?' 'કયો સુધારો કરવાની પાછળ મથવું?' જર્મનીના કૈસરની સ્થિતિનો જ્યારે હું વિચાર કરું છું ત્યારે જેમ આપણે કોડીઓની સાથે રમત કરીએ છીએ તેમ આપણી સાથે કોઈ મહા વ્યક્તિ કેમ જાણે રમત કરતી ન હોય એમ લાગે છે. એક ગોળાની ઉપર ફરતી કીડીઓ જેટલી નાની છે એના કરતાં પ્રમાણમાં આ ગોળા ઉપર આપણે બહુ વધારે નાના છીએ અને કીડીઓની જેમ અજ્ઞાનમાં ધસ્યાં કરીએ છીએ. ફફરાયાં કરીએ છીએ. આવા વિચારો આવતાં છતાં આપણા કર્તવ્ય વિશે મને એક ક્ષણભર પણ શંકા આવતી નથી. આપણે પ્રવૃત્તિરહિત રહી શકતા નથી એટલે આપણું કર્તવ્ય પારમાર્થિક વૃત્તિ માટે જ હોઈ શકે. એવી પ્રવૃત્તિ કરનાર માણસ પરમ શાંતિ અનુભવી શકે છે. એવી પ્રવૃત્તિ આપણે આશ્રમમાં પણ કરવી રહી. તમારી પાસે જાર વાવવા વિશે અને વણાટકામ વિશે જે સૂચના આવી છે તે વિશે જે યોગ્ય લાગે તે કરજો. જે કરો તે મને લખજો, રસોડાને સારુ નોકરની જરૂર જણાય તો તમે રાખી શકો છો તે યાદ રાખજો.

બાપુના આશીર્વાદ"

ચાર દિવસ થયાં બકરીના દૂધનો પ્રયોગ શરૂ થયો. તેની મીમાંસા ઉપરના પત્રમાં આવી જાય છે. આજે ઈંડાના અમુક ભાગનો રસ

૧૩-૧-'૧૯ (એલ્બ્યુમેન વૉટર) લેવાની વાત નીકળી. બાપુએ સ્પષ્ટ દિલે કહ્યું કે મારું અનુકરણ કરનારા ન હોય તો હું જરૂર એ લઉં. મને એમ ચોખ્ખું લાગ્યું છે કે દૂધ પીતો હોય તે માણસને 'એલ્બ્યુમેન વૉટર' લેવામાં કશો બાધ નથી. દૂધના કરતાં એ વધારે નિર્દોષ વસ્તુ છે, અને હું તો જેને એલ્બ્યુમેન વૉટર આપવાની જરૂર જણાશે તેને આગ્રહથી એ અપાવીશ. લોકસંગ્રહ यद्यदाचरति श्रेष्ठः મંત્રમાં રહેલો સિદ્ધાંત જ મને એ લેતાં અટકાવે છે.

મુંબઈમાં મિલમજૂરોની ભયંકર હડતાળ. ગઈ કાલે જોશીએ આવીને કહ્યું કે સરકારને હું આ બાબતમાં લવાદી પંચ નીમવા

૧૬-૧-'૧૯ કહેનાર છું, તમે તેમાં કામ કરશો? બાપુએ કબૂલ કર્યું. બીજે દહાડે સ્થિતિ જાણવા માટે જહાંગીર પિટીટને બોલાવ્યા. તેણે સ્થિતિ એક મિલમાલિકની નજરે મૂકી. 'અત્યાર સુધી પચીસ ટકા આપી

ચૂકેલા છીએ. ખૂબ નફા પહેલાં થયા છે. પણ હવે તેટલા નફા નથી, ખોટ જાય છે. અનાજપાણીની કિંમત વધી છે ખરી, તોપણ તે જેટલા પ્રમાણમાં વધી છે તેટલા પ્રમાણમાં રોજી વધારીએ એ તો અશક્ય નહીં કહેવાય? અને પ્રતિષ્ઠાનો પણ સવાલ છે. એઓએ કદી માગણી કરી નથી. અને માગણી કર્યા વિના ચાલી જનાર માણસોને અમે એમ ને એમ કેમ વધારો આપીએ? અમોને ખબર તો તેઓએ પહેલેથી આપવી હતી. એટલું તો તેમને ઘટતું હતું. હવે એવું છે કે કેટલાક જણા દશ તો કેટલાક પંદર ટકા આપવાને તૈયાર છે. પણ ખાતરીથી સમજજો કે અમે બે મહિના ટકી રહેવાને તૈયાર છીએ. અમને રોજ લાખલાખની ખોટ જાય તે કોણ પૂરશે? ભાવ ભવિષ્યમાં ઘટી જશે ત્યારે એ લોક પાછા રોજી ઘટાડવા દેશે? તમારે પણ એ લોકોને આવવાને તો સમજાવવા જ જોઈએ અને પછી તમને દસ પંદર ટકા અપાવીશું એમ તમે કહી શકો છો, અમારા ઉપર તમને વિશ્વાસ પડે તો.'

આજે કહે કે બિશપ બટલરે બધાં લખાણ બાળી 'એનેલોજી' માત્ર રાખી હતી એ તમને ખબર છે ને? એવું થાય તો કેવું સારું! મારું ચાલતું હોય તો બધા લૉ રિપોર્ટ્સ તો હું પહેલા બાળી મૂકું. ત્રણસેં વર્ષ ઉપર કોઈ કાંઈ લખી ગયા હોય તે પણ પ્રમાણ ગણાય, તે તદ્દન રોડ઼ હોય તો પણ! ફ્રાન્સમાં લૉ રિપોર્ટ્સ નથી વપરાતા.

રામદાસને પોતે હળવે હળવે કાગળ લખ્યો:

"મણિલાલ ખૂબ મહેનત કરી રહેલ છે એમાં શક નથી. તમારે હાલ તેને મદદ કરવા રહેવું જોઈએ એ વિષે મારા મનમાં શંકા નથી. ધીમે ધીમે મણિલાલ 'ઇન્ડિયન ઓપીનિયન'ને ચલાવી શકશે. તમે પણ તમારી શક્તિ ઉપર ભરોસો રાખી સ્વતંત્ર લેખો લખો તો લખી શકો છો, એમાં એક જ વસ્તુના જ્ઞાનની જરૂર છે. એ હકીકતનું. તમને ખેતીનું જ્ઞાન હોય તો તમે તે વિષે સારા લેખ જરૂર લખો. ઘણા લેખકો પોતાના વિષયને જાણે નહીં છતાં મોટું ડહાપણ કરી લખવા જાય ને નિષ્ફળ નીવડે છે. તમે કોઈ સહેલા વિષય ઉપર કાબૂ મેળવી લખવાનું શરૂ કરો તો તમે સફળ થશો જ. તમે કાછલિયા શેઠના અવસાનનું વર્ણન બરાબર આપી શકત. એમ શરૂઆત કરતાં ટેવ પડી સારા લેખો લખી શકાય છે. મિ. પોલાક મારી પાસે આવ્યા ત્યારે તેના લેખો લાંબા ને રસ વિનાના હતા. ચાર માસના મહાવરા પછી તે ઠીક લખવા લાગ્યા ને એક વર્ષ પછી તો ખૂબ ચડી શકયા. તમને તમારી શક્તિને વિષે શ્રદ્ધા નથી એ મહા આપત્તિ

છે. તમે ઠોઠ છો એમ માનવાનું કાંઈ કારણ નથી. તમને વાંચવા લખવાનો શોખ થાય તો શક્તિ ઘણીયે છે. × × ×"

ગઈ કાલે વાત થયા પછી જહાંગીર પિટીટનો નીચે પ્રમાણે કાગળ આવ્યો :

૬ "ગઈ કાલે આપણી વાતના સંબંધમાં હું તમને
૧૭-૨-'૧૯ વિનંતી કરું છું કે તમે એ બાબતમાં કાંઈ કરશો નહીં. ગઈ કાલે મિલમાલિકો સાથે મારે વાત થઈ તેમાં પ્રસંગોપાત્ત આપણે થયેલી વાતચીતનો સાર મેં તેમને કહ્યો. તેઓ બધા એ મતના હતા કે આ બાબત એવી છે જેનો નિકાલ માલિકોએ અને મજૂરોએ પોતે જ કરવો જોઈએ. બહારના બીજા કોઈની દરમ્યાનગીરી વિના તે થઈ શકે એમ છે.

સેવક

જે. બી પિટીટ"

૫

# ખેડાની લડત વિષે છાપાંજોગું નિવેદન

[ખેડા જિલ્લામાં જમીનમહેસૂલને અંગે ખેડૂતોને સત્યાગ્રહની લડતમાં ઉતરવાની સલાહ આપવાની ફરજ શા કારણોથી પડી, એ હકીકત દેશભરમાં સૌ કોઈને સમજાવવા ગાંધીજીએ વર્તમાનપત્રો દ્વારા નીચેનું નિવેદન પ્રકટ કર્યું:]

## તકરારનો મુદ્દો

ખેડા જિલ્લામાં સને ૧૯૧૭–૧૮ની સાલમાં પાક મોટે ભાગે નિષ્ફળ ગયો છે એમ સૌ કોઈ કબૂલ કરે છે. મહેસૂલ ઉઘરાવવાના નિયમો પ્રમાણે જો પાક ચાર આનીથી ઓછો હોય, તો તે વર્ષની આખી મહેસૂલ મુલતવી રાખવાને ખેડૂતો હકદાર છે. જો પાક ૭ આનીથી ઓછો, અને ચાર આનીથી વધારે હોય, તો મહેસૂલ અરધી મુલતવી રખાય છે. મારા જાણવા મુજબ એકંદર ૬૦૦ ગામોમાંથી માત્ર એક જ ગામની આખી મહેસૂલ, અને આશરે ૧૦૪ ગામોની અરધી મહેસૂલ મુલતવી રાખવાની સરકારે મહેરબાની કરી છે. ખેડૂતો જણાવે છે કે, આપવામાં આવેલી રાહત જોઈએ તે પ્રમાણમાં પૂરતી નથી. સરકારની માન્યતા છે કે ઘણાંખરાં ગામોમાં પાક ૭ આનીથી વધારે થયો છે. આથી તકરારનો મુદ્દો એ જ રહે છે, પાક કેટલો થયો: ચાર આની, ૭ આની કે તેથી પણ વધારે?

## નિષ્ઠુર તલાટીઓ

સરકાર તરફથી પાકની આંકણી ગામના મુખીની મદદથી તલાટી કરે છે. સામાન્ય રીતે તેમના આંકડા બારીકાઈથી તપાસવાની જરૂર હોતી નથી. કેમ કે મોટે ભાગે પાક નિષ્ફળ જાય ત્યારે જ એ આંકડાઓ સામે શંકા ઉઠાવવામાં આવે છે. તલાટીઓનો આખોય વર્ગ ખુશામતિયો, ખોટું કરવામાં આંચકો ન ખાય તેવો અને જુલમી હોય છે. મુખીઓને ખાસ કરી તેમની ખાનદાની માટે પસંદ કરવામાં આવેલા હોય છે. તલાટીઓ જેમ બને તેમ પૂરેપૂરું મહેસૂલ વસૂલ કરી લેવાનો આશય રાખે છે. ખંતીલા તલાટીઓને

વસૂલાતનું કામ સારું કર્યા બદલ સરપાવમાં પાઘડીઓ મળ્યાના દાખલા ઘણાના જાણવામાં હશે. તલાટીઓ માટે મેં જે વિશેષણો વાપર્યાં છે તે કોઈ અમુક વ્યક્તિ પરત્વે નથી. માત્ર જે સત્ય છે તે જ કહું છું. તેઓ જન્મથી જ એવા નથી હોતા, પણ વાતાવરણના સંસ્કારથી તેવા બની જાય છે. દુનિયામાં ઉઘરાણીદારનું કામ કરનાર દિન પર દિન નિષ્ઠુર બનતા જ જાય છે. તે સિવાય તેઓ પોતાના માલિકોને સંતોષી શકે નહીં. આ ઉપરાંત ગામોમાં મુખ્યત્વે કરી તલાટીઓ કેવા છે, તેનો ખેડૂતોએ મને જે ખ્યાલ આપ્યો છે, તેનો આમેહૂબ ચિતાર ખડો કરવા હું અસમર્થ છું.

## સરકારની રીત અને પક્ષપાતભરી ગણતરી

તલાટીઓ પરત્વે લખવામાં મારો હેતુ મહેસૂલની વસૂલાત માટે પાકના અંદાજ કેવી ભૂલભરેલી પદ્ધતિએ તૈયાર કરવામાં આવે છે અને તે પણ કેટલા એકપક્ષી હોય છે, તે જ બતાવવાનો છે. સરકારની આવી ખોટી ગણતરી સામે નાનામોટા ઘણા ખેડૂતોના અસંખ્ય ચોક્કસ પુરાવા મારી પાસે છે. આમાંના ઘણા તો પ્રતિષ્ઠિત અને સુખી ખેડૂતો છે. આ લોકો અતિશયોક્તિભરી વાતો કરે તેમાં તેમની પ્રતિષ્ઠાને ધક્કો લાગે. એટલું જ નહીં પણ તલાટીઓ ઉપરી અધિકારીઓની છતરાજી વહોરી લેવી પડે. અત્રે મારે જણાવી દેવું જોઈએ કે આ નિવેદનથી સરકાર કે તેના કોઈ અમલદારને બદનામ કરવાનો મારો બિલકુલ આશય નથી. પ્રજાને લગતી બાબતો યોગ્ય રીતે સમજાવવાનો હક સુસ્થાપિત કરવાનો આ લખાણનો હેતુ છે.

## નિષ્ફળતા વિષે બારીક તપાસ

સૌ કોઈ જાણે છે કે રા૦ ગોકુળદાસ પારેખ અને રા૦ ચિમનભાઈને આમંત્રણ કરી બોલાવવામાં આવેલા. આ ગુજરાત સભાના સભાસદોની મદદથી તેમણે તપાસ કરેલી. તે જ પ્રમાણે હિંદ સેવક સમાજના સભાસદોએ પણ તપાસ કરી હતી. તેમની તપાસ પ્રાથમિક અને ટૂંકી હતી કેમ કે એક જ તાલુકાના થોડા ગામોએ ફરી હકીકત મેળવવામાં આવી હતી. તપાસ ઉપરથી તેમની ખાતરી થયેલી કે પાક ચાર આનીથી ઓછો છે. આ માહિતી પૂરતી રીતે વિશાળ ક્ષેત્રમાંથી નહીં હોવાને સબબે તે સપ્રમાણ સાબિત કરવાનું શક્ય નહોતું. આથી આખરે વીસ પ્રતિષ્ઠિત બુદ્ધિશાળી અને અનુભવી નિષ્પક્ષ કામ કરે તેવા ભાઈઓની મદદથી મેં સંપૂર્ણ તપાસ કરવાનું કામ માથે લીધું. હું જાતે લગભગ ત્રીસ ગામોમાં ફર્યો. ત્યાં જેટલા માણસોને મળી શકાય તેટલાઓને મળ્યો. તેમના ખેતરોમાં રખડ્યો અને પાક વિષે તેમની બહુ બારીક અને ઊંડી તપાસ કરી. આ બધાને અંતે હું એવા નિર્ણય પર આવ્યો કે પાક ચાર આનીથી ઓછો થયો છે. જે માણસોના પ્રસંગમાં આવ્યો તેમાંના

ઘણા અતિશયોક્તિભરી અને વધારાપડતી વાતો પડતી મૂકવા તત્પર રહેતા સત્યથી વચિત થવામા શુ જોખમ રહેલુ છે, તે આ માણસો સારી પેઠે સમજતા હતા

રવી અને ખરીફ પાકોમાના હાલ જે પાકો ઊભા છે, તે ઉપરથી ખેડૂતોએ મ્હેની હકીકતો હુ મારી નજરે જોઈને સરખાવી શક્યો મારા સાથી ઓએ પણ આ જ રીતે કામ લીધુ આ રીતે લગભગ ચારસો ગામોની માહિતી મેળવવામા આવી છે અને તે પૈકી માત્ર જૂજ અપવાદ સિવાય સર્વત્ર પાક ચાર આનીથી ઓછો થયાની ખાતરી થઈ છે ફક્ત ત્રણ ઠેકાણે પાક છ આનીથી ઉપર થયો એમ માલૂમ પડ્યુ ખરીફ પાકની ગણતરી કરવાનુ ધોરણ આ પ્રમાણે રાખ્યુ હતુ આખા ગામના તમામ જુદા જુદા પાકોનો ઉતારો કેટલો આવ્યો તે અને તે જ ગામમા નર્યો સોળ આની હોય તો એ પાકનો ઉતારો કેટલો આવે લોકોએ જે આકડા આપ્યા છે, તે ખરા માની લઈએ તો, અદાજ કાઢવાની આ સપૂર્ણ અને ખરી રીત છે બીજી કોઈ પણ રીતથી આવુ ચોક્કસ પરિણામ ન જ આવી શકે બીજી રીતો મોઘી અને કડગી હોવાથી સ્વીકારવી જોઈએ નહી હુ ઉપર જણાવી ચૂકયો છુ કે આ તપાસમા જરાભાર અતિશયોક્તિ નથી ઊભા રવી પાક માટે તો આખની અટકળ જ બસ હતી, અને ઉપરની રીતે તે નાણી જોવામા આવી હતી

**પાક આકવાની સરકારી રીત**

સરકાર આખની અટકળે પાકનો અદાજ કાઢે છે આ છેક જ ઉપરછલ્લી ગણતરી કહેવાય વળી તે સામે કેટના મુદ્દાના વાધા છે તે કલેક્ટરને પત્ર દ્વારા મે નિવેદન કર્યા કે એક ગામની અજમાયશ લેવા ખાતર વડથન ગામ પસદ કરવાનુ મે તેમને સૂચવેલુ વડથન આ જિલ્લાનુ એક નામીચુ ગામ છે તે વેપારનુ મથક અને રેલવે સ્ટેશન છે ગામલોકની એકદર સ્થિતિ સારી છે જો આ ગામનો પાક ચાર આનીથી ઓછો હોય, અને મારા માનવા પ્રમાણે છે જ, તો પછી બીજા સાધારણ અને ઓછા કસવાળી જમીનોના ગામોમા ચાર આનીથી પાક વધારે હોય એ સભવે જ કેમ? કલેક્ટરે આ ગામના પાકની ફરી તપાસ કરી ત્યારે મને હાજર રહેવાની તક આપવા મે તેઓ સાહેબને લખેલુ પરતુ તેમણે મારી વિનતી ધ્યાનમા ન લેતા પોતે એકલાએ જ તપાસ કરી, અને પરિણામે તે એમ્તરફી નીવડી કલેક્ટરે આ ગામના પાક વિષે ઘણી લાબી નોધ તૈયાર કરી છે માન ધારવા મુજબ મે એ નોધનુ આ બાદ ખડન કર્યુ છે સરકારે પહેલા આ ગામનો પાક ચાર આની આકેલો એમ મને કહેવામા આવેલુ હવે કલેક્ટર પોતે તપાસ કરી ઓછામા ઓછો સાત આની હોવાનુ જણાવે છે. કલેક્ટર કહે છે તેવી તદ્દન

ભૂલભરેલી ગણતરીની પદ્ધતિ ચલાવી લઈએ તોપણ તે હિસાબે આ ગામનો પાક છ આનીથી ઓછો થાય છે જ્યારે ખેડૂતોના હિસાબે તો પાક ચાર આની પણ ઊતરતો નથી

## સ્વતંત્ર પંચ નીમવાની આવશ્યકતા

કલેક્ટર સાહેબની નોંધ અને તે વિષે મારો જવાબ — બંનેમાં — ઊંડા ઊતર્યા વગર જનસમાજથી આ મતભેદનો મુદ્દો સમજી શકાય તેમ નથી વળી મે સૂચના કરી છે કે સરકાર અને ખેડૂતો દરેક પોતાને સાચા માને છે, એ સંજોગોમાં સરકારને લોકમતની સહેજ પણ ગણના હોય તો સરકારે ખેડૂતોના પ્રતિનિધિત્વવાળુ એક નિષ્પક્ષ પંચ નીમી તપાસ કરાવવી જોઈએ અગર તો લોકમતને સામે મોઢે માન આપવુ જોઈએ આ બન્ને સૂચનાઓની અવગણના કરી સરકાર મહેસૂલ વસૂલ કરવા સખ્તાઈના ઉપાયો આદરી બેઠી છે મારે અત્રે જણાવવુ જોઈએ કે આવા સખ્તાઈના પગલા લેવામા અત્યાર સુધીમા સરકારે પાછી પાની કરી નથી, અને ખેડૂતોએ દબાણથી જ પૈસા ભર્યાં છે તલાટીઓ ઢોરઢાંખર છોડી જતા અને મહેસૂલ વસૂલ થયે પાછા આપતા એક જગાએ મે અતિ દુખદ બનાવ જોયો એક ખેડૂતની દૂઝણી ભેંસ લઈ જવામા આવેલી હુ તે ગામે જઈ ચડ્યો તેથી ભેંસ પાછી મળી તે ખેડૂતને મન આ ભેંસ કીમતીમાં કીમતી ચીજ હતી કેમ કે તેમાથી તેનો ગુજારો ચાલતો આવા અસખ્ય બનાવો બની ચૂક્યા છે અને જો જાહેર લોકમત આ ખેડૂતોની વહારે નહી ચડે, તો એવા કાઈ બનાવ બનશે નમ્રતાપૂર્વક રાહત માગવાનો એક પણ ઇલાજ અજમાવવાનુ મે બાકી રાખ્યુ નથી તેમ જ આ પહેલા કલેક્ટર, કમિશનર અને ના૦ ગવર્નરની મુલાકાતો લેવામા આવેલી અને તેમની પાસે નીચે પ્રમાણે દરખાસ્તો મૂકવામા આવી હતી

## અમલદારો પાસે મૂકવામાં આવેલી દરખાસ્તો

જોકે લગભગ બધા જ ગામોમા મહેસૂલ મુલતવી રાખવાની માગણીમા ખેડૂત વાજબી અને હકદાર છે, છતા જે જૂજ ગામોમા પાક છ આનીથી વધારે છે, તે સિવાય આખા જિલ્લામા મહેસૂલ અડધુ મુલતવી રાખવુ. સરકારે આમ ઉદારતાથી છૂટ મૂકવી, અને તે સાથે જણાવવુ કે જે આસામીઓ સારી સ્થિતિના હોય, તેમણે રાજીખુશીથી આખી રકમ ભરવી, એમ સરકાર ઇચ્છે છે હુ અને મારા સાથીદારો આવા સધ્ધર આસામીઓને ઉપર પ્રમાણે સમજાવવાનુ માથે લેતા હતા આમ થયુ હોત તો ઘણા ગરીબ ખેડૂતોને રાહત મળત હુ ખાતરીપૂર્વક જણાવુ છુ કે અમલદારોએ આ દરખાસ્ત માન્ય રાખી હોત તો સરકારની વાત રહેત અને જરા પણ મફત જાહેર લોકમતની સામે થતા અશાંતિ ફેલાય અને એ અશાંતિ ગામડાના ખેડૂતોને બેબાકળા બનાવી અવળે

રસ્તે દોરી, માઠાં પરિણામ લાવે. મારો પ્રયાસ સરકાર અને પ્રજા – બન્ને – ને એવી નામોશીભરી પરિસ્થિતિમાંથી ઉગારી લેવાનો છે.

### કાયદાનો દુરુપયોગ

સરકાર પોતાના દરજ્જા અને પ્રતિષ્ઠાનું સમર્થન કેવું બેહૂદી રીતે કરે છે! 'મહેસૂલી કાયદો' અધિકારીઓને અમર્યાદિત સત્તા આપે છે. મહેસૂલી ખાતાના અધિકારીઓના નિર્ણય સામે દાદ માગવાનો હક પણ પ્રજાને નથી. આવા સંજોગોમાં પ્રજા સિદ્ધાન્ત માટે અને અધિકારીઓ પ્રતિષ્ઠા ખાતર લડે છે. તેવે પ્રસંગે અમલદારો સત્તાનો દુરુપયોગ કરી, ન્યાયનું સત્યાનાશ કાઢે છે. તેમ જ સત્ય અને ન્યાયના માર્ગમાંથી છટકવા સારુ મહેસૂલી કાયદાનો આધાર લેવામાં આવે છે. એ કાયદામાં નિરંકુશ સત્તા આ પ્રકારની છે:

૧. કાયદાનો તાત્કાલિક અમલ કરવાની સત્તા.

૨. વિઘોટી ઉપર ચોથાઈ દંડ લેવાની સત્તા.

૩. રૈયતવારી જ નહીં પણ ઇનામી કે સનંદિયા જમીનો ખાલસા કરવાની સત્તા.

૪. ખાતેદારને અટકમાં રાખવાનો અધિકાર.

ઉપર જણાવેલા પગલાંઓ પૃથક્ પૃથક્ અગર સામટા લઈ શકાય છે. પણ ઉપર પૈકીના છેલ્લા અધિકાર સિવાય, બીજી બધી સત્તાઓનો અમલ વસૂલાતના કામમાં અત્યાર સુધીમાં અમલદારો કરી ચૂક્યા છે. આ પ્રમાણે વંશપરંપરાથી પળતી આવેલી હજારોની કિંમતની સેંકડો વીઘાં જમીન વિઘોટીની જૂજ રકમ ખાતર અધિકારીઓના હાથે થતા કાયદાના દુરુપયોગથી ખેડૂતો ખોઈ બેસે છે. કારણ કે તેઓ પોતાના સિદ્ધાન્તને વળગી રહી, રાજીખુશીથી વિઘોટી ભરવા ઇનકાર કરે છે, અને તેનું જે પરિણામ આવે તે શાંતિથી પણ સખત વિરોધ સાથે સહન કરવા તૈયાર છે.

* * *

### જાહેર વિનંતી

ખેડાના ખેડૂતોએ ન્યાય અને સત્યની લડત લડવાને હામ ભીડી છે. તેમને સહાય કરવા પત્રકારો અને જનસમાજને જાહેર વિનંતી કરવાની રજા લઉં છું. વાચકોએ એ પણ યાદ રાખવું જોઈએ કે ખેડા જિલ્લાની પ્રજાનો પ્લેગથી ઘાણ નીકળી ગયો છે. હાલ પણ લોકો ગામબહાર ઘાસ અને છાજના માંડવાઓમાં પડી રહે છે; અનાજના ભાવો ચડી ગયા છે, પણ પાકની નિષ્ફળતાથી ખેડૂતો તેનો લાભ લઈ શકતા નથી. એટલું જ નહીં પણ તેના દરેક ગેરલાભો તેમને સહન કરવા પડે છે. તેઓને નાણાંની મદદની જરૂર નથી. તેઓ માત્ર જનસમૂહનો એક અવાજે નૈતિક ટેકો અને સહાનુભૂતિ માગે છે.

# ૨

## કમિશનર મિ૦ પ્રૅટને જવાબ

[તા ૧૨મી એપ્રિલ, ૧૯૧૮ના રોજ પ્રૅટ સાહેબે આપેલા ભાષણમાં સત્યાગ્રહીઓ અને ગાંધીજી વિષે જે ઇશારો કર્યો હતો, તેનો ઉત્તર ગાંધીજીએ વર્તમાનપત્રોમાં આ પ્રમાણે વાળ્યો ]

### લડતની ગૂંચ

ખેડા જિલ્લાના ખેડૂતો સમક્ષ કમિશનરે ગુજરાતીમાં કરેલા ભાષણને અંગે ખેડૂતોને તેમ જ કાર્યકર્તાઓને ન્યાય આપવા ઉત્તરની અપેક્ષા રહે છે. મારી સમક્ષ એ ભાષણનો અક્ષરશઃ હેવાલ છે તેમાં સરકારની રાજનીતિ સીધેસીધી બતાવી દેવામાં આવી છે કમિશનર કહે છે કે મહેસૂલની મોકૂફીના સંબંધમાં રેવન્યુ ખાતાના અમલદારોનો ચુકાદો છેવટનો છે તેઓ ખેડૂતોની ફરિયાદો સાંભળે ખરા પરંતુ અમલદારોના છેવટ નિર્ણયની સામે કોઈ શંકા ઉઠાવી શકે નહીં લડતની ગૂંચ જ આ છે ખેડૂતો તરફથી એવી દલીલ કરવામાં આવે છે કે સ્થાનિક અમલદારો અને તેમની વચ્ચે જ્યારે તીવ્ર મતભેદ પડે, ત્યારે એવી બાબતનો નિર્ણય કરવાનું કામ તટસ્થ પંચને સોંપી દેવું જોઈએ બ્રિટિશ રાજ્યબંધારણ આ તત્ત્વ ઉપર ઘડાયું છે, એમ માનવામાં આવે છે. કમિશનરે આ તત્ત્વ પડતું મૂકી, બીડા વહોરી લીધી છે અને તેના સમર્થનમાં, પોતાના નિર્ણયની આડે ગવર્નર સાહેબ નહીં આવે એવી મતલબનો લૉર્ડ વિલિંગ્ડનનો પત્ર મંગાવી, પોતાના હાથ મજબૂત કર્યા છે

તેઓ પોતાના વચનનો બચાવ કરતા યુદ્ધને વચ્ચે આણે છે અને આખા સામ્રાજ્યના સંકટના સમયમાં ખેડૂતોને અને મને આ લડતમાંથી ખમી જવા સમજાવે છે પરંતુ મારી દૃઢ માન્યતા છે, કે કમિશનરની નીતિમાં જર્મનોના આક્રમણના સંકટ કરતાં પણ વધુ સંકટ સમાયેલું છે સામ્રાજ્યની અંદર રહેલા આવા સંકટમાંથી તેને મુક્ત કરવામાં હું સામ્રાજ્યની સેવા સમજું છું હિંદ લાંબી નિદ્રામાંથી જાગ્રત થાય છે, એ વાત ભૂલવા જેવી નથી પોતાના હક અને ફરજો સમજવા ખેડૂતોએ બીજી કોઈ વિદ્યા સંપાદન કરવાની જરૂર નથી કોઈ પણ સમર્થ સત્તા તેમના દાવા વિરુદ્ધ જઈ શકે નહીં.

મહાન શક્તિ તેમનામાં રહેલી છે. તેનું તેમને માત્ર ભાન કરાવવાની જરૂર છે. ત્યારે જ તેઓ બનાવી શકે કે પ્રજાની સંમતિ સિવાય રાજ ચલાવવું સંભવિત નથી. ખેડાની પ્રજા હિંદમાં પ્રથમ પદ ધરાવના એક શાહી પ્રશ્નનો નિકાલ લાવવા મથે છે. સનંદી ખાતુ એક વખત આ પ્રશ્ન સમજશે, ત્યારે જ તે લોકોના હકોના રક્ષણ રૂપ થનારા ખરા સનંદી અમલદારો નીવડશે હાલના સનંદી નોકરોનું રાજ ભય અને ત્રાસનું જ રાજ છે. ખેડાના ખેડૂતો પ્રેમના અમલ માટે મથી રહ્યા છે મામલો આવી કટોકટીએ આણનાર કમિશનર છે. જ્યારે તેને લાગ્યુ કે મતભેદનુ કારણ ઊભું થયું છે, ત્યારે પ્રજાને સમજાવી લેવાની તેની ફરજ હતી. લોકોની ઇચ્છાને તાબે થઈ મિસિસ મેબ્રિકને ટપકો આપવામાં ન્યાય ખાતાના વહીવટ માટે જેટલું જોખમ ભરેલું હતું, અથવા તો એવી જ માગણીને આધીન બની કાનપુરની મસીદનો એક ખૂણો પાછો બેસાડી આપવામાં સામ્રાજ્યની પ્રતિષ્ઠાની જે હાનિ હતી, તેટલાં ભય કે હાનિ લોકોની માગણીઓને તાબે થઈ, કમિશનરે નમતું મૂકી છૂટ આપી હોત તો, તેથી હિંદી સરકારની આવકને થવાનાં નહોતાં. લોકોની દાદ સાંભળવાની માગણીના કમિશનરના ઇન્કાર સામે હાલનો ખુલ્લો અને સલામત માર્ગ લેવાની ખેડૂતોને સલાહ આપવામાં મેં આંચકો ખાધો હોત, તો પ્રજામાં ઊંડો અસંતોષ ફેલાત અને ઘણી કડવી લાગણી પેદા થાત. પિતાનો ખરો પુત્ર તો એ જ છે કે જે પિતાની આજ્ઞાઓને સત્યતાથી પાળી શકે એમ ન હોય તો, તેની સામે ખરાબ ભાવ મનમાં ધરાવવાને બદલે, પોતાને જે લાગતું હોય તે જ પ્રમાણે સામે ન થતાં સઘળું ખુલ્લા દિલથી અને માનભેર કહી દે. સરકાર અને લોક એ બે વચ્ચેના સંબંધને આવો જ કાયદો હું લાગુ પાડું છું. માણસ પોતાના અંતઃકરણને કદી કોરાણે મૂકી શકતો નથી. પરંતુ જેમ એક શાણો પિતા પોતાના પુત્ર સાથે તરત જ પતાવટ કરી દે, અને તેમાંયે ખાસ કરીને બહારથી કુટુંબને શિર ભય આવવાનો હોય ત્યારે તેની ઇતરાજી પ્રગટ થવા ન દે; તેમ જો શાણી સરકાર ખેડૂતો સાથે સત્વર પતાવટ કરશે, તો તેને તેમની ઇતરાજી વહોરવી પડશે નહીં. ખેડૂતોને અમલદારોનાં ફરમાનો ગેરવાજબી અને અન્યાયી લાગતાં હોય, છતાં તે ફરમાનો પળાવવાનો અમલદારોને પરવાનો આપવા સુદ્ધને વચ્ચે ધરી શકાય નહીં.

## કમિશનરનાં ગંભીર વચનો

પોતાના માર્ગે અનુસરવામાં લોકોના મનને કમિશનર એમ કહી ડગાવવા માગે છે કે ચાર લાખની મહેસૂલ માટે ત્રણ કરોડથી વધુ કિંમતની દોઢ લાખ એકર જમીન હું કાયમને માટે ખાલસા કરીશ. અને તેના માલિકોને, તેમની

સ્ત્રીઓને અને છોકરાઓને ખેડામાં જમીન ધારણ કરવા માટે નાલાયક જાહેર કરીશ એટૂલે આડે રસ્તે દોરવાયેલા અને હઠે ચડેલા છે એમ તે માને છે તેના ગભીર વચનો આ છે

"તમે એવી સમજમા રખે રહેતા કે અમારા મામલતદારો અને તલાટીઓ તમારી જગમ મિલકત જપ્ત કરીને અને તેને વેચીને તમારી મહેસૂલ વસૂલ કરશે અમારા અમલદારોનો સમય કીમતી છે તેઓ માત્ર તમારા પૈસા આણીને તિજોરીઓ ભરશે આ કાઈ ધમકી નથી મારુ મ્હેવુ ખરુ માનજો કે માબાપ પોતના છોકરાને ધમકી આપતા નથી તેઓ માત્ર સલાહ આપે છે પરતુ જો તમે તમારા ભરણા નહી ભરો તો તમારી જમીન જપ્ત થશે ઘણા લોક કહે છે કે આમ બનશે નહી પણ હુ મ્હુ છુ કે તેમ થશે મારે કાઈ પ્રતિજ્ઞા કરવાની જરૂર નથી. જેઓ ભરણા નહી ભરે તેમની જમીનો જપ્ત થશે જેઓ હઠીલાઈ કરશે તેમને ભવિષ્યમા કોઈ જમીન મળશે નહી સરકાર તેમના નામ 'રેકડ ઓફ રાઈટ' એટલે જમીન નોધણી પત્રકમા રાખવા માગતી નથી જેઓના નામ નીકળી જશે તેમના નામ પાછા કદી પણ દાખલ થશે નહી "

મારુ એમ કહેવુ છે કે જુલમ અને વેર લેવાની વૃત્તિના આવા આશય સામે મરણ પર્યંત લડવુ, એ હરેક વફાદાર શહેરીન પવિત્ર કર્તવ્ય છે અમદાવાદના હડતાળિયાઓએ જાણીમૂજીને પોતાની પ્રતિજ્ઞા તોડી એમ મ્હેવામા કમિશનરે મને અને તેમને ઘોર અન્યાય કર્યો છે સમાધાની જાહેર થઈ તે સભામા તેઓ હાજર હતા મિલમજૂરોએ પ્રતિજ્ઞા તોડી, એવો મત ભલે તેઓ ધરાવે (જોકે એ સભામાના એમના ભાષણથી તો આથી ઊલટી અસર થઈ હતી) પરતુ હડતાળિયાઓએ જાણીમૂજીને હડતાળ તોડી છે, એમ કહી શકાય એમ નથી એથી ઊલટ, તેઓ માગ્યા પ્રમાણે પહેલા દિવસે રોજી લઈ કામે ચડયા અને લવાદને ચુકાદાનુ કામ સોપ્યુ જે મિલમાલિકોએ લવાદની ના પાડી હતી, તે મિલમજૂરોએ સ્વીકારલી તેમની લડત જ પોતાના રોજમા પાત્રીસ ટકા અથવા લવાદ ઠરાવે તેવો વધારો કરાવવાને માટે હતી અને તે પ્રમાણે થયુ છે એટલે હડતાળિયાઓ અને મારી સામેનો કમિશનરનો કટાક્ષ, મારે દિલગીરી સાથે મ્હેવુ જોઈએ કે એક છૂપો અને કારી ઘા છે

૩

# સત્યાગ્રહી ખેડૂતોને સંદેશ

[ ગાધીજીએ સત્યાગ્રહ મંડપમાં કરેલા ભાષણનો લાભ માત્ર ત્યા હાજર રહેલાઓને જ મળ્યો જ્યારે અધિકારીઓ પોતાના હાથ નીચેના માણસો મારફત પ્રૅટ સાહેબના ભાષણની ફાવે તેવી વાતો ફેલાવવા લાગ્યા આથી લોકો ખોટા દોરવાઈ ન જાય અને પોતાના નિશ્ચય ઉપર અડગ રહે, તેથી ગાધીજીએ નીચેનો સદેશો પત્રિકા દ્વારા ગામેગામ પહોંચાડયો. ]

મહેરબાન પ્રૅટ સાહેબનું ભાષણ આપે ધ્યાનપૂર્વક અને વિનયપૂર્વક સાંભળ્યું એ બહુ ઠીક કર્યું છે. સત્યાગ્રહીને એ જ શોભે સંજોગવશાત્ આપણે સરકારના મહેસૂલ ભરવાના હુકમનો અનાદર કરવો પડચો છે પણ આપણે સરકારી અમલદારોને આપવું ઘટે છે તે માન આપવાનું ભૂલીએ નહીં. આપણે ભયમાંથી, ગુલામીમાથી મુક્ત થવા ઇચ્છીએ છીએ, વિનય છોડવા ઇચ્છતા નથી. ઉદ્ધત તો આપણાથી થવાય જ નહી. સત્યાગ્રહમાં હમેશાં વિનય તો હોય જ.

મહેરબાન કમિશનર સાહેબે ખેડૂતોના હક બતાવ્યા અને ફરજ પણ બતાવી બંને સલાહ યોગ્ય છે, પણ મનુષ્યમાત્રનો એક ખરો હક અને ફરજ છે, એ તેઓ સાહેબ બતાવવું ચૂક્યા છે. બીકથી કોઈ પણ માણસે કશુયે ન કરવું એ તેની ફરજ છે, તેથી જ્યારે ધાસ્તી આપી કોઈ આપણી પાસે કામ કરાવવા ઇચ્છે, ત્યારે તે કામની સામે થવું તે આપણો હક છે. એ હકની રૂએ ખેડાની પ્રજા અત્યારે સરકારના હુકમનો માનપૂર્વક અનાદર કરે છે. આપણે માનીએ છીએ કે વર્ષ ચારઆની કરતાં ઓછુ થયુ છે, તેથી સરકારધારો મુલતવી રહેવો જોઈએ. એટલે જો મુલતવી રહેવો જોઈએ તો ધારો ભરીએ, તો માત્ર આપણી જગમ મિલકત વેચાવાના કે જમીન ખાલસા થવાના ભયને લીધે જ ભરીએ આવા ભયને વશ થઈએ તો આપણે પુરુષાર્થહીન બની જઈએ. આવા ભયથી લગભગ એંશી ટકા ખેડૂતોએ સરકારધારો ભરી દીધો છે. એટલે વીસ ટકાના હાથમાં સો ટકાની લાજ રહેલી છે. જેણે પોતાનો પુરુષાર્થ ખોયો છે, તે વફાદારી પણ નથી બતાવી શકતો પશુઓ ને મનુષ્ય વચ્ચેનો ભેદ પુરુષાર્થમા જ રહેલો છે. પુરુષાર્થ દાખવવાની આ લડત છે.

મહેસૂલ ખાતાના કે બીજા સરકારી હુકમો પ્રજાએ અરજી કર્યા છતાં ન ફરે, તો મૂગે મોઢે માથે ચડાવવા જ જોઈએ, એવું બ્રિટિશ બંધારણ નથી એ રાજનીતિ નથી પ્રજા જે હુકમને જ્ઞાનપૂર્વક અન્યાયી અથવા જુલમી માને, તે હુકમની સામે થવાનો તેને જન્મથી જ હક છે, અને એ પ્રજાની ફરજ છે જે ધારો કુટુંબમા લાગુ પડે છે તે જ રાજાપ્રજાની વચ્ચે પણ લાગુ પડે છે અને જ્યા એ ધારાનું ખંડન થાય છે ત્યા રાજાપ્રજા વચ્ચે ક્લેશ થાય છે રૈયત છૂપી રીતે બેવફાઈ કરે છે રાજા અવિશ્વાસુ અને વહેમી બને છે સરકારના હુકમની સામે થતા એક વસ્તુ યાદ રહેવી જ જોઈએ સરકારનો હુકમ ગેરવાજબી છે એમ આપણે સર્વોશે ન્હી ન શકીએ આપણે તેને ગેરવાજબી માનીએ છતા હકીકતમા એ વાજબી પણ હોય તેથી જેમ ખાનગી વહેવારમા તેમ રાજાપ્રજા વચ્ચે પણ મતભેદનો ફેંસ્રો પંચથી જ થવો જોઈએ આમ અસલના રાજાઓ કરતા, અગ્રેજ સરકાર હમેશા કરે છે એવા પચને 'કમિશન' અથવા તો 'કમિટી'નું નામ આપે છે અને રાજ્યનુ માન જળવાય તેથી એ પંચના ઠરાવોનો અમલ અદાલતોમા નથી થતો, પણ રાજ્યસત્તાની મુનસફી ઉપર રહેવો ગણાય છે છતા છેવટનું પરિણામ તો જેવું સાધારણ પંચમા આવે છે તેવું જ આમા આવે છે પ્રજામતને માન આપ્યા વિના રાજ્ય ચલાવવુ અશક્ય છે પણ જો રાજા કમિટી કે કમિશન પણ ન નીમે તો પ્રજાએ શુ કરવું ? જે પ્રજામા પશુબળ પ્રધાનપદ ભોગવે છે, ત્યા મારપીટ ચાલે છે, અને શસ્ત્રોનો ઉપયોગ કરી પ્રજા ન્યાય મેળવવા મથે છે આ પદ્ધતિ નિરર્થક છે એમ મારો પોતાનો તો અનુભવ છે એમ પણ માનું છુ કે બધા ધર્મશાસ્ત્રોએ મારામારી કરીને ન્યાય મેળવવાની પદ્ધતિને વખોડી છે, અને એ પદ્ધતિ આપણે કુટુંબવ્યવહારમા તો લાગુ પાડતા જ નથી સીધો રસ્તો એ છે કે આપણે પોતે હુકમનો અનાદર કરતા જે દુખ વેઠવું પડે તે ધીરજથી અને રોષ લાવ્યા વિના વેઠવુ આથી ઘણા અર્થ સરે છે જો આપણ ખોટા ઠરીએ તો જે દુખ વઠ્યુ તે યોગ્ય ગણાય અને જો સાચા હોઈએ તો સામા પક્ષમાં એટલે સરકાર પક્ષમા દયા ઉત્પન્ન થયા વિના રહે જ નહીં પરિણામે છેવટે સરકારને ન્યાય આપ્યે જ છૂટકો થાય આ શાસ્ત્રપ્રમાણ છે, તેમા સત્યનો સદા જય જ કહ્યો છે અને એ વાક્યની સિદ્ધિ આપણે વખતોવખત અનુભવીએ છીએ આમ સત્યને સારુ એટલે ધર્મને સારુ દુખ વેઠવા ખેડાની પ્રજા નીકળી પડી છે

રોને આપણે નબળા થઈ જઈએ, તેથી પ્રતિજ્ઞાથી આપણે પોતાને બાંધી લીધા છે આમ પ્રતિજ્ઞાઓ લીધા વિના કોઈ પ્રજા ચડતી નથી પ્રતિજ્ઞા એટલે અડગ નિશ્ચય જે નિશ્ચય નથી કરી શકતા તે માણસ, વગર સુકાનના વહાણની માફક આમતેમ અફળાઈ નાશ પામે છે કમિશનર સાહેબ કહે છે કે

પ્રતિજ્ઞા અયોગ્ય છે અને વગર વિચારે લેવાઈ છે અયોગ્ય નથી એમ આપણે આગળ જોઈ ગયા કેમ કે આપણે જેને ગેરવાજબી હુકમ માનીએ તેની સામે થવાનો આપણને હક છે આ પ્રતિજ્ઞા વગર વિચારે નથી લેવાઈ એમ દરેક પ્રતિજ્ઞા લેનાર જાણે છે સૂર્યની ગતિ ફરે પણ આ વિચારપૂર્વક લેવાયેલી વાજબી પ્રતિજ્ઞા ન જ ફરે

હું દિલગીર છુ કે નામદાર પ્રેટ સાહેબે અમદાવાદના મિલમજૂરોની હડતાલ વિષે પોતાના ભાષણમા હકીકતથી વિરુદ્ધ વાત કરી છે તેમા તેઓ સાહેબે વિનયનો, ન્યાયનો મર્યાદાનો અને મિત્રતાનો ભંગ કર્યો છે હુ ઉમેદ રાખું છુ કે તેમણે આ દોષ અજાણતા કર્યો છે કોઈએ આ જગતમા પોતાની પ્રતિજ્ઞા પાળી હોય તો અમદાવાદના મિલમજૂરોએ તે પ્રતિજ્ઞા પાળી છે એઓએ હમેશા કહેલુ કે પંચ ઠરાવે તે પગાર લેવા તેઓ કબૂલ થશે હડતાલ દરમિયાન માલેકોએ આ તત્ત્વનો ઇનકાર કર્યો તેથી જ મજૂરોએ પાત્રીસ ટકાની માગણી કરી અને ત્યાર બાદ પણ તેઓએ પંચનો ઇનકાર કર્યો નહોતો તેઓએ પહેલા દિવસના પાત્રીસ ટકા લીધા અને પ્રતિજ્ઞા જાળવી પછી તે માટે પંચો નક્કી થયા અને તેઓ જે ઠરાવે તે લેવા તેઓએ કબૂલ રાખ્યુ દરમિયાન માલેકોના વીસ ટકા ને મજૂરના પાત્રીસ ટકા વચ્ચેનો દર લેવાનુ ઠર્યું તેમા પણ પંચના ઠરાવ પછી લેવુ દેવુ થશે આમ પ્રતિજ્ઞાનુ રહસ્ય જળવાયુ વળી ગમે તેમ હોય, પણ ના૦ પ્રેટ સાહેબ કહે છે તેમ મજૂરોએ જ્ઞાનપૂર્વક પ્રતિજ્ઞા તોડી જ નથી ના૦ પ્રેટ સાહેબનુ માનવુ હોય તો ભલે માની શકે છે કે, મજૂરોએ પ્રતિજ્ઞા તોડી તે તેમની મુખત્યારીની વાત છે પણ મજૂરોની માન્યતા એ ખરી વાત છે એ હકીકતને ના૦ પ્રેટ સાહેબ અવગણી રજૂ કરે છે જ્યારે સુલેહની શરતો મજૂરોને સમજાવવામા આવી ત્યારે તેઓ સાહેબ હાજર હતા પ્રતિજ્ઞા કેમ પળાઈ એ સમજાવ્યુ ને મજૂરોએ તે સમજૂત વધાવી પણ લીધી આ બધાના તેઓ નમદાર સાક્ષી હતા તેમણે તે સુલેહ વિષે ભાષણ કર્યુ કે —

"તમારા વચ્ચે સમાધાન થાય છે તેથી મને બહુ આનંદ થાય છે મને સંપૂર્ણ ખાતરી છે કે જ્યા સુધી તમે ગાધી સાહેબની સલાહ લેશો અને કહેલુ કરશો ત્યા સુધી તમારો સુધારો થશે અને તમને ન્યાય મળશે તમારે ધ્યાનમા રાખવુ જોઈએ કે તમારે માટે ગાધીસાહેબે તથા તેમના મદદગાર બનુગો અને ગૃહસ્થોએ ખૂબ દુ ખ વેઠ્યુ છે, તસ્દી લીધી છે, તમારા ઉપર પ્રેમ બતાવ્યો છે"

આમ જ્યા તેઓ પ્રતિજ્ઞાભંગની વાત કરે છે તે મારી અલ્પમતિ પ્રમાણે સમજી શકાય તેમ નથી

કમિશનર સાહેબે ખૂબ ધમકી આપી છે. તેમણે એમ પણ કહ્યું છે કે એ ધમકી પોતે ખરી પાડી દેશે. એટલે તેઓ સાહેબ પ્રતિજ્ઞા કરનારાઓની બધી જમીન ખાલસા કરશે, અને તેના વારસોને પણ ખેડા જિલ્લામાં જમીનના માલિક બનવાને બિનહકદાર ઠરાવશે.

આ ઘોર વચન છે, ક્રૂર છે, કઠોર છે. હું માનું છું કે આ વચનમાં અતિ તીવ્ર રોષ ભરેલો છે. જ્યારે નામદાર કમિશનર સાહેબનો રોષ શાંત થશે ત્યારે આવાં ઘોર વચનને સારુ તેઓ સાહેબ પશ્ચાત્તાપ કરશે. સરકાર અને પ્રજા વચ્ચેના સંબંધને તેઓ સાહેબે 'માબાપ અને છોકરાં' વચ્ચેના સંબંધ જેવો માન્યો છે. કોઈ માબાપે પોતાના છોકરાને સવિનય સામે થવાને સારુ પદભ્રષ્ટ કર્યાનો દાખલો આખી દુનિયાના ઇતિહાસમાં જોવામાં આવ્યો નથી. ખેડાની પ્રજાની પ્રતિજ્ઞાઓ ભૂલભરેલી હોય, એ અશક્ય નથી. પણ તે પ્રતિજ્ઞામાં અવિનય, ઉદ્ધતાઈ કે દાંડાઈનો અંશ સરખો નથી. આવી ધાર્મિક ભાવથી ઉન્નતિ ખાતર લેવાયેલી પ્રતિજ્ઞાની, ઉપર પ્રમાણે ઘોર સજા થાય એ વાત હું હજી અશક્ય સમજું છું. એવી સજા હિંદુસ્તાન સાંખી ન શકે, બ્રિટિશ રાજ્યાધિકારીઓ તે કદી મંજૂર ન રાખે. બ્રિટિશ પ્રજાને આવી સજા વિષે ત્રાસ જ છૂટે. જો આવો ઘોર અન્યાય બ્રિટિશ સલ્તનતમાં થાય તો એ સલ્તનતમાં હું તો બહારવટે જ રહી શકું. પણ બ્રિટિશ રાજ્યનીતિ વિષે નામદાર કમિશનર સાહેબ કરતાં મારો વિશ્વાસ વધારે છે. અને હું હજુ પણ જે વચન મેં આપને પહેલાં કહેલાં છે, તે કહી સાંભળાવું છું, કે શુદ્ધ ભાવે કરેલા કાર્યને સારુ તમે તમારી જમીન ખોઈ બેસો એ હું અસંભવિત માનું છું. છતાં આપણી તૈયારી જમીન ખોવાની પણ હોવી જોઈએ. એક તરફ પ્રતિજ્ઞા અને બીજી તરફ આપણું સર્વસ્વ રાખો; તે બધી મિલકત — સ્થાવર અને જંગમ — ની કિંમત પ્રતિજ્ઞાના પ્રમાણમાં કાંઈ જ નથી. તમારી પ્રતિજ્ઞાના પાલનરૂપી વારસો લાખો રૂપિયાની મિલકત કરતાં ઘણો વધારે કીમતી છે. તેમાં આખા હિંદુસ્તાનને ઊંચે ચડવાનો રસ્તો રહેલ છે, અને મારી ખાતરી છે કે એ રસ્તો તમે કદી છોડશો નહીં. ઇશ્વર એ પ્રતિજ્ઞા પાળવાનું તમને બળ આપો એવું ઇચ્છું છું.

નડિયાદ, ૧૭-૪-'૧૮

## ૪

# સરકારી યાદીનો જવાબ

[ખેડાની લડતના સંબંધમાં નિષ્પક્ષ પંચ નીમવાનો ઇનકાર કરતી, પ્રજાપક્ષની માગણીઓ અને દલીલોનો અસ્વીકાર કરતી અને ગાંધીજી અને તેમના સાથીદારોની દોરવણી અયોગ્ય છે એમ સૂચવતી સરકારી યાદી તા. ૨૪મી એપ્રિલના રોજ બહાર પડી. આ સમયે ગાંધીજી દિલ્હી યુદ્ધપરિષદમાં ગયા હતા. ત્યાંથી આવ્યા બાદ તેમણે એ યાદીનો જવાબ આપતો નીચેનો ખુલાસો પ્રકટ કર્યો.]

### સરકારી યાદીના દોષો

ખેડાની મુશ્કેલીઓના સંબંધમાં પ્રકટ થયેલી સરકારી યાદીમાં કેટલીક બાબતો દબાવી દેવામાં આવી છે, અને કેટલીક વધારાપડતી દર્શાવવામાં આવી છે. આમ બંને રીતે તે દોષિત છે. ના૦ પારેખ–પટેલે કરેલી તપાસ ઉપરથી મેળવેલી હકીકતના ખરાપણા માટે કમિશનરે વાંધો ઉઠાવ્યો હતો. અને મેં તરત જ તપાસ કરવા માટે એક પંચ નીમવાની સૂચના કરી હતી. ખરેખર, સરકાર માટે એ જ યોગ્ય માર્ગ હતો. જો એ પ્રમાણે કરવામાં આવ્યું હોત તો નજરે દેખ્યાં ન જાય એવાં — દાખલા તરીકે ખેડૂતોની દૂઝણી ભેંસો દોરી જવાનાં, સ્ત્રીઓના દાગીના જપ્ત કરવાના અને જમીનો ખાલસા મૂકવાના હુકમો કાઢવાનાં — કામો કરવામાંથી સરકાર ઊગરી જાત. તેને બદલે યાદીમાં જણાવવામાં આવ્યું છે તે મુજબ એક બહુ લાંબા અનુભવવાળા કલેક્ટરની નિમણૂક કરી પરંતુ એ શું કરી શકે? સારામાં સારા અધિકારીને ખરાબ વાતાવરણમાં રહેવાનું હોય છે. વળી પ્રતિષ્ઠાને વધારેમાં વધારે વજન આપનાર અને સરકાર તરફથી હમેશાં ખરું જ કરવામાં આવે છે, એવી માન્યતાવાળી નોકરશાહીના બંધન અને પ્રણાલિકાને તેને અનુકૂળ થવું પડે છે.

શ્રી દેવધર અને તેમના સાક્ષીઓની તપાસ વિષે યાદીમાં જે ઉલ્લેખ કરવામાં આવ્યો છે તે ઉપરથી ચોખ્ખો ભાસ થાય છે કે કમિશનરે તેમની ભલામણો સ્વીકારી હતી. પણ એ હેવાલ રજૂ કરતી વખતની મુલાકાત પ્રસંગે હું હાજર હતો. કમિશનરે એ હેવાલ સામે વાંધો લીધો હતો. અને ચોખ્ખું કહેલું કે જે રાહત આપવામાં આવશે તે તેમના અહેવાલને લીધે તો નહીં જ, કેમ કે અહેવાલમાં જે વિશેષ હકીકત જણાવવામાં આવી છે, તે ખરી અને અગત્યની નથી.

માતર તાલુકાની વિપત્તિ તો ખરેખરી હૃદયદ્રાવક છે. આ તાલુકાનાં કેટલાંક ગામોના વિસ્તારમાં નહેરો આવેલી છે તેમને બેવડું સંકટ છે : ૧. અતિવૃષ્ટિથી, પાકની સામાન્ય નિષ્ફળતા; અને ૨. રેલથી થયેલો બિલકુલ નાશ. આ બીજા કારણ માટે તો મહેસૂલ આખુંય માફ થવું જ જોઈએ. પણ મારા જાણવા મુજબ ઘણાઓને તે લાભ મળ્યો નથી.

દાસગ તાલુકામાં સંકટ નથી તેથી તપાસ કરવાને કાંઈ કારણ નહોતું, અને તેથી જ હિંદ સેવક સમાજના સભાસદોએ ત્યાં તપાસ કરવાનું બંધ રાખ્યું, આ વાત તદ્દન જૂઠી છે. તેમણે તપાસ પડતી મૂકવાનું કારણ તો એ હતું, કે હું એકેએક ગામની તપાસ કરવાનો હતો. આ વાત તેમણે તેમની નોંધમાં પણ લખી છે.

## પાકની ગણતરી

મારી તપાસને સરકારે 'અધ્ધર તપાસ' કહેવામાં અન્યાય કર્યો છે. મારી દઢ માન્યતા છે કે જો ખેડૂતોની હકીકત ઉપર વિશ્વાસ રાખવામાં આવે તો મારી રીતે તદ્દન સાચું જ પરિણામ આવે. કેટલો પાક ઊતર્યો, તે ખેડૂત સિવાય બીજો કોણ વધારે ચોક્કસપણે કહી શકે? લાખો ખેડૂતો જૂઠું બોલવા માટે મોટું તરકટ રચે એ હું માની શકતો જ નથી. કેમ કે પરિણામે તો મોટો લાભ થવાને બદલે દુઃખ સહન કરવાનું નિર્માયેલું હતું. વળી લાખો ખેડૂતો પાકની એકંદર ગણતરી અમુક આનીની અંદર લાવવાની ખાતર, બધા જ પાકની આનીઓ ગોખીને તૈયાર કરી લે, એ પણ શક્ય નહોતું. હું છાતી ઠોકીને કહું છું કે મારી ગણતરી ખોટી પડે નહીં, કેમ કે ભૂલ થવા ન પામે તેવી કેટલીક કૂંચીઓ છે. ખરીફ અને રવી પાક — બન્ને — ની સરકારી આનાવારી સામે મેં વાંધો ઉઠાવ્યો હતો. તે સમયે શિયાળુ પાક ઊભો હતો. એ પાક લણી લેવામાં આવે તે વખતે તેની ખરી આનાવરી કાઢવા સૂચવ્યુ હતું. મેં તે માટે વડથલ ગામ પસંદ કર્યું હતું. મારી દલીલ એવી હતી કે જો ખેડૂતોની શિયાળુ પાકની ગણતરી ખરી પડે અને સરકારની ખોટી ઠરે તો તે જ નિયમ અનુસાર ચોમાસુ પાકની ખેડૂતોની ગણતરીને ખરી માનવામાં અજુગતું કહેવાય નહીં. મારી આ માગણી સ્વીકારવામાં આવી નહીં. વળી મારે એ પણ કહેવું જોઈએ કે કલેક્ટરે વડથલ ગામના પાકની તપાસ કરી ત્યારે મને હાજર રહેવા દેવાની મારી માગણી તેમણે ધ્યાનમાં લીધી નહોતી.

આનાવરી કાઢવામાં મેં રવી અથવા કપાસના પાક ગણતરીમાં લીધા નથી, એમ યાદીમાં લખવામાં સરકારે ગંભીર ભૂલ કરી છે. મેં આ બન્ને પાક ગણતરીમાં લીધા છે. મેં માત્ર સરકારી પદ્ધતિ સામે તાત્ત્વિક વાંધો ઉઠાવેલો. કારણ તદ્દન

સ્પષ્ટ છે જો હજાર માણસની વસ્તીમા ત્રણ માણસો શિયાળુ પાક કરે, અને આસો માણસોના ચોમાસુ પાક ચાર આનીથી કમી હોય, તો તેને પ્રસગે પાકની એ દર ગણતરી કરવામા શિયાળુ પાકની ગણતરી કરવામા આવે તો તેથી આસો માણસોને ચોખ્ખો અન્યાય થાય

## ગંભીર ભૂલો

લીમાસી ગામના પાક વિષે સરકારી યાદીમા જે ઉલ્લેખ કરવામા આવ્યો છે, તે જોઈ હુ ભારે અજાયબ થાઉં છુ જ્યારે અધિકારીઓ પાકની તપાસ કરતા હતા ત્યારે હુ ત્યા હાજર નહોતો બીજુ ઘઉંના પાકની કિમત રૂ ૧૩ ૪૪૫ આકવામા આવી છે, પણ તે તો ત્રણ ગામના ઘઉંનો પાક છે એને એ પાક ઉપર ત્રણ ગામનુ મહેસૂલ ભરવાનુ હતું વળી ૧૮૦૦ માણસની વસ્તીવાળા ગામને રૂ ૧૩,૪૪૫નો પાક એ શા હિસાબમા? આ ઉપરાત લીમાસીના લોકોને લગભગ તેની રકમનો ડાગરનો પાક થયેલો, એ મારે જણાવી દેવુ જોઈએ પણ એક માણસ દીઠ વર્ષે રૂ ૪૦ની ખોરાકીની ગણતરીના હિસાબે લીમાસીના લોકોને ૭૨,૦૦૦ રૂપિયાનુ તો માત્ર અનાજ જોઈએ જો અધિકારીઓએ ઘઉંના પાકનો જે અદાજ કાઢયો છે તે ખરો જ હોય તો રૂ ૮૩,૦૨૧ની કિમતના ઘઉં થાય આ આકડો મને કલેક્ટર સાહેબે કહેલો સરકારી યાદી કેટલી અધ્ધરતાન છે તે બતાવતા મારે કહેવુ જોઈએ કે આખા ગામનો પાક ખળાઓમા પડેલો હતો અને લોકોની ગણતરી મુજબ તે લગભગ રૂ ૮૦૦૦થી પણ ઓછી કિંમતનો હતો સરકારે ઘઉંનો પાક દસ આની મોજેલો જ્યારે પાકના ઉતાર ઉપરથી ગણતા પાકની આની એક દશાશ થાય છે આ ઉપરાત પણ એક વાત છે તે એ કે ઘઉં વાવતા વીઘે એક મણ બિયારુ જોઈએ અને લીમાસી ગામમા એકદર ૧૯૬૫ વીઘામા ઘઉંનો પાક કરવામા આવ્યો હતો આની સરખામણીમા ૩૦૦૦ મણ ઘઉં, એટલે કુલ રૂ ૯૦૦૦નો પાક કેવળ નજીવો ગણાય આ હકીકતની સરકારને ખાતરી કરી આપવા માટે મે કલેક્ટર સાહેબને કહેલુ કે અમારી ખળાની રૂબરૂમા પાક તોળી લેવામા આવે તો સરકારનો ભ્રમ દૂર થાય તેમણે મારી આ માગણી ગણકારી નહી તેથી ખેડૂતોની ગણતરી સાચી છે, એમ જરૂર માની લેવુ જોઈએ

## સત્યાગ્રહની હિમાયત

સરકારી યાદીમા સાવ ખોટી વાતો લખી નાખવામા આવી છે તે દર્શાવતા મારે જણાવવુ જોઈએ કે ગુજરાત સભાએ સત્યાગ્રહ આદરવાની ભલામણ કરવાનો ઠરાવ પસાર કર્યો નહોતો સભાએ પોતાને શિર આવતી જવાબદારીમાથી

છટકવા ખાતર તેમ કર્યું હતું એમ કાંઈ નથી, પરતુ સભાના બધારણ પ્રમાણે બહુમતીને માન આપી સભા પાસે સત્યાગ્રહનો ઠરાવ પસાર કરાવવાનું મને પોતાને જ ઠીક લાગ્યુ નહી અને તેથી સભાસદોને પોતપોતાની મરજી મુજબ વર્તવાની છૂટ મળી છતા હકીકત એ છે કે સભાના ઘણા આગેવાન સભાસદો ખેડાની લડતમા ભાગ લઈ રહ્યા છે

જે લોકો જમીનમહેસૂલ ભરવાને ખુશી હતા તેવા માણસોને મે ઉશ્કેરીને પૈસા ભરતા અટકાવ્યા, એ આરોપનો હુ વિનમ્ર ઇન્કાર કરુ છુ સરકારી યાદીમા જુદા જુદા તાલુકાઓના વસૂલાતના આકડા આપવામા આવ્યા છે એ જ રાવણિયા અને તલાટીઓની ક્રૂરતા સૂચવે છે પ્રજાને તો કાયદાને આધારે એક ઝરી ફટકો જ લાગ્યો છે જમીનો ખાલસા મફી હરાજ કરી મહેસૂલ બાકી ન રહેવા વસૂલ થયુ, તેથી તપાસ કરવા કે રાહત આપવાને બિલકુલ કારણ નહોતુ, એમ કેમ જ કહી શકાય?

હું કબૂલ કરુ છુ કે કાયદાના આધારે નહી, પણ રહેમદિલથી મહેસૂલ મુલતવી રાખવામા આવ્યુ છે પરતુ એ રાહતનો અમલદારોના તોર કે તેમની ધૂન ઉપર આધાર નથી પરતુ તે માટે ધારાધોરણ નક્કી થયેલ છે અને પાક ચાર આનીથી ઓછો હરે, છતા સરકાર એ રાહત આપવાના નિયમોનો અમલ ન કરે એવુ બની શકે નહી આનાવારી ખરી કે ખોટી એ જ એક મુખ્ય મુદ્દો છે જો આનાવારી બરાબર હોય તો રાહત આપતી વખતે સરકાર પાછળથી બીજા મુદ્દા વચ્ચે લાવે છે દાખલા તરીકે 'જિલ્લાની સામાન્ય આર્થિક સ્થિતિ' જિલ્લામા પ્લેગ ચાલે છે અને મોઘવારી છે, તેથી પ્રજાને રાહત મળવાના ઘણા કારણો છે કલેક્ટર સાહેબે મને કહેલુ કે આ છેલ્લા મુદ્દા હુ ધ્યાનમા નહી લઉં માત્ર પાક ઉપર જ આધાર રાખીશ

મને લાગે છે કે એક સ્વતત્ર પચ નીમવાની માગણીના સમર્થનમા મારે જેટલુ કહેવુ જોઈએ તેટલુ હુ કહી ચૂક્યો છુ વળી જ્યા સુધી એક ખેડૂતની પણ બાકી રહે ત્યા સુધી આવા પચને અવકાશ છે કેમ કે જપ્તીમા જો કોઈ બીજી ચીજ હાથ ન લાગે તો તેની જમીન ખાલસા મૂકવા સરકાર પાછી પાની કરે નહી તલાટીના આકડા જૂઠા છે એમ સાબિત કરી આપવા ખેડૂતો તૈયાર છે, કેટલાક તલાટીઓ હિંમતથી કહેવા તૈયાર છે કે આનાવારીના આકડા ઉપરી અમલદારોના કહેવા પ્રમાણે રાખવામા આવેલા પણ જો આ પળે હવે સ્વતત્ર પચ નીમવાની આવશ્યકતા ન જણાય તો પછી મહેસૂલની માત્ર જૂજ રકમ બાકી છે, તે સરકાર મુલતવી કેમ નથી રાખતી? કેમ કે જો તેમ કરવામા આવે તો સારી સ્થિતિવાળા ખાતેદારો ટપોટપ મહેસૂલ ભરી દેવાની કબૂલાત આપે છે.

આથી ચોખ્ખી પ્રતીતિ થાય છે કે સરકાર હઠ પકડી બેઠી છે, અને કમિશનર તેનો નાયક બન્યો છે.

## ના૦ વાઈસરૉયનો સુલેહનો સંદેશો

ના૦ વાઈસરૉય અંદર અંદરના કજિયા સમાવી દેવાની ભલામણ કરે છે. શું આ અરજ પ્રજાને માટે જ છે કે અમલદાર વર્ગને પણ તે લાગુ પડે છે? જ્યારે પ્રજાની માગણી ન્યાયસર અને વાજબી હોય તો તેમણે લોકમતને માન આપી શાંતિ ન ફેલાવવી જોઈએ?

જો સંકટનો અર્થ કેવળ ભૂખમરો જ કરવામાં આવતો હોય તો હું કહી દઉં કે ખેડાની પ્રજા ભૂખે મરતી નથી. પણ જો ભરણાની ખાતર બીજો માલ વેચવો પડે અને ખોરાકી માટે અનાજ વેચાણ લાવી ખાવું પડે એ સ્થિતિનો સંકટ શબ્દની વ્યાખ્યામાં સમાવેશ થતો હોય, તો તેવું સંકટ આજ ખેડા જિલ્લામાં ઘેરઘેર છે. અસંખ્ય ખાતેદારોએ ઝાડ, ઢોર કે બીજી જણસો વેચીને મહેસૂલ ભર્યું છે. એવા દાખલાઓની મારી પાસે ખોટ નથી. અધિકારી વર્ગે એક સોટે મહેસૂલ વસૂલ કર્યું એ હકીકત સરકારી યાદીમાં છેક જ ગળી જવામાં આવી છે, એ ગજબની વાત છે. ખેડૂતોને પણ સરકારે હઠીલાઈનો ઠીક પાઠ શીખવ્યો. ખેડૂતો ચાર લાખની જમીનમહેસૂલ ખાતર ત્રણ કરોડની જમીન ખોશે એવી ધમકીના ત્રાસમાંથી મુક્ત નથી! અધિકારી વર્ગનો પક્ષ ખોટો છે, એવો ભાસ ઉપરના કથનમાંથી શું નથી નીકળી શકતો?

# ૫

# ખેડાની લડતની પૂર્ણાહુતિ

[ સરકારે સમાધાન કર્યું તે પર ગાંધીજીએ શ્રી વલ્લભભાઈ અને પોતાની સહીથી ખેડા જિલ્લાના ભાઈઓ અને બહેનો પ્રત્યે નીચેનો સંદેશો પાઠવ્યો ]

જે લડત ખેડા જિલ્લાની પ્રજાએ તા ૨૨મી માર્ચે શરૂ કરી તેનો અંત આવ્યો છે મજકૂર તારીખે પ્રજાએ નીચે પ્રમાણે પ્રતિજ્ઞા લીધી હતી

"અમારા ગામનો પાક ચાર આનીથી ઓછો થયો છે એમ અમે જાણીએ છીએ તેટલા કારણસર આવતા વરસ સુધી મહેસૂલ વસૂલ કરવાનું મુલતવી રાખવાની સરકારને અરજ કરવા છતા વસૂલાત બંધ રાખવામા આવી નથી તેથી અમે નીચે સહી કરનાર પ્રતિજ્ઞા કરીએ છીએ કે અમે સરકારની મહેસૂલ આ વર્ષની પૂરી કે જે બાકી રહી હોય તે નહી ભરીએ પણ તે વસૂલ કરવા સરકારને કાયદેસર જે પગલા ભરવા હશે તે ભરવા દઈશું અને તેથી થતા બધા દુઃખ સહન કરીશુ અમારી જમીન ખાલસા થશે તોપણ અમે થવા દઈશુ, પણ અમારે હાથે પૈસા ભરીને જૂઠા ઠરી સ્વમાન નહી ગુમાવીએ જો નામદાર સરકાર બીજો હપ્તો બધી જગાએ મુલતવી રાખે તો અમારામાના જે શક્તિમાન હોઈશુ તે પૂરી અગર બાકી રહેલી મહેસૂલ ભરવા તૈયાર છીએ અમારામાના જે શક્તિમાન છે તેઓને મહેસૂલ ન ભરવાનુ કારણ એ છે કે જો તે શક્તિમાન ભરે તો અશક્તિમાન ગભરાટમા પોતાની ગમે તે ચીજ વેચીને કે કરજ કરીને મહેસૂલ ભરે અને દુઃખ ભોગવે એવી હાલતમા ગરીબનો બચાવ કરવો એ શક્તિમાનની ફરજ છે એમ અમારી માન્યતા છે

આ પ્રતિજ્ઞાનુ તાત્પર્ય એ છે કે જો સરકાર ગરીબોની મહેસૂલ મુલતવી રાખે તો શક્તિમાન આસામી મહેસૂલ ભરે આવો હુકમ ઉત્તરસડાના મામલતદારે તા ૩જી જૂને કાઢ્યો તે ઉપરથી ઉત્તરસડાની પ્રજાના શક્તિમાન વર્ગને મહેસૂલ ભરી દેવાની સલાહ આપી છે ને ત્યા મહેસૂલ ભરવાનું શરૂ થઈ ગયુ છે

ઉત્તરસડામા આ પ્રમાણે હુકમ થયો તે ઉપરથી મહેરબાન કલેક્ટર સાહેબને કાગળ લખ્યો ને વિનતી કરી, કે ઉત્તરસડા જેવા હુકમ બધે નીકળે તો લડતનો અંત આવે ને નામદાર ગવર્નર સાહેબને તા ૧૦મીએ યુદ્ધપરિષદની બેઠકને સમયે કહી શકાય કે ખેડા જિલ્લાનો ઘરગતુ કજિયો પતી ગયો છે મહેરબાન કલેક્ટર સાહેબનો ઉત્તર ફરી વળ્યો છે કે ઉત્તરસડાના મામલતદારનો હુકમ આખા જિલ્લાને લાગુ પડે છે આથી પ્રજાની માગણીનો સ્વીકાર છેવટે થયો છે મહેરબાન કલેક્ટર સાહેબે નડિયાદ વિગેરેના પ્રશ્નના ઉત્તરમા જણાવ્યુ છે કે જેઓની ઉપર ચોથાઈના હુકમ નીકળ્યા છે તેઓ પોતાની મેળે મહેસૂલ

ભરી દેશે તો તેઓનો ચોથાઈ માફ થશે. આને સારુ આપણે તેઓ સાહેબનો ઉપકાર માનવો ઘટે છે.

અમારે દિલગીરી સાથે કહેવું પડે છે કે, લડતનો અંત તો આવ્યો છે, પણ તે અંત માધુર્યરહિત છે. તેમાં જે ખૂબી હોવી જોઈએ તે નથી. ઉપરનો હુકમ ઉદાર દિલથી રાજી થઈને કરવામાં નથી આવ્યો, પણ પરાણે થયાનો આભાસ આવે છે. મહેરબાન કલેક્ટર સાહેબ જણાવે છે કે, ઉપર પ્રમાણે છૂટ આપવાનો હુકમ તા ૧૫મી એપ્રિલે મામલતદારો ઉપર મોકલવામાં આવ્યો હતો. વળી તેનો અમલ બરાબર થાય એવા હેતુથી તા. ૨૨મી મેના રોજ બીજી યાદી મોકલવામાં આવી હતી, અને તેઓને એવું પણ જણાવવામાં આવ્યુ હતું કે આપી શકે તેવા અને ન આપી શકે તેવાનું પત્રક તૈયાર કરવું. સરકારના આ હુકમો પ્રજામાં જાહેર કરવામાં કેમ ન આવ્યા? તા. ૨૫મી એપ્રિલે આ હુકમોની પ્રજાને જાણ થઈ હોત તો પ્રજા કેટલી હાડમારીમાંથી બચી જાત? ખાસ અમલદારોને ગેરફી જપ્તીઓ કરવાનું ઘણું નકામું ખર્ચ બચી જાત. જ્યાં મહેસૂલ બાકી છે ત્યાંની પ્રજા ઊંચા જીવે રહી છે. જપ્તી ન થઈ શકે તે ખાતર તેઓ ઘર તજી બહાર વગડે રહ્યા, અને ખાવાનું પણ પૂરું ખાધું નથી. બૈરાંઓએ ન સહન કરવાનું સહન કર્યું છે, કોઈ વેળા ઉદ્ધત અર્દલ ઇન્સ્પેકટરનાં અપમાન પણ સહન કર્યાં છે, દૂઝણી ભેંસો તેમની નજર આગળથી છોડી જવામાં આવી તે તેઓએ ખમી લીધું છે, ચોથાઈના દંડ ભર્યા છે. ઉપરના હુકમ પ્રજાએ જાણ્યા હોત તો પ્રજા ઘણાં ઘણાં દુઃખમાંથી બચી જાત. અધિકારી વર્ગને ખબર હતી કે લડતનું મૂળ જ લોકની અશક્તિ હતુ. ખેડૂતોની આ કરુણ દશા સામુ જોવાની નામદાર કમિશનર સાહેબે પ્રથમથી જ ના પાડી ઘણા કાગળો લખ્યા છતાં તેમની નાની હા ન થઈ. आसामी-वार छूट अपाय नहीं. ऐवो कायदो नथी. આ તેમના શબ્દો હતા. હવે कलेक्टर साहेब कहे छे के आम छूट आपवानी वात तो जगजाहेर छे. ત્યારે તો પ્રજાએ આજ સુધી તેમની હઠથી જ દુઃખ સહન કર્યું! દિલ્હી જતી વેળાએ મેં (ગાંધીજીએ) નામદાર કમિશનર સાહેબને આ મતલબના હુકમ કાઢવા વિનંતી કરી, કે જેથી હું વાઈસરોય સાહેબને સમાધાનની ખુશખબર આપી શકું. નામદાર કમિશનર સાહેબે મારી અરજ સાંભળી જ નહીં. રાવસાહેબ દાદુભાઈ સાહેબે પણ અમને બન્નેને પૂછીને તા. ૨૫મી એપ્રિલ પછી એવી જ માગણી કરેલી. તેમને મહેરબાન કલેક્ટર સાહેબે કહ્યું, કે હવે તો માગણી સ્વીકારવાનો વખત જ રહ્યો નથી.

પ્રજાનું દુઃખ જોઈને તેઓ પીગળ્યા, આખરે તેઓને પોતાની ભૂલ જણાઈ ને પ્રજાને સંતોષવાને ખાતર આસામીવાર છૂટ આપવા તૈયાર થયા.

આમ પ્રથમથી ઉદાર દિલે જશ લેવાના માર્ગનો અધિકારી વર્ગે હઠપૂર્વક ત્યાગ કર્યો અને હવે પણ જે આપ્યું તે સંકોચાઈ ને, અને ભૂલનો સ્વીકાર કર્યા વિના, ન છૂટકે જ આપ્યું છે. તેથી અમે કહીએ છીએ કે આ સમાધાનીમાં મીઠાશ નથી.

પ્રજાની પાસે પોતાના દોષો કબૂલ ન કરાય એવી ખોટી હઠ અને માન્યતાથી, અને પ્રજાએ માગ્યું માટે આપ્યું એમ ન કહેવાય એવા આપખુદ સત્તાના સિદ્ધાંતને વળગી રહેવાથી અધિકારી વર્ગ લોકપ્રિય થવા નથી પામ્યો. ઉપરની ટીકા કરતાં અમને દુઃખ થાય છે, પણ એ વર્ગના મિત્ર તરીકે આવી ટીકા કરવાની અમે ધૃષ્ટતા કરી છે.

અધિકારી વર્ગની આવી વર્તણૂક હોવા છતાં આપણી માગણીનો સ્વીકાર થાય છે એટલે આપણે તે વધાવી લેવો એ આપણી ફરજ છે. હવે મહેસૂલના આઠ ટકા જ વસૂલ થવાના બાકી છે. આજ લગી મહેસૂલ નહીં ભરવામાં જ માન હતું. તેની સ્થિતિ બદલાતાં સત્યાગ્રહીને સારુ મહેસૂલ ભરવામાં માન રહ્યું છે. સરકારને જરા પણ તકલીફ દીધા વિના જે શક્તિમાન છે તેમણે મહેસૂલ તરત ભરીને બતાવી આપવાનું છે, કે જ્યાં આધ્યાત્મિક અને માનુષી કાયદા વચ્ચે વિરોધ નથી ત્યાં સત્યાગ્રહી કાયદાને માન આપવામાં ગમે તેની સાથે સરસાઈ કરી શકે છે. આ લડતમાં કાયદા અને સત્તાને શુદ્ધ ભાવે માન આપવાની ખાતર આપણે અમલદારનું માન ભંગ કરતા દેખાયા છીએ.

અશક્ત ખેડૂતોની નોંધ કરવામાં આપણે એવી કડક શિસ્ત જાળવવી કે જેથી નોંધની સામે કોઈ થઈ જ ન શકે. જેની અશક્તિ વિષે જરાયે શંકા હોય તેણે મહેસૂલ ભરી દેવી એ તેની ફરજ છે. અશક્ત કોણ છે તેનો છેવટનો નિર્ણય અધિકારી વર્ગ જ કરશે, છતાં પણ તેઓ પ્રજાના મતને પૂરતું માન આપશે, એમ અમે માનીએ છીએ.

ખેડાની પ્રજાએ પોતાની બહાદુરીથી આખા હિંદુસ્તાનનું ધ્યાન ખેંચ્યું છે. સત્ય, નિર્ભયતા, એકસંપ, દૃઢતા, અને સ્વાર્થત્યાગનો રસ ખેડાની પ્રજા આજે છ માસથી ચાખતી આવી છે. અમારી ઉમેદ છે કે એ મહાન ગુણોને પ્રજા વધારે ખીલવશે, અને માતૃભૂમિનું નામ વિશેષ ઉજ્જ્વળ કરશે. અમારી દૃઢ માન્યતા છે કે આ લડત ઉપાડી ખેડા જિલ્લાની રૈયતે પોતાની, સ્વરાજ્યની અને સામ્રાજ્યની શુદ્ધ સેવા કરી છે.

ઈશ્વર પ્રજાનું કલ્યાણ કરો!

અમે છીએ
નિત્યના પ્રજાના સેવકો
**મોહનદાસ કરમચંદ ગાંધી**
**વલ્લભભાઈ ઝવેરભાઈ પટેલ**

નડિયાદ,
વૈશાખ વદિ ૧૨, '૭૪.
જૂન ૬, ૧૯૧૮

## ૧

# લશ્કરભરતીની અપીલ

## [પત્રિકાપહેલી]

ખેડા જિલ્લાના ભાઈઓ અને બહેનો પ્રત્યે,

તમે હમણા જ સત્યાગ્રહની ભારે લડત પૂરી કરી છે તેમા તમે વિજય મેળવ્યો છે તે લડતમા તમે એવા શૌર્ય, ચતુરાઈ વગેરે ગુણો બતાવ્યા છે કે દેશને સારુ એથી પણ વધારે મહત્ત્વના કામમા રોકાવા તમને સલાહ આપવા ની અને આગ્રહ કરવાની હિંમત કરુ છુ

સરકારની સામે વિનયપૂર્વક કેમ થઈ શકાય, સામે થતા છતા તેમનું માન કેમ જાળવી શકાય અને તમારુ કેમ મેળવી શકાય એ તમે બતાવી આપ્યુ છે આકરી લડત લડ્યા છતા સરકારની સાથે તમારો જરાયે વિરોધ નથી એ બતાવવાનો પ્રસગ તમારી પાસે મૂકુ છુ

તમે બધ સ્વરાજ્યવાદી છો, કેટલાક હોમરૂલ લીગના મેમ્બર છો હોમરૂલનો એક અર્થ એ છે કે, સામ્રાજ્યમા રહી આપણે સામ્રાજ્યમા ભાગીદાર બનવુ આજે આપણે તાબાની રૈયત છીએ આજે આપણને ઇગ્રેજના જેટલા હક નથી કેનેડા, દક્ષિણ આફ્રિકા, ઓસ્ટ્રેલિયા જેમ ઇગ્લડના ભાગીદાર ગણાય છે તેમ આપણે નથી આપણે તો તાબેદાર મુલક ગણાઈએ છીએ આપણે ઇગ્રેજના જેટલા જ હક ઇચ્છીએ છીએ, દક્ષિણ આફ્રિકા વગેરે સસ્થાનોના બરોબરિયા થવા ઇચ્છીએ છીએ, આપણે વાઇસરોય સુધીની પદવી ભોગવી શકીએ એવો સમય ઇચ્છીએ છીએ આવી સ્થિતિ મેળવવાને સારુ આપણામા આપણુ રક્ષણ કરવાની એટલે શસ્ત્ર ધારણ કરી લડવાની શક્તિ આવવી જોઈએ જ્યા સુધી આપણા રક્ષણનો આધાર કેવળ ઇગ્રેજો ઉપર છે, જ્યા સુધી આપણે સિપાહી વર્ગથી ડરતાપણુ છે, ત્યા સુધી આપણે ઇગ્રેજના બરોબરિયા કહેવાઈએ જ નહી એટલે આપણે શસ્ત્રક્રિયા શીખી આપણુ રક્ષણ કરવાની શક્તિ મેળવવી ઘટે છે શસ્ત્રક્રિયા ઘણા ઝપાટાથી શીખવી હોય તો લશ્કરમા જોડાવાની આપણી ફરજ છે

મર્દ અને નામર્દની વચ્ચે મિત્રાઈ ન હોય, આપણે નામર્દ ગણાઈએ છીએ. જો નામર્દની ગણતરીમાથા છૂટવુ હોય તો શસ્ત્રક્રિયા શીખવાની જરૂર છે.

આપણે સામ્રાજ્યમા ભાગીદાર બનવુ છે એ નિશ્ચય છે તો પછી આપણે ગમે તેટલુ દુ ખ સહન કરીને, મરીને પણ સામ્રાજ્યનો બચાવ કરવો જોઈએ જો સામ્રાજ્યનો નાશ થામ તો તેની સાથે આપણી મહાન આશાઓ પણ નષ્ટ થાય છે

એટલે સ્વરાજ્ય મેળવવાનો સહેલામાં સહેલો અને સીધામા સીધો રસ્તો સામ્રાજ્યના બચાવમા ભાગ લેવો એ છે પૈસા ઘણા દેવાની આપણી તાકાત નથી વળી પૈસાથી જ જીત મેળવાય તેમ નથી અખૂટ લશ્કરથી જ જીત મેળવાય તેમ છે એ લશ્કર હિંદુસ્તાન પૂરુ પાડી શકે છે જો મુખ્યત્વે આપણા લશ્કરથી સામ્રાજ્યની જીત થાય તો સ્પષ્ટ છે કે, આપણે માગ્યા હક મેળવી શકીએ

કોઈ કહેશે કે હમણા હક ન મેળવીએ તો પાછળથી દગો થશે જે બળથી આપણે સામ્રાજ્યનો બચાવ કરીએ તે બળ વડે આપણે હક મેળવી શકીએ સામ્રાજ્યની નબળાઈનો વખત સાધી મેળવેલા હક સામ્રાજ્ય બળવાન થયે ખોઈ બેસવાનો સભવ છે સામ્રાજ્યને સતાવીને તેમા ભાગીદાર ન જ થવાય સામ્રાજ્યની સેવા કરીને આપણને જે હક મળવાના છે, તે તેની આવે સમયે કરેલી પજ વણીથી નહી જ મળે સામ્રાજ્યના તત્રીઓનો અવિશ્વાસ કરવો એ આપણા બળનો અવિશ્વાસ છે, આપણી નબળાઈની નિશાની છે આપણા હકનો આધાર તત્રીઓની ભલાઈ કે નબળાઈ ન હોવો જોઈએ, પણ તેનો આધાર આપણી લાયકાત, આપણુ બળ હોના જોઈએ

દેશી રાજ્યો સામ્રાજ્યને મદદ કરી રહ્યા છે, તેથી તેમને તેનો બદલો મળી રહે છે ધનાઢ્ય માણસો સરકારને પૈસાની પૂરી મદદ કરી રહ્યા છે, તેઓને તેનો બદલો મળે છે એમાના એકકે શરતથી મદદ નથી કરતા લશ્કરી સિપાઈ પોતાના નિમકને સારુ, પોતાની આજીવિકાને સારુ મદદ કરી રહ્યા છે તેઓને આજીવિકા અને તે ઉપરાંત ઇનામઅકરામ મળી રહે છે આ બધા આપણુ અંગ છે, પણ તેઓ સ્વરાજ્યવાદી ન ગણાય. તેઓનુ ધ્યેય સ્વરાજ્ય નથી તેઓ સ્વદેશપ્રીત્યર્થે મદદ નથી કરતા એવુ પણ બને કે જો આપણે વૈરભાવે સ્વરાજ્ય લેવા ઇચ્છીએ તો આ ત્રણે શક્તિઓ આપણી સામે સામ્રાજ્યના તત્રીઓ વાપરે અને આપણને હરાવે

આપણે જો સ્વરાજ્ય ઇચ્છતા હોઈએ તો આપણી ફરજ છે કે આપણે પણ સામ્રાજ્યને મદદ કરવી ને આપણને આપણો બદલો અવશ્ય મળશે.

આપણી દાનત શુદ્ધ હશે તો સરકાર પણ શુદ્ધ દાનતથી આપણી સાથે કામ કરશે. કદાચ શુદ્ધ દાનત નહીં રાખે એમ ક્ષણભર માનીએ તોપણ આપણે આપણી શુદ્ધતા ઉપર વિશ્વાસ રાખવો ઘટે છે. ભલાની સાથે જ ભલાઈ એમાં વીરતા નથી. ભૂંડાની સાથે પણ ભલાઈનો પ્રયોગ કરવામાં જ વીરતા રહેલી છે.

સરકાર આપણને લશ્કરમાં કમિશન * નથી દેતી; શસ્ત્ર ધારણ કરવાનો કાયદો-રદ નથી કરતી; લશ્કરી તાલીમ દેવાની શાળાઓ નથી ખોલતી; તો આપણે કેમ મદદ કરી શકીએ? વાંધા ખરા છે.

સરકાર આ વિષયમાં સુધારા નહીં કરવામાં મોટી ભૂલ કરે છે. ઇંગ્રેજી પ્રજાએ ઘણાં પુણ્ય કાર્યો કર્યાં છે. તેને સારુ પ્રભુ તેનું ભલું કરો. પણ ઇંગ્રેજી પ્રજાને નામે ઇંગ્રેજી અધિકારીઓએ હિંદુસ્તાનને શસ્ત્રરહિત કરી જે અઘોર પાપ કર્યું છે તે જો હજુ અધિકારી વર્ગ નહીં ચેતે તો તેનાં બધાં પુણ્યોને ધોઈ નાખશે. ન કરે નારાયણ ને હિંદુસ્તાનને કાંઈ પણ ઈજા પહોંચે, હિંદુસ્તાન બીજી પ્રજાને હસ્તક જાય તો હિંદી પ્રજાની હાય અંગ્રેજી પ્રજાને એવી સખત લાગશે કે એ પ્રજા જગતની આગળ ઝંખવાણી પડશે અને તેને તેત્રીસ કોટી પ્રજાને નામર્દ બનાવવા સારુ ફિટકાર લાગશે. હું માનું છું કે ઇંગ્રેજી પ્રજાના મહાન પુરુષો આ વસ્તુ સમજી ગયા છે, ચેતી ગયા છે, પણ પોતે રચેલી સ્થિતિ તેઓ એકદમ ફેરવી નથી શકતા. ઇંગ્રેજમાત્રને હિંદુસ્તાનમાં પેસતાં જ આપણી તરફ તિરસ્કારનું, પોતાની મોટાઈનું, આપણાથી અળગા રહેવાનું શિક્ષણ આપવામાં આવે છે, તેઓના વાતાવરણમાં એ રહ્યું છે. ઊંચા અધિકારવાળા આ વાતાવરણમાંથી મુક્ત થવા અને નીચેનાને મુક્ત કરવા પ્રયત્ન કરે છે, પણ એકદમ સફળતા નથી મેળવી શકતા. જો કફોડો વખત ન હોય તો આપણે તેઓની સાથે લડત, પણ આવે સમયે કમિશન આદિની રાહ જોઈ બેસી રહેવું એ મોંની ઉપર વેર વાળવાને સારુ નાક કાપ્યા બરોબર છે. એવું પણ બને, કે આપણે કમિશનની રાહ જોતા રહીએ અને આપણને સામ્રાજ્યને મદદ કરવાની તક ન જ મળે.

સરકાર કમિશન વગેરે ન આપી અથવા આપવામાં ઢીલ કરી આપણને લશ્કરમાં દાખલ થતાં અથવા બીજી રીતે મદદ આપતાં રોકવા ઇચ્છતી હોય તો-પણ આપણે આગ્રહપૂર્વક લશ્કરમાં દાખલ થવાની જરૂર છે એવી મારી દૃઢ માન્યતા છે.

સરકારને પાંચ લાખ માણસ લશ્કરને સારુ આ સમયે જોઈએ છે. આ માણસને ગમે તેમ કરી સરકાર મેળવશે. આપણે જો આટલાં માણસો આપીએ તો આપણે જશ મેળવીએ, આપણે સેવા કરીએ ને અયોગ્ય રીતે

* લશ્કરમાં અમલદાર બનવાનો અધિકાર.

કેટલીક વેળા રિક્રૂટિંગ એજન્ટો માણસોને લઈ જાય છે એવું સંભળાય છે, તે પણ મટે. ભરતીનું બધું કાર્ય આપણે હાથ આવે એ કાંઈ જેવી તેવી સત્તા નથી. જો સરકારને આપણો વિશ્વાસ હોય, જો તેની દાનત શુદ્ધ ન હોય તો સરકાર આપણી મારફતે ભરતી ન કરાવે.

ઉપરની દલીલો ને હકીકત ઉપરથી જોઈ શકાશે, કે આપણે લશ્કરમાં જોડાવાથી સામ્રાજ્યને મદદ કરી સ્વરાજ્યને સારુ લાયક બનીએ છીએ, હિંદુસ્તાનનો બચાવ કરતાં શીખીએ છીએ, ને કંઈક અંશે ગુમાવેલી મર્દાની પાછી મેળવીએ છીએ.

ઇંગ્રેજી પ્રજાના ગુણો ઉપર મારો વિશ્વાસ છે. તેથી જ હું ઉપર પ્રમાણે સલાહ આપી શકું છું એ મારે કબૂલ કરવું જોઈએ. હું માનું છું કે એ પ્રજાએ હિંદુસ્તાનને ઘણું નુકસાન કર્યું છે છતાં તે પ્રજાની સાથે રહેવામાં આપણને લાભ છે. તે પ્રજાના ગુણદોષોનુ માપ કરતાં મને તો ગુણનું માપ ચડિયાતું જણાય છે. તે પ્રજાની નીચે રહેવું દુઃખકર છે. પોતાની નીચે રહેલી પ્રજાને તેનું સ્વમાન ભુલાવવાના મહાન દોષો ઇંગ્રેજોમાં છે. પણ તેઓના બરોબરિયાને પૂરું માન આપવાના ને તેની તરફ વફાદારી બતાવવાના ગુણો પણ તેનામાં છે. બીજાના જુલમ નીચે કચરાયેલાને તે પ્રજાએ ઘણી વેળા મદદ કરેલી છે એ આપણે જોયુ છે. તેના ભાગમાં રહી આપણે ઘણું લઈ શકીએ છીએ ને ઘણું દઈ પણ શકીએ છીએ. અને આપણો આવો સંબંધ જગતને હિતકર થવાનો સંભવ છે. જો મારો આવો વિશ્વાસ ન હોય ને તે પ્રજાથી તદ્દન સ્વતંત્ર થવું એ મને ઇષ્ટ લાગે તો હું મદદ કરવાની સલાહ ન આપું એટલું જ નહીં પણ જરૂર તેની સામે બંડ કરવાની સલાહ આપી, બંડ કરનારની સજાને પાત્ર થઈ પ્રજાને ચેતવું. કોઈ પણ પ્રજાની મદદ વિના આપણે કેવળ સ્વતંત્રપણે ઊભી શકીએ એવી આપણી સ્થિતિ અત્યારે તો નથી. આપણી ઉન્નતિ સામ્રાજ્યમાં સરખા ભાગીદાર તરીકે રહેવામાં છે એમ હું માનું છું, ને બધા સ્વરાજ્યવાદીઓ માને છે એમ મેં આખા ભારતવર્ષમાં અનુભવ્યું છે. જે આશા હું ખેડા જિલ્લાની અને ગુજરાતની રાખું છું તે પાંચસો-સાતસો માણસની ભરતી કરવાની નહીં, પણ હજારોની. ગુજરાત 'નમાલા'ના કલંકમાંથી નીકળવા માગે તો તેણે હજારો સિપાહીઓ આપવા જોઈશે. આ લશ્કરની કલ્પનામાં શિક્ષિત વર્ગ, પાટીદાર, બારૈયા, વાઘરી બધા આવી જાય છે ને બધા એક હારમાં ઊભીને લડે એવી આશા હું રાખું છું. જ્યાં સુધી શિક્ષિત અથવા કેળવાયેલો 'શ્રેષ્ઠ' વર્ગ નહીં નીકળે ત્યાં સુધી ઇતર વર્ગની આશા રાખવી વ્યર્થ છે. કેળવાયેલા વર્ગમાંથી જેઓ મોટી ઉંમરના છતાં તંદુરસ્ત હોય તે બધા આવી શકશે એવી મારી ઉમેદ છે. તેવાઓનો ઉપયોગ લડવામાં નહીં તો લડાઈને

અંગે રહેલાં અનેક કામોમાં થઈ શકે, સિપાહીની બરદાસ્તમાં થઈ શકે. જેને ઉંમરલાયક દીકરા છે તેઓ દીકરાને મોકલતાં જરાયે નહીં અચકાય એવી મારી ઉમેદ છે. લડાઈમાં દીકરાનો ભોગ આપવો એ દુઃખકર નહીં પણ વીર પુરુષને સુખકર હોવું જોઈએ. આ વેળાએ દીકરાનો ભોગ તે સ્વરાજ્યને ખાતર અપાયો કહેવાશે.

બહેનોને મારી વિનંતી છે, કે તમે મારી આ અરજપત્રિકાથી ગભરાશો નહીં, પણ તેને વધાવી લેશો. તેમાં તમારા રક્ષણની, તમારી લાજની ચાવી રહી છે.

ખેડા જિલ્લામાં ૬૦૦ ગામડાં છે. દરેક ગામડામાં સરેરાશે હજાર કરતાં વધારેની વસ્તી છે. જો દરેક ગામ ઓછામાં ઓછા ૨૦ માણસને કાઢે તો ૧૨,૦૦૦ માણસનું લશ્કર ખેડા જિલ્લો આપે. ખેડા જિલ્લામાં સાત લાખની વસ્તી છે, એટલે સેંકડે ૧.૭ માણસનું પ્રમાણ આવે છે. મરણ પ્રમાણ તેથી વધારે છે. આટલો ભોગ પણ આપણે જો સામ્રાજ્યને — સ્વરાજ્યને આપવા તૈયાર ન હોઈએ તો આપણે નાલાયક ઠરીએ એમાં નવાઈ નહીં ગણાય. જો દરેક ગામ વીસ માણસને આપે તો તેઓ લડાઈમાંથી પાછા ફર્યે ગામના જીવતા કિલ્લારૂપે રક્ષક થઈ પડશે. જો તેઓ રણક્ષેત્રમાં પડશે તો પોતાને, ગામને ને દેશને અમર કરશે ને તેની પાછળ તેવા બીજા વીસ તૈયાર થઈ દેશનું રક્ષણ કરશે.

આ કાર્ય કરવું જ હોય તો તે કરવામાં આપણે ઢીલ નથી કરી શકતા. દરેક ગામમાંથી બળવાનમાં બળવાન માણસને ચૂંટીને તેનાં નામ મોકલવામાં આવે એ હું ઇચ્છું છું, એ ભાઈઓ ને બહેનો પાસે માગું છું. તમને સમજાવવા અને અનેક અનેક સવાલો ઊઠશે તેનો જવાબ આપવા સારુ મુખ્ય ગામે સભાઓ ભરવામાં આવશે, સ્વયંસેવકો પણ નીકળી પડશે.

ભાઈ વલ્લભભાઈ ઝવેરભાઈ પટેલ (બૅરિસ્ટર), ભાઈ કૃષ્ણલાલ નરસીલાલ દેસાઈ (એમ. એ., એલએલ. બી.), ભાઈ ઇંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક (બી. એ, એમએલ. બી.), ભાઈ હરિપ્રસાદ પીતાંબરદાસ મહેતા (હિતેચ્છુ પ્રેસના માલિક), ભાઈ પ્રાગજી ખંડુભાઈ દેસાઈ, ભાઈ મોહનલાલ કામેશ્વર પંડ્યા, ભાઈ ગણેશ વાસુદેવ માવળંકર (બી. એ., એલએલ. બી.), ભાઈ કાળિદાસ જશકરણ ઝવેરી (બી. એ., એલએલ. બી.), ભાઈ ફૂલચંદ બાપુજી શાહ, ભાઈ ગોકલદાસ દ્વારકાદાસ તલાટી (બી. એ, એલએલ. બી.), ભાઈ શિવાભાઈ ભાઈલાલભાઈ પટેલ (બી. એ. એલએલ. બી.), ભાઈ રાવજીભાઈ મણિભાઈ પટેલ વગેરે ગૃહસ્થો આ કાર્યમાં જોડાયા છે.

નડિયાદ, તા. ૨૨-૬-'૧૮ **મોહનદાસ કરમચંદ ગાંધી**

('પ્રજાબંધુ', ૩૦-૬-'૧૮)

## ૨

# લશ્કરભરતીની અપીલ

### [પત્રિકા બીજી]

પહેલી પત્રિકા લખ્યાને આજે એક માસ થયો. તે દરમિયાન હું અને મારી સાથે કાર્ય કરી રહેલા ભાઈઓએ ઘણો અનુભવ મેળવ્યો છે. નડિયાદ, કરમસદ, રાસ, કઠલાલ, જંબુસર વગેરે જગ્યાઓમાં સભાઓ કરી. સેંકડો સ્ત્રીપુરુષો સાથે વાતચીત કરી.

મળેલો અનુભવ આપની સમક્ષ મૂકવા રજા લઉં છું. ભાગ્યે સો માણસ થયાં હશે. આ સંખ્યા એક માસનો વિચાર કરું છું ત્યારે અને જે પ્રવાસ થયો છે તેનો વિચાર કરું છું ત્યારે મને ઘણી ઓછી લાગે છે. લોકોની સ્થિતિનો ખ્યાલ કરું છું તો મને લાગે છે કે આટલાં માણસો તૈયાર થયાં છે તે આશ્ચર્યકારક છે. જે વર્ગે કોઈ દહાડો લડવામાં ભાગ નથી લીધો, જેઓએ કોઈની ઉપર લાકડી નથી ઉગામી તેવા માણસો તેમાં દાખલ થયા છે. તો જો લડવાને લાયક છે એવો વર્ગ તૈયાર કરી શકાય તો અખૂટ લશ્કર પેદા કરી શકાય.

સમજુ વર્ગની ખામીઓ આ અવસરે ચોખ્ખી જોઈ શકાય છે. હું 'શિક્ષિત'ને બદલે 'સમજુ' શબ્દ વાપરું છું. આવા પુરુષો અને સ્ત્રીઓ પોતાની ફરજ બજાવે તો જે વર્ગ કુદરતી રીતે લડાઈમાં જવા લાયક છે તેઓની ઉપર અસર કરી શકે. મારો અનુભવ સમજુ વર્ગની મોટી અશક્તિ સિદ્ધ કરનારો છે. તેઓ રાષ્ટ્રીય કાર્યમાં પૂરતો રસ નથી લેતા એટલે ભરતીનું કામ મુશ્કેલ થઈ પડે છે. તેથી સમજુ વર્ગ જેઓના હાથમાં આ પત્રિકા આવે તેઓ જો આ કાર્ય ઉપર શ્રદ્ધા રાખતા હોય તો તેઓએ તૈયાર થઈ આ મહાન કાર્યને સારુ અભણ-અણસમજુ વર્ગ છે તેને પ્રેરવા.

પણ સમજુ વર્ગમાં એવા મેં જોયા છે કે જેઓને આ કાર્યને વિષે શ્રદ્ધા નથી. તેઓને સારુ આ પત્રિકા લખી છે. તેઓ ધ્યાનપૂર્વક પત્રિકા વાંચે એવી મારી તેમને વિનંતી છે. ચાલુ સ્થિતિનો ખ્યાલ કરી કર્તવ્યની રેખા બાંધવી એ ડાહ્યા માણસનું કામ છે. આપણે અંગ્રેજની સાથેનો સંબંધ તોડવા માગીએ તો તો જરૂર આપણે મદદ ન જ કરવી જોઈએ. એ સંબંધ તોડવા

માગીએ છીએ એ કહેનાર થોડા જ જોવામાં આવ્યા છે. તેઓ માગનાર પણ આજે તોડી ન જ શકે એમ છે એ તો સૌ કોઈ જોઈ શકે છે. ગમે તેમ હોય પણ આજે આપણું તારણ અંગ્રેજને મદદ કરવામાં જ છે. તેમને મદદ કરવી એ આપણને પોતાને મદદ કરવા બરોબર છે. જ્યાં આપણો અને એમનો સ્વાર્થ એક જ દિશામાં વહે છે ત્યાં એકબીજાના દોષોનું ચિંતવન કરી એકબીજાની મદદે ન જવું એ તો અતિ અવિચારનું કામ ગણાય. આપણે જે ગામમાં રહેતા હોઈએ તે ગામના આપણા શત્રુ પર ધાડ આવે ને તેથી આખા ગામને નુકસાન થવાનો સંભવ હોય તો આપણે શત્રુતાને ભૂલી જઈશું અને આવી પડેલી ધાડ દૂર કરવા સારુ શત્રુની વહારે ચડશું ને ધાડપાડુને હાંકી કાઢશું. એવું જ આજ આ યુદ્ધમાં વર્તે છે. આપણે અત્યારે સામાન્ય આફતની સામે થવાની જરૂર છે એટલું જ નહીં પણ આપણી ફરજ છે. બીજી શંકા એ ઉઠાવવામાં આવી છે કે યુદ્ધમાં સારામાં સારા માણસો મોકલી આપણે તેમને મરાવી નાખવા એ ક્યાંનો ધર્મ? આમ તો સ્વરાજ્યવાદી સઘળા માર્યા જાય, એટલે આપણે સ્વરાજ્ય શું લેવાના હતા? આ શંકા જો બુદ્ધિમાન ગણાતા માણસોએ ન ઉઠાવી હત તો હું તેને હાસ્યજનક કહેત. હિંદુસ્તાનમાં પાંચ લાખ જ સ્વરાજ્યવાદીઓ હોય તો આપણે સ્વરાજ્યને લાયક નથી એ તો સ્પષ્ટ છે. પણ શંકા ઉઠાવનારનું કહેવું એ છે કે સ્વરાજ્યવાદી ગમે તેટલા હોય પણ સ્વરાજ્યની હિલચાલ કરનારા સમજુ માણસો તો પાંચ લાખથીયે ઓછા છે. એ વાત ખરી છે. માત્ર એક વસ્તુ ભુલાઈ જવાય છે. પાંચ લાખ મરણિયા માણસોને તૈયાર કરતાં પચાસ લાખ માણસોને કાને યુદ્ધ, સ્વરાજ્ય વગેરેની વાત પહોંચશે. આપણે પાંચ લાખ સ્વતંત્ર માણસોને તૈયાર કરવા ઇચ્છીએ છીએ. એઓ સમજપૂર્વક પોતાની ઇચ્છાએ જશે. તેના મિત્રો, સગાં વગેરેની તેણે સલાહ લીધી હશે એટલે પાંચ લાખ જનારા માણસો પોતાની પાછળ લાખ્ખો પોતાના જેવાને મૂકી જશે. ખરી વાત તો એ છે કે આપણે લડાઈ કરવાની શક્તિ જ ખોઈ બેઠા છીએ અને વીરતાનો નાશ થઈ ગયો છે. આપણી સ્ત્રીઓનું રક્ષણ કરવા જેટલી પણ આપણામાં શક્તિ નથી. ધર્મને નામે કર્મ (કર્તવ્ય) ભૂલ્યા છીએ. ધોળે દહાડે ગામડામાં ધાડ પડે તેની સામે પણ આપણે ઊભી શકતા નથી. એક હજારની વસતીમાં આઠ માણસો આવી લૂંટફાટ કરી ચાલ્યા જઈ શકે એ દેખાવ આખી દુનિયામાં હિંદુસ્તાનમાં જ બની શકે છે. આઠ માણસને હઠાવી ન શકે એવા શરીરે તદ્દન દુર્બળ ગામડિયા નથી. પણ તેઓને મરણનો ભારે ભય છે. એવી લડાઈમાં પડી પોતાનું શરીર કોણ જોખમમાં નાખે? છોને લૂંટે. સરકારનું કામ છે. એ ફોડી લેશે, એમ વિચારી ઘરમાં ભરાઈ રહે છે. પડોશીનું ઘર બળે, તેની લાજ લૂંટાય, માલ જાય,

તેની આ તત્ત્વજ્ઞાનીને પરવા નથી. જ્યાં સુધી આ તત્ત્વજ્ઞાન (અંધકાર)નો નાશ નથી થયો ત્યાં લગી હિંદુસ્તાનમાં ખરી શાંતિ થવાની નથી સરકારી કે બીજા સિપાઈ આવે ત્યારે જ આપણે ગામ બચાવી શકીએ એ સ્વમાન જાળવનારને સારુ અસહ્ય સ્થિતિ છે આવી સ્થિતિમાંથી નીકળવાનો તાત્કાલિક ઇલાજ આપણે હાથ આવેલો છે સિપાહીની ભરતીમાં દાખલ થવાથી આપણને હથિયાર વાપરતા આવડશે, આપણામાં રાષ્ટ્રીય જુસ્સો આવશે ને આપણે ગામોનુ રક્ષણ કરવા લાયક બનશુ

અમે જઈએ તો અમારા બૈરાંછોકરાંનું શું થાય? આ સવાલ તો સૌ પૂછે. લડાઈમાં જનારને દર માસે કપડાં, ખાવાપીવા ઉપરાંત પગાર મળે છે. ઓછામાં ઓછા અઢાર રૂપિયા મળે અને લાયકાત મુજબ તેનો દરજ્જો વધે અને પગાર પણ વધે જો તેનું મરણ થાય તો તેના બૈરાંછોકરાંનું ભરણપોષણ સરકાર કરે છે લડાઈમાંથી પાછા ફરે તેને ઇનામઅકરામ મળે છે મારી માન્યતા છે, કે અંતમાં જે આર્થિક લાભ સિપાહીગીરીમાં છે તે બીજા ધંધામાં નથી જ મળતો.

પણ એવા લાભ તો અંગ્રેજોને જ મળી શકે છે, આપણને ક્યાં મળે છે? — એમ કહેનાર સાંભળ્યા છે. તેઓને કહેવાનુ કે આપણી મહેનતથી પાંચ લાખ સમજુ માણસનુ લશ્કર થાય અને તેઓને અંગ્રેજ જેટલા જ હક ન મળે એ બનવાજોગ નથી એવું બને તો પાંચ લાખની અને આગેવાનોની ખામી જ સિદ્ધ થાય પાંચ લાખ સ્વયંસેવકોનુ લશ્કર પેદા થાય તો તે લશ્કર અંગ્રેજ લશ્કરની બરાબરી કરે ને તેના જેટલા જ હકો મેળવે પાંચ લાખનું આ પ્રમાણે લશ્કર ઊભુ થવામાં જ હકો સમાયેલા છે.

• તમે કહો છો કે વગર શરતે લડાઈમાં જાઓ બીજા સલાહકાર કહે છે સરખા હકનુ વચન લઈને જાઓ ત્રીજા કહે છે જવાને બંધાયા જ નથી ઊંઘ વેચીને ઉજાગરો ન કરો આવી ત્રણ સલાહમાં અમે ગૂંચવાઈએ છીએ. અમને તો લાગે છે, કે આવી સ્થિતિમાં જેવા છીએ તેવા રહીએ એ ડહાપણ જણાય છે મારો નમ્ર ઉત્તર છે, કે આવાં વાક્યો તો બીરુનાં છે. જેમ જેમ કાળ જશે તેમ તેમ પક્ષો બંધાશે, જુદા મતો પડશે એ બધને તમારે વિચારવા પડશે. જે સ્વરાજ્ય લેવાની તમે અને આપણે બધાએ પ્રતિજ્ઞા લીધી છે તે પ્રતિજ્ઞાની ખાતર પણ લડાઈમાં ભાગ નહી લઈએ એવી વાત કરવી એ સ્વરાજ્યનો દ્રોહ હું તો ગણુ છુ. શરત કરાવીને સેનામાં દાખલ થતાં આપણું દાખલ થવાનું રહી જવાનો અને સ્વરાજની યોજના પણ મુલતવી રહેવાનો ભય રહ્યો છે લશ્કરમાં દાખલ થવામાં જ સ્વરાજ્યની અને આપણા દેશની સહીસલામતી છે ભરતીમાં

દાખલ થવાથી સ્વરાજ્યને ધક્કો તો ન જ પહોંચે એમ તો બધા પક્ષ કબૂલ કરે. એટલે ત્રણે પક્ષમાં મુકાબલે પણ ભરતીમાં દાખલ થવું એ જ સારો પક્ષ ગણાય એમ હું માનું છું. મારી ઉમેદ છે કે ખેડા જિલ્લાના ભાઈઓ પોતાની ફરજ બજાવશે અને પોતાનાં નામ સ્વયંસેવકોને આપશે અથવા પરબારાં આશ્રમ પર મોકલી દેશે.

બહેનો આ કાર્યમાં મદદ કરશે એવી મારી ઉમેદ છે. હું જાણું છું કે કેટલીક બહેનો પોતાના ધણીને અને દીકરાઓને જતા અટકાવે છે. તેઓ ઊંડાં ઊતરી વિચાર કરશે તો સમજાશે કે પોતાના ધણી કે છોકરા વીરપુરુષ થાય એમાં તેમનો સ્વાર્થ છે, દેશનો તો છે જ.

નડિયાદ, તા. ૨૨-૭-'૧૮ — આપનો સદાનો સેવક

('પ્રજાબંધુ', ૪-૮-'૧૮) — મોહનદાસ કરમચંદ ગાંધી

# સૂચિ